# سل تعط

અર્થાત

# માંગતા જા લેતા જા

## રસૂલે પાક (સલ્લ.)ની બરકતવંત દુઆઓ, સહાબા (રદિ.), તાબિઈન (રહ.) તથા અન્ય બુઝુર્ગાને કિરામના ભરોસાપાત્ર અનુભવની રોશનીમાં




લેખક

મૌલાના મુહમ્મદ [illegible]ા
બિન હઝરત મ[illegible]
અહમદ લૂલાત સાહબ [illegible]વી

શૈખુલ હદીસ
દારુલ ઉલૂમ હિદાયતુલ ઇસ્લામ આલીપૂર,
વાયા બીલીમોરા, તા. ચિખલી,
જીલ્લા નવસારી, ગુજરાત (પિન કોડઃ ૩૯૬૪૦૯)
(મોબાઇલઃ ૯૪૨૮૧૭૯૬૦૦, ૯૮૭૯૨૪૫૭૮૪,
ફોનઃ ૦૨૬૩૪-૨૩૭૩૮૭)

سَلْ تُعْطَ

અર્થાત્

# માંગતા જા, લેતા જા

લેખક

હઝરત મવલાના મુહમ્મદ મુજતબા
બિન મવલાના અહમદ લૂલાત સાહબ રવીદ્રવી
શૈખુલ્ હદીસ : દારુલ ઉલૂમ હિદાયતુલ્ ઈસ્લામ,
આલીપુર, જિ. (નવસારી)

અનુવાદકો

[૧] અબ્દુલ્ કાદિર ફાતીવાલા
[૨] મવલાના મુહમ્મદ યૂનુસ મુન્શી ફલાહી

પ્રકાશક

દારુલ્ ઈરશાદ વલ્ ઈઅ્લામ
આલીપુર

કિતાબ : 'માંગતા જા, લેતા જા'

લેખક : હઝરત મવલાના મુહમ્મદ મુજતબા
બિન મવલાના અહમદ લૂલાત સાહબ રવીદ્રવી

પ્રકાશન વર્ષ : રજબુલ મુરજ્જબ, હિજરીસન ૧૪૩૧
જુલાઈ, ઈસ્વીસન ૨૦૧૦

ટાઈપ સેટિંગ : મવલાના મુહમ્મદ યૂનુસ મુન્શી ફલાહી

અનુવાદકો : [૧] અબ્દુલ્ કાદિર ફાતીવાલા (વલસાડ)
[૨] મવલાના મુહમ્મદ યૂનુસ મુન્શી ફલાહી

આવૃત્તિ : બીજી

પ્રકાશક : દારુલ્ ઈરશાદ વલ્ ઈઅ્લામ,
આલીપુર, તા. : ચીખલી, જિ. : નવસારી

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

وَقَالَ رَبُّكُمْ

اُدْعُوْنِىْ اَسْتَجِبْ لَكُمْ

' વ કા–લ રબ્બુકુમ્
ઉદ્ઊની અસ્તજિબ્ લ–કુમ્.'

[સૂરએ 'મુઅમિન' : ૬૦]

અલ્લાહ તઆલા ફરમાવે છે :
તમે મારાથી દુઆ કરતાં રહો,
હું તમારી દુઆ કબૂલ કરતો રહીશ.

# અનુક્રમણિકા

## દુઆઓ અને વઝીફાઓ

## ખિતામુહૂ મિસ્ક [કસ્તૂરીનું સીલ]



### શખ્સિયાત

[આ કિતાબમાં ઉલ્લેખિત મહત્ત્વની વ્યક્તિઓનો પરિચય]

### [૧] સહાબા (રદિ.)

## [૩] તાબિઈન (રહ.)



## [૪] તાબિઈય્યહ (રહ.)



## [૫] અન્ય પૂર્વજો



## [૬] ઝાલિમ અને ફાસિક હાકિમ

# પેશ લફ્ઝ

**ઉસ્તાઝે મુહતરમ હઝરત અકદસ મવલાના**
**મુફ્તી અબ્દુલ્લાહ સાહબ મદ્દ ઝિલ્લુહુલ્ આલી**

સ્થાપક અને શય્ખુલ્ હદીસ :
જામિઅહ મઝહરે સઆદત, હાંસોટ, જિ. ભરૂચ

**અલ્હમ્દુલિલ્લાહિ રબ્બિલ્ આલમીન. વસ્સલાતુ વસ્સલામુ અલા સય્યિદિલ્ અંબિયાઈ વલ્ મુરસલીન.**

**અમ્મા બાદ !**

અલ્લાહ રબ્બુલ્ ઈઝ્ઝતે કાઈનાત (જગત)નું વ્યવસ્થાતંત્ર કંઈક એવું બનાવ્યું છે કે આ આકાશના નીચે વસનારા દરેક ઈન્સાનને નામુવાફિક હાલાત (વિષમ સંજોગો) અને મુસીબતોનો સામનો કરવો પડે છે. એનાથી :

ન અંબિયાએ કિરામ અલયહિમુસ્સલામ અપવાદ છે;
ન અવલિયા અને સુલહાએ ઈઝામ અપવાદ છે.

અલબત્ત, આ મુશ્કિલીઓ અને સમસ્યાઓની કસોટીથી તેમજ વ્યાકુળતા અને નુકસાનથી મુક્તિની ચાવી પોતાની અબ્દિયત જાહેર કરવી અને મઅબૂદે હકીકીની તરફ રુજૂઅ થવું છે. એટલે મુહસિને ઈન્સાનિય્યત (માનવમાત્રના ઉપકારક) સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે સંજોગો અનુસાર એવી જામિઅ (સર્વગ્રાહી) દુઆઓ ઉમ્મતને શિખવી છે જેના ઝરીઆથી એક પરેશાન અને દુઃખી બંદો પોતાની અબ્દિય્યતનો સ્વીકાર કરીને, મૌલાએ હકીકીની તરફ ધ્યાનિત થઈ જાય છે. અને તેની અપાર રહેમતોથી પોતાની મુરાદના

દામનને ભરી લે છે.

અલ્લાહપાકને પોતાના બંદાના અમલની આ રીત ખૂબ જ ગમે છે. એટલે જ તો કહી રાખ્યું છે :

اُدْعُوْنِىٓ اَسْتَجِبْ لَكُمْ 'ઉદ્ઊની અસ્તજિબ્ લકુમ.'
[સૂરએ 'મુઅ્મિન' : ૬૦]

[તમે મારાથી દુઆ કરો, હું તમારી દુઆ કબૂલ કરીશ.]

કુર્આને કરીમમાં અલ્લાહ તઆલાએ અનેક જગ્યાએ અંબિયાએ કિરામની મુસ્તજાબહ (સ્વીકાર્ય) દુઆઓનો ઉલ્લેખ કર્યો છે.

માનવંત મુહદ્દિસોએ જેવી રીતે અહકામ અને ફઝાઈલની રિવાયતોને ઈહતિમામથી નકલ કરી છે, તે જ રીતે તેમણે પોતાની કિતાબોમાં નુબુવ્વતની ઝબાનથી ઉચ્ચારિત દુઆના કલિમાતને પણ ભરોસાપાત્ર સનદો સાથે સુરક્ષિત કરી દીધા છે. બલ્કે ઉલમાની એક મોટી જમાઅતે એ અઝકાર અને દુઆઓ પર આધારિત અલગ કિતાબો લખી છે. જેમાં :

- ઈમામ નવવી (રહ.)ની 'અલ્ અઝકાર',
- અલ્લામહ સુયૂતી (રહ.)ની 'મુખ્તસરુલ્ અઝકાર',
- ઈબ્નુલ્ જઝરી (રહ.)ની 'અલ્ હિસ્નુલ્ હસીન',
- ઈબ્નુસ્સુન્નીની 'અમલુલ્ યવ્મિ વલ્ લયલહ',
- સફિયુદ્દીન અલ્ તલમ્સાનીની 'તરાઝુલ્ કુમ્મિલ મઝહબ', અને
- યૂસૂફ નબ્હાનીની 'રિયાઝુલ્ જન્નહ', ને ખાસ વિખ્યાતી અને લોકપ્રિયતા હાસિલ છે.
- ઉર્દૂ ભાષામાં પણ એવા દુઆના સંગ્રહો અને રિસાલાઓ મળી શકે છે જેનાથી અલ્હમ્દુલિલ્લાહ ઉમ્મતને ઘણો ફૈઝ (ફાયદો) પહોંચી રહ્યો છે.

ખૂશીની વાત છે કે અઝીઝે ગિરામી મવલાના મુજતબા સાહબ, (શયૂખુલ્ હદીસ મદ્રસા હિદાયતુલ્ ઈસ્લામ, આલીપૂરે) પણ આ તરફ ખાસ ધ્યાન આપ્યું છે; અને ઘણી મહેનત અને પરિશ્રમથી, ખાસ અંદાઝમાં દુઆઓ, અઝકાર, મઅમૂલાત અને વઝાઈફને એવી રીતે સંપાદિત કર્યા છે કે વાંચનારાને દિલમાં શોખ અને રગબત (આકર્ષણ) તથા ઈમાન અને ઈહતિસાબ (સવાબની ઉમ્મીદ)ની સાથે અમલના મુબારક જઝબહ ઉભરવા લાગે છે.

આ કિતાબના સંપાદકે હવાલાઓ અને હદીસોની તખરીજ (નિર્દેશ)ના પ્રબંધની સાથે સાથે અનુભવો પણ જણાવીને વાચક માટે વિશેષ સંતોષ અને શોખની સામગ્રી ઉપલબ્ધ કરી દીધી છે.

પહેલાંના બુઝુર્ગોની કિતાબોમાં પણ આપણને એના નમૂનાઓ મળે છે. જેમ કે : હાફિઝ અબૂ નઈમ અસ્ફહાની (રહ.)ની કિતાબ : 'હિલ્યતુલ્ અવલિયાઅ'માં જયાં રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની અહઝાબવાળી દુઆ :

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُ بِنُوْرِ قَدَمِكَ الخ

"અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિનૂરિ ક–દ–મિક... (અંત સુધી)

નો ઉલ્લેખ કર્યો છે ત્યાં આ અનુભવ લખ્યો છે કે :

એક વખતે ખલીફા હારૂન રશીદે રાતના સમયે ઈમામ શાફિઈ (રહ.)ને ગુસ્સાની હાલતમાં બોલાવ્યા. ઈમામ શાફિઈ (રહ.)એ આ દુઆનો સહારો લીધો તો હારૂનનો ગુસ્સો જતો રહ્યો. એટલા માટે આ દુઆ 'દુઆએ શાફિઈ'ના નામથી મશહૂર થઈ ગઈ.

[રિયાઝુલ્ જન્નહ' : ૫૧]

અલબત્ત, કોઈ રિવાયત અથવા વિર્દના પછી અનુભવ જણાવવાનો મકસદ માત્ર શોખ અને તકવિય્યત છે. એના મારફતે

કોઈ હદીસની તસ્હીહ (સાચી હોવાની સાબિતી) નથી હોતી. અને એ દષ્ટિ બિંદુ (વિચાર)થી અનુભવો જણાવવું યકીનન્ ફાઈદાથી ખાલી નથી. આ વાત આ પૂર્વભૂમિકામાં ધ્યાનપાત્ર છે કે અલ્લામહ તલસ્માનીની મશહૂર કિતાબ 'તરાઝુલ્ કમ્મિલ્ મઝહબ'માં પણ દુઆઓ અને અઝકારના ઉલ્લેખ બાદ કેટલીક જગાએ અનુભવો પણ લખ્યા છે. એના પર એક અરબ મુહક્કિક (સંશોધક) અબૂ અમ્ર અલ્ હુસયનીએ સખ્ત સમીક્ષા કરતાં કહ્યું છે કે :

> "હદીસોની તકવિય્યતના માટે મનામાત (સ્વપ્નાઓ) અને મુશાહદાત (અવલોકનો)નો સહારો લેવો અત્યંત ભૂલ ભરેલું કામ છે."
> [કિતાબની પ્રસ્તાવના, પાનું : ૧૧]

પરંતુ મધ્યમ દષ્ટિબિંદુ એ જ છે જે ઉપર રજૂ કરવામાં આવ્યું છે. એ આપણા યુવાન વયના અને યુવાન મનોરથના લેખંકની નઝર સમક્ષ પણ છે. એટલા માટે એમાં કોઈ શક નથી કે મુહતરમ લેખકે એક મુબારક અને મસઊદ (કલ્યાણકર્તા) પગલું ઉઠાવ્યું છે. અને આનંદ પર વિશેષ આનંદ આ છે કે ઘણા ટૂંકા સમયગાળામાં લેખકની આ ત્રીજી કિતાબ મુદ્રણના ઘરેણાંથી આભુષિત થવા માટે જઈ રહી છે.

અલ્લાહ પાક આ કોશિશને બેહદ કબૂલ ફરમાવે અને આપણ સૌને શરતોની પાબંદીની સાથે દુઆઓ અને અઝકારના ઈહતિમામ (પ્રબંધ)ની તૌફીક અર્પણ કરે.

ફકત વસ્સલામ.

**અબ્દુલ્લાહ પટેલ રવીદ્રવી**
**જામિઅહ મઝહરે સઆદત, હાંસોટ, ગુજરાત**

# પ્રસ્તાવના

## મુફસ્સિરે કુર્આન
## હઝરત મવલાના અબ્દુર્રહીમ સાહબ (દા.બ.)

નાઈબ શયૂખુલ્ હદીસ :
જામિઅહ ઈશાઅતુલ્ ઉલૂમ, અક્કલકૂવા, મહારાષ્ટ્ર

○ ઈસ્લામ એક સર્વગ્રાહી અને સર્વદિશ મઝહબ છે.

○ એ ઈન્સાનને માત્ર પોતાના ખાલિક (સર્જનહાર) અને માલિકની માત્ર ઓળખ જ કરાવતો નથી બલ્કે રાત—દિવસની પ્રત્યેક પળમાં તેની સાથે પોતાનો સંબંધ સ્થાપિત રાખવાનો તરીકો પણ બતાવે છે.

○ એ જ તે મઝહબ (ધર્મ) છે જે ઈન્સાનને કાઈનાત (જગત)ની તમામ મખ્લૂકાત (સૃષ્ટિ)માં સૌથી ઉચ્ચતર અને શ્રેષ્ઠતર હોવાનું બહુમાન અર્પણ કરે છે.

○ ઈન્સાનને ઈન્સાનિય્યતની મેઅરાજ (ઉચ્ચતમ સ્થાન) આપે છે અને દુઆઓના સ્વરૂપમાં તેને પોતાના આશ્રયદાતા અને રક્ષણહાર ઝૂલ જલાલ પરવરદિગારની સાથે મેળવીને વાતચીતનું બહુમાન બખ્શે છે.

અલ્લાહ તઆલાએ ઈન્સાનને સૌથી શ્રેષ્ઠ મખ્લૂકની હેસિયતથી પૈદા ફરમાવીને તેમાં :

- ઝહાનત અને ઝકાવત (પ્રતિભા અને બુદ્ધિમત્તા)
- ઈલ્મ અને મઅરિફત (વિદ્યા અને ઓળખશકિત)
- તદબ્બુર અને તફક્કુર (ચિંતન અને મનન)
- ફિક્ર અને અમલ (વિચાર અને વર્તન)

• ખુદ શનાસી અને ખુદા શનાસી (પોતાની અને અલ્લાહની ઓળખ) ના જવહર (તત્ત્વો) મૂકયા છે. અને તેને બતાવ્યું કે :

• સમગ્ર કાઈનાત (જગત)નું કણ–કણ મહાન પરિપકવ હિકમત હેઠળ અસ્તિત્વમાં આવ્યું છે.

• સર્વમાં અલ્લાહની રુબૂબિયતનો કરિશ્મો કાર્યરત છે.

• ધરતી અને આકાશનું સર્જન તથા રાત–દિવસના ઈખ્તિલાફ (બદલાવ)માં તેની જલવાગીરી નુમાયા (દશ્યમાન) છે.

• આ બાબતોમાં ચિંતન–મનન કરવાથી ઈન્સાનની અકકલને સજીવતા અને તેના કલ્બ (દિલ)ને બશારત પ્રાપ્ત થશે; અને તેને પ્રત્યેક પળે કૃપાળુ પરવરદિગારની પ્રેરણા આપતી રહેશે.

કુર્આન કહે છે :

اِنَّ فِیْ خَلْقِ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَاخْتِلَافِ الَّیْلِ
وَالنَّهَارِ لَاٰیَاتٍ لِّاُولِی الْاَلْبَابْ

**“ઈન્ન ફી ખલ્કિસ્સમાવાતિ વલ્ અર્ઝિ વખ્તિલાફિલ્લયૃલિ વન્નહારિ લ–આયાતિલ્ લિઉલિલ્ અલ્બાબ”**

[સૂરએ ‘આલિ ઈમરાન’ : ૧૮૯]

**અર્થ :** બેશક, આકાશો અને પૃથ્વીના બનાવવામાં તેમજ રાત્રિ અને દિવસના ફેરફારમાં બુદ્ધિશાળીઓ માટે (તવહીદ)ની નિશાનીઓ છે.

કાઈનાત (જગત)નું સમગ્ર વ્યવસ્થા તંત્ર ઈહતિયાજ (આવશ્યકતા, જરૂરત)ની સિસ્ટમ (પધ્ધતિ) પર સ્થાપિત છે. મખ્લૂકાત (સૃષ્ટિ)માં દરેક એક બીજાના મુહતાજ છે.

تَتَبَیَّنَ الْاَشْیَاءُ بِاَضْدَادِهَا

**ત–ત–બય્યનલ્ અશ્યાઉ બિ અઝ્દાદિહા**

**અર્થ :** દરેક વસ્તુની હકીકત તેની ઝિદ (વિરુદ્ધ ગુણવાળી વસ્તુ)થી ઓળખવામાં આવે છે.

- જો જમીનની પસ્તી (નિમ્નતા) ન હોત તો આસમાનની બુલંદી (ઉચ્ચતા) બેકાર હતી;
- જો સૂરજની પ્રકાશિતતા ન હોત તો ચાંદની ચાંદની શકય ન હતી;
- અને તો સૂરજની અઝમત (મહાનતા)ને કોણ પૂછતે ?
- જો તડકાની ગરમી ન હોત તો છાંયડાની ઠંડકની તલાશ કોણ કરતે ?
- જો તરસની તીવ્રતા ન હોત તો તૃપ્તીની લિઝ્ઝત કોણ મહેસૂસ કરતે ?
- જો ભૂખની વ્યાકુળતા ન હોત તો આસૂદગી (ધરાઈ જવા)ની મઝા કોણ લેતે ?
- જો અજ્ઞાનતા ન હોત તો ઈલ્મ ફાયદા વગરનું રહી જાત;
- જો બીમારી ન હોત તો તબીબની નિપુણતા લાભ વિહિન હોત;
- જો ગરીબી ન હોત તો ધન–દૌલતના માર્ગને કોણ અપનાવતે ?
- જો જરૂરતો ન હોત, તો ગિના (નિઃસ્પૃહતા) શી કામની રહેતે ?

ભાવાર્થ એ છે કે :

- કાઈનાત (જગત)ની આફાકી (બાહ્ય) દુનિયા હોય કે ઈન્સાનની આંતરીક દુનિયા હોય,
- મખ્લૂક ભલે તૃચ્છ હોય કે મહાન,
- જાહેરી હોય કે બાતિની (અંદરની),
- સંવેદનીય હોય કે પાર્થિવ,

• દરેકનું વ્યવસ્થાતંત્ર એક બીજાની જરૂરત પર સ્થાપિત છે.

**નિકમ્મી કોઈ ભી શયૂ નહીં ઝમાને મેં**
**કોઈ બુરા નહીં કુદરત કે કારખાને મેં**

• મખ્લૂક (સૃષ્ટિ)ની ફિતરત (પ્રકૃતિ) જ મુહતાજ હોવાની છે; અને ખાલિક (સર્જનહાર) દરેક જરૂરતથી પાક (પર) છે.

• મખ્લૂક માંગદાર છે અને ખાલિક દાતા છે.

• તે સમદ (નિઃસ્પૃહ)છે, દરેકથી બેનિયાઝ છે. (મખ્લૂકમાંથી) દરેકની નિયાઝ (જરૂરત) તેની સાથે સ્થાપિત છે.

• તે દરેકની ફરિયાદ સાંભળે છે અને દરેકની મુરાદ પૂરી કરે છે.

• દુનિયા દારુલ્ અસ્બાબ અને દુનિયાનો ખાલિક (સર્જનહાર) મુસબ્બિબુલ્ અસ્બાબ (અસ્બાબ પૈદા કરનાર) છે.

• તેનાથી મદદ માંગવા વગર કોઈ પણ કામ થઈ શકતું નથી.

• તદબીરની સાથે તેના પર તવક્કુલ (ભરોસો) રાખવો ઈમાનનો તકાઝો છે. તે બંદાઓને અઝ્મ (નિર્ધાર)ની સાથે તેના પર ભરોસો રાખવાની તલ્કીન કરે છે.

ઈર્શાદ છે :

اِذَا عَزَمْتَ فَتَوَكَّلْ عَلَى اللّٰهِ

**"ઈઝા અઝમ્-ત ફ-તવક્કલ્ અલલ્લાહ"**

[સૂરએ 'આલે ઈમરાન' : ૧૫૮]

**ભાવાર્થ :** જયારે આપ નિશ્ચય કરી લો તો અલ્લાહ પર જ ભરોસો રાખો.

• ઈન્સાનને માંગવાથી સંકોચ થાય છે, અને તે (અલ્લાહ) ન માંગવાથી નારાઝ થાય છે.

• તેની શાન સૌથી નિરાલી છે.

તે કહે છે :

اُدْعُوْنِىٓ اَسْتَجِبْ لَكُمْ

**'ઉદ્‌ઊની અસ્તજિબ્ લકુમ.'**

[સૂરએ 'મુઅ્મિન' : ૬૦]

[**અર્થ :** તમે મારાથી દુઆ કરો, હું તમારી દુઆ કબૂલ કરીશ.]

એટલે જયારે બંદો પોતાના હકીકી મઅબૂદથી દુઆ કરે છે, તેનાથી જયારે પોતાની જરૂરતનો સવાલ કરે છે, તો જાણે તે પોતાના મઅબૂદના સર્વ શકિતમાન હોવાનો સ્વીકાર કરે છે અને તેના મુશ્કિલકુશા (વિઘ્નહર્તા), હાજત રવા (જરૂરતોને પૂરી કરનાર) હોવા પર યકીન ધરાવે છે. જેનાથી તે મઅબૂદે બરહકની ગયરત જોશમાં આવે છે અને તે પોતાના બંદાની દરેક પુકાર પર **લબ્બયક** (હું તારી મદદ માટે હાજર છું.) કહે છે. અને પોતાની હિકમત તેમજ મસ્લિહતને નજર સમક્ષ રાખીને :

- કયાં તો તેની માંગને, તેના માંગવા પ્રમાણે જ પૂરી કરી દે છે;
- અથવા કોઈ મોટી બલા (આફત)થી મુકિત આપે છે.
- અથવા તેની દુઆને આખિરત માટે ભંડોળ બનાવી દે છે.

મતલબ કે તેના દ્વારનો ભિખારી કદી ખાલી હાથ રહેતો નથી.

**દર દર ન ફિરો ઈસ દરે રહમત કો છોડ કર;**
**ઈસ દર કા ભિખારી કોઈ મહરૂમ નહીં હે**

હવે આધુનિક તરક્કીના જમાનામાં વિજ્ઞાનના ચાહકોએ પણ દુઆની તા'સીરનો સ્વીકાર કર્યો છે; કારણ કે અનુભવથી આ વાત સાબિત થઈ ચુકી છે કે કોઈ મુશ્કિલીથી મુકિત મેળવવા માટે એક તદબીર (યુકિત) કદી સફળ થાય છે અને કદી તે જ તદબીર નિષ્ફળ થાય છે. એનું રહસ્ય એ જ છે કે :

• જે તદબીરમાં દુઆ અને તવક્કુલ (અલ્લાહ પર ભરોસા)ની બાતિની (આંતરિક) શકિત શામિલ રહી, તે અસરકારક સાબિત થઈ.

• અને જે તદબીર આ બાતિની શકિતથી ખાલી રહી તે એક નિરર્થક-તદબીર થઈને રહી ગઈ.

• એક દવા એક બીમારના માટે તંદુરસ્તીનો સબબ બની પરંતુ બીજાના માટે એ જ દવા બિન અસરકારક થઈ ગઈ !

એટલે નિષ્ણાંતોએ માનવું પડયું કે દવાની તા'સીર, દુઆની મુહતાજ હોય છે. દવા ત્યાં સુધી પોતાની અસર દેખાડી શકતી નથી, જયાં સુધી દવાની અસરોનો સર્જનહાર તેનામાં અસરકારકતાની શકિત પૈદા કરી ન દે.

**તૂ જો ચાહે ઝરર કુછ ન ઝહર કા ભી**
**તૂ ન ચાહે દવા કો ભી બેઅસર કર દે** (1)

એક બનાવ એવો છે કે :

આ'ઝમગઢ જિલ્લાના એક ઈલાકા (પ્રદેશ)માં એક તબીબ દરેક પ્રકારના રોગીને એક જ દવા આપતા હતા. અને બધાં સારા થઈ જતા હતા ! જયારે તેને એનું રહસ્ય પૂછવામાં આવ્યું તો તેણે બતાવ્યું કે,

"શિફા આપનારી ઝાત અલ્લાહની છે. દર્દીને શિફા મળે તે માટે હું તેના સમક્ષ રડી કરગરીને દુઆ કરું છું તો એક જ દવા બધાંના માટે ફાયદાકારક અને અસરકારક સાબિત થઈ જાય છે."

સદીઓ પહેલાં સરકારે દો આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જે મુબારક ઈર્શાદ ફરમાવ્યો હતો કે :

---

(1) એ જ ભાવાર્થની બીજી એક સુંદર પંકિત આ પ્રમાણે છે : (અનુવાદક)

**તા'સીર તો ઝરૂર દવા ઔર દુઆ મેં હૈ**
**લેકિન શિફા મરીઝ કી દસ્તે ખુદા મેં હૈ**

اَلدُّعَاءُ سِلَاحُ الْمُؤْمِنْ

**''અદ્ દુઆઉ સિલાહુલ્ મુઅ્મિન''** [દુઆ મુસલમાનનું હથિયાર છે.]

એની તફસીર આજે સંશોધનના યુગમાં સંશોધકોના અનુભવથી સાબિત થઈ ચુકી છે કે :

- યુધ્ધ હોય કે ઉત્સવ,
- છત હોય કે અછત,
- કુશળતા હોય કે મુસીબત,
- અમન હોય કે ફિત્નો,

સર્વત્ર, સર્વકાળે, સર્વ સંજોગોમાં દુઆ મો'મિન માટે એક સચોટ હથિયાર અને અસરકારક તથા અનમોલ અને અકસીર (ઉપાય) સાબિત થઈ છે.

- દુઆથી સર્વને શિફા થઈ જાય છે,
- દુઆથી દુશ્મનો પર વિજય અને મિત્રોને સ્નેહ મળે છે,
- દુઆથી નેઅમતોની હિફાઝત અને મુસીબતોથી મુક્તિ મળે છે,
- દુઆથી શાંતિની પ્રાપ્તિ અને ફિત્નાથી બચાવ મળે છે.
- દુઆ કરનાર નસીબદાર હોય છે અને દુઆથી મહરૂમ (વંચિત) બેનસીબ હોય છે.

**આમ હૈ ઈસકે તો અલ્તાફે શહે દીં સબ પર**
**તુઝસે હી ક્યા ઝિદ થી તૂ હી ઈસ કાબિલ ન હુવા**

નઝર સમક્ષની કિતાબ **'માંગતા જા, લેતા જા'** એક અત્યંત ઉપયોગી અને આનંદદાયી કિતાબ છે. એ પોતાના બાહ્ય આવરણના એ'તિબારથી ખૂબ જ આકર્ષક અને મનોહર છે તથા બાતિની (આંતરિક) વિષયો અને મવાદ (મેટર)ના એ'તિબારથી હરેક મર્ઝ (બીમારી)ની દવા અને રૂહની ગિઝા (ખોરાક) છે; કારણ કે એ રહમતુલ્ લિલ્ આલમીન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમંની દુઆઓના મહેકતાં ફૂલોનો સુંદર ગુલદસ્તો છે. જેમાં :

- ઝખ્મી (ઘાયલ) દિલોના માટે ત્વરિક અસરકારક મલમ છે;
- દુશ્મનથી હિફાઝત (રક્ષણ)ના માટે વઝીફો છે.

કિતાબ શું છે ?

- દરેક પરેશાનીનો હલ (નિરાકરણ, ઉપાય)છે;
- કર્ઝની અદાયગીનો ઈલાજ છે;
- વસવસાઓથી છૂટકારાનો ઉપાય છે;
- મુશ્કિલીઓથી મુકિતની રીત છે;
- શારીરિક વ્યાધિઓથી શિફાનો નુસ્ખો છે.

જાણે બંદાનું પોતાના કૃપાળુ પરવરદિગારથી કનેકશન સ્થાપિત કરવાની શોર્ટ સિસ્ટમ (ટૂંકી પધ્ધતિ) અને તેની મદદ અને રહમતને ખેંચી લાવનારું શકિતશાળી લોહચુંબક છે.

ઈન્સાન ઘણો ઝલૂમ અને જહૂલ (ઝાલિમ અને જાહિલ)છે.

لَيْسَ الْخَبَرُ كَالْمُعَايَنَةِ

**'લયસલ્ ખબરુ કલ્ મુઆઈનહ'**

**અર્થ :** સાંભળેલી વિગત કદાપી આંખે જોયેલા સમાન નથી થઈ શકતી.

તે ગયબ (અદશ્ય)ના કરતાં વધારે મુશાહદા (અવલોકન) અને ખબર તથા નિરીક્ષણ પર યકીન ધરાવે છે.

એટલે ઈન્સાન પોતાના ફિતરી (પ્રાકૃતિક) અને નફસિયાતી (માનસિક) તકાઝાઓથી કોઈ એવી દુઆ, એવો વઝીફો ચાહે છે, જે અનુભવસિધ્ધ હોય, જેના સાચા હોવાનો કોઈ અનુભવનો બનાવ સાક્ષી હોય. એટલે આ કિતાબમાં દરેક દુઆ અને વઝીફાની ફઝીલત બયાન કરવાની સાથે સાથે એના અનુભવસિધ્ધ હોવા માટે અનુભવેલા અને અવલોકેલા બનાવો પણ રજૂ કરી દીધાં છે કે જેથી એ બનાવોથી

દરેક દુઆ અને વઝીફાનું સમર્થન થઈ જાય. અને ઈન્સાનમાં યકીનની સાથે એને અમલમાં લાવવાની ઈચ્છા પૈદા થઈ જાય.

એવા કેટલાયે છૂટાછવાયા બનાવો કિતાબોમાં અવશ્ય છે, છતાં આધારભુત હવાલાઓ સહિત એક સાથે કોઈ કિતાબમાં મૌજૂદ નથી. એ રીતે આ કિતાબ, કિતાબોના સર્વ સંગ્રહોમાં, દુર્લભ અને અપ્રાપ્ય છે. અને દરેક પુસ્તકાલયની શોભા બનવાના અને દરેકના વાંચવાના લાયક છે. અલ્લાહ તઆલા એના ફાયદાને સાર્વજનિક અને પરિપૂર્ણ ફરમાવે.

કિતાબના લેખક મારા કદરપાત્ર મારા અઝીઝ જનાબ મવલાના મુજતબા સાહબ સઆદતી મારા ભાણેજ છે અને મને તેમના ઝુહદ અને વરઅ (તકવા) તથા ઈલ્મી લિયાકત પર બેહદ ગર્વ છે. મારા પ્રિય ભાણેજ એક નવયુવાન પ્રખર ફાઝિલ (વિદ્વાન) છે. અને અત્યારે ગુજરાતના મશહૂર મદ્રસા હિદાયતુલ્ ઈસ્લામ, આલીપૂરમાં શયૂખુલ્ હદીસના પદ પર આરુઢ છે. એમના માનવંત વાલિદ સાહબ હઝરત મવલાના અહમદ લૂલાત રવીદ્રવી કુદ્દિસ સિર્રુહૂ એક આલિમે રબ્બાની અને ખુદાતરસ બુઝુર્ગ હતા. હઝરત શયૂખ મુહમ્મદ ઝકરિયા કુદ્દિસ સિર્રુહૂની ખાનકાહમાં અવરાદ અને વઝાઈફ, તા'વીઝાત અને અમલિય્યાત તેમજ ઝિક્ર અને શુગ્લની તલકીનની મહત્ત્વની ફરજો આપના જ ઝિમ્મે હતી અને આજે એની બરકત એમના હોનહાર સપૂતની લખેલી આ કિતાબના સ્વરૂપમાં જાહેર થઈ રહી છે.

મને હુસ્ને ઝન્ન (શુભગુમાન) છે કે લેખકે આ મસનૂન દુઆઓને પોતાની કિતાબમાં માત્ર એકત્ર જ નથી કરી, બલ્કે આ દુઆઓ એમના મઅમૂલાતમાં પણ જરૂર હશે. અલ્લાહ પાક મને પણ એમની દુઆઓમાં હિસ્સો નસીબ ફરમાવે અને એમની આ

બરકતવંત કિતાબને એમના વાલિદ મર્હૂમ, ઉસ્તાદો અને મશાઈખ, દાદા, દાદી, નાના, નાનીના હકમાં ઈસાલે સવાબનો ઝરીઓ બનાવે અને લેખકના પોતાના હકમાં પણ આ કિતાબ (આખિરતની) પૂંજી સાબિત થાય; ખુદા કરે આ કિતાબને શોખના હાથોથી લેવામાં આવે, રગબત (લગન)ની આંખોથી વાંચવામાં આવે અને એના ઝરીઆથી આપણા દિલોમાં અમલના એહસાસની ચિનગારી સળગી ઊઠે !

એહસાસે અમલકી ચિંગારી
જિસ દિલમેં ફરોઝાં હોતી હૈ
ઉસ લબકા તબસ્સુમ હીરા હે
ઉસ આંખકા આંસૂ મોતી હે

**અબ્દુર્રહીમ પટેલ રવીદ્રવી**

નાઈબ શયખુલ્ હદીસ :
જામિઅહ ઈશાઅતુલ્ ઉલૂમ,
અક્કલકૂવા (મહારાષ્ટ્ર)

# અભિપ્રાય

**હઝરતુલ્ ઉસ્તાઝ મૌલાના અહમદ સાહબ ટંકારવી દા.બ.**

ઉસ્તાઝે હદીસ વ તફસીર : જામિઅહ મઝહરે સઆદત, હાંસોટ

ખલીફએ હઝરત મૌલાના કમરુઝઝમાં સાહબ ઈલાહાબાદી દા.બ.

حَامِداً وَّ مُصَلِّياً وَّ مُسَلِّماً

આજે દરેક ત્રીજો બંદો આ કહે છે કે :

- કોઈએ કાળો (જાદૂ) કરી દીધો છે;
- મને બાંધી દીધો છે;
- મારું કામ થતાં થતાં કિનારા પર આવીને અટકી જાય છે !
- મારી કોશિશ કામિયાબ નથી થતી !

એવા લોકો સુકૂનના માટે દર બ દર ઠોકરો ખાય છે ! અને : **'મર્ઝ બઢતા ગયા જૂં જૂં દવા કી !'**ને અનુરૂપ નઝર આવે છે.

કુર્આન અને હદીસ ઈન્સાની દસ્તૂર (આચારસંહિતા) પર આધારિત એક સર્વગ્રાહી ઈન્સાઈકલોપેડિયા (સર્વ સંગ્રહ) છે બલ્કે આબે હયાત (અમૃત) છે. યકીનન્ અલ્લાહ પાકે ઈન્સાનને મુશ્કિલીમાં પૈદા કર્યો છે :

لَقَدْ خَلَقْنَا الْاِنْسَانَ فِیْ کَبَدٍ

[કે અલબત્ત, અમે માણસને બહુ મહેનતમાં (સપડાયેલો) બનાવ્યો છે.] [સૂરએ 'બ–લ–દ' : ૪]

પરંતુ એની સાથે જ એનાથી મુક્તિ મેળવવાની વિવિધ એહતિયાતી તદબીરો પણ નકકી કરી દીધી છે.

'આરિફ'ના કહેવા પ્રમાણે :

**'આહ ! ખઝાના ઘર મેં હે, મગર મુફલિસ હે !'**

ઘણી ખૂશીની વાત છે આ સંજોગોને નઝર સમક્ષ રાખીને અઝીઝુલ્ કદ્ર, મવલાના મુજતબા સાહબ ઝીદ મજદુહૂ (શયખુલ્ હદીસ, દારુલ ઉલૂમ હિદાયતુલ્ ઈસ્લામ, આલીપૂર)એ કુર્આન અને હદીસમાંથી રૂહાની ચાવીઓ (સમાન દુઆઓ) ભેગી કરી, ઝમાનાની માનસિકતાને નઝરમાં રાખીને, અનુભવોથી સિધ્ધ સ્વરૂપમાં રજૂ કરી; આજના મુસીબતોથી ભરપૂર દૌરમાં ઉમ્મતના માટે એ બહેતરીન તોહફો છે. મારા ખ્યાલમાં આ ખઝાનો લેખકના વાલિદ બુઝુર્ગવારની રૂહાનિય્યતનું સુંદર પ્રતિબિંબ છે. વિનંતી છે કે આ કિતાબનો વિવિધ પ્રચલિત ભાષાઓમાં પણ અનુવાદ કરવામાં આવે.

લેખક ઝીદ મજદુહૂ જેવા મુસ્તનદ (વિશ્વાસપાત્ર), ઉચ્ચ સલાહિય્યતો ધરાવનારા, આલિમે દીનની આ કલમી મહેનત રશ્કપાત્ર અને સેંકડો પ્રશંસાને પાત્ર છે. આ તૌફીકે એઝદી પર હું લેખકને મુબારકબાદ પેશ કરું છું અને દુઆ કરું છું કે અલ્લાહપાક આ સુંદર કોશિશને ઉમ્મતના માટે બેહદ ફાયદાકારક બનાવે. આમીન !

**નોંધ** : વાચકો ધ્યાનમાં રાખે કે આ વઝાઈફને અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની અઝમત અને અકીદા તેમજ યકીનની સાથે પઢે; કારણ કે દુઆઓની મિસાલ (દષ્ટાંત) કમાન જેવી છે. કમાન મજબૂત હશે તો તીર ઝડપથી નીકળીને બળપૂર્વક લક્ષ્યસ્થાન (નિશાના) પર લાગશે. ઉપરાંત ગુનાહોથી બચવું એ પ્રથમ શરત છે કારણ કે ગુનાહોને છોડવા વગર અલ્લાહના ખઝાનામાંથી ફાયદો થતો નથી.

વસ્સલામ. દુઆજો વ દુઆગો,

**અહમદ ટંકારવી** ઉફિય અન્હૂ

**૩, શાબાન, ૧૪૩૦ હિજરી**

# સંપાદકનું નિવેદન

الحمد لله حمدا يوافى نعمه ويكافى مزيده و الصلوٰة و السلام
على من لا نبى بعده وعلى آله و صحبه الذين اقتدوا آثاره و سننه

હું એક ઝલૂમ અને જહૂલ (ઝાલિમ અને જાહિલ) બંદો છું. મેં ફાયદો હાસિલ કરવાના ઈરાદાથી આ મસ્નૂનહ, મા'ષૂરહ અને અકાબિરની અનુભવસિધ્ધ દુઆઓને જરૂરત પ્રમાણે કિતાબોના પૃષ્ઠોમાંથી કાઢીને એક સ્થાને એકત્ર કરવાનો ઈરાદો કર્યો હતો પરંતુ રબ્બે કરીમની તૌફીક એવી શામિલે હાલ રહી કે જોતાં જોતાં જ એક સુયોગ્ય પ્રમાણમાં લાભકારક અને ઉપયોગી દુઆઓનો સંગ્રહ થઈ ગયો અને ટીપે ટીપે સરોવર ભરાય જેવું થઈ ગયું.

અચાનક વિચાર આવ્યો કે,

علم ينتفع به

**'ઈલ્મુન્ યુન્તફઉ બિહી'**

**અર્થ :** એવો ઈલ્મ જેનાથી ફાયદો થાય.

પર અમલ કરીને પોતાની જેમ જરૂરતમંદો માટે એક પુસ્તકના સ્વરૂપમાં એને સંપાદિત કરી દઉં. બસ, પછી શું હતું ? ધૂન સવાર થઈ ગઈ ! પરીક્ષા હોવાના કારણે પઢાવવાનો સિલસિલો અત્યારે બંધ થઈ ગયો છે, એટલે પોતાના માનવંત મુખ્લિસ મિત્રોની સાથે ફુરસદના સમયનો લાભ ઉઠાવીને એના સંપાદન કાર્યમાં એવી રીતે લાગી ગયા કે રાત–દિવસનો સમય દર્શાવનારી ઘડિયાળો નઝર અને ધ્યાનથી વંચિત થઈ ગઈ ! અને દરેકનું સમયપત્રક બદલાઈ ગયું !

આ રીતે માલિકે ઝૂલ્ જલાલિ વલ્ ઈકરામે થોડાં જ દિવસમાં નઝર સમક્ષની કિતાબ તૈયાર કરાવી દીધી.

فنحمده و نشكره على هذه النعمة الجليلة

راجين ان يتقبلها بمنه و فضله

**'ફનહ્મદુહૂ વ નશ્કુરુહૂ અલા હાઝિહિન્નિઅ્મતિલ્ જલીલતિ રાજી–ન અંય્ ય–ત–કબ્બલહા બિ મન્નિહી વ ફઝલિહી'**

**અર્થ** : અમે આ મહાન નેઅમત મળવા બદલ અલ્લાહની તા'રીફ કરીએ છીએ અને શુક્રગુઝાર છીએ; ઉપરાંત ઉમ્મીદ રાખીએ છીએ કે અલ્લાહ તઆલા પોતાના ફઝલો કરમથી એને કબૂલ ફરમાવે.

આ મોકા પર તે સર્વ અકાબિરીન (બુઝુર્ગો) અને અરબાબે ઈલ્મ વ ફઝલ (વિદ્વાનો) સેંકડો શુક્ર અને આભારના લાયક છે કે જેમની ઉત્સાહ પ્રેરક અને વિનમ્ર પ્રકૃતિ હેઠળ બંદાને (મને) બહુમૂલ્ય ઈલ્મી સંશોધનો, મુખ્લિસ મશ્વરાઓ તથા કૃપાળુ અને માયાળુ નસીહતો અર્પણ થઈ, કે નિઃસંકોચ અને કૃત્રિમતા વગર આ કહેવા પર મજબૂર છું કે :

બારે ઈલાહી ! ભૂલોને માફ ફરમાવ અને મારા આ સર્વ ઉપકારકર્તાઓને આ નુકૂશના સવાબમાં બરાબર શામિલ ફરમાવ અને બન્ને જહાનની મુરાદોને પૂરી કરીને જીવનભર તેમના ફુયૂઝથી મને અને પૂરી ઉમ્મતને લાભકારક બનાવ.

આમીન ! યા રબ્બલ આલમીન !

આ રહ્યા મારા ઉપકારકર્તાઓ :

(૧) હઝરત મવલાના મુફતી અબ્દુલ્લાહ સાહબ, હાંસોટ,
(૨) હઝરત મવલાના અબ્દુર્રહીમ સાહબ, અક્કલકૂવા,
(૩) હઝરત મવલાના અહમદ સાહબ ટંકારવી,

(૪) હઝરત મવલાના રઝી આલમ સાહબ,
(૫) હઝરત મવલાના યહ્યા સાહબ,
(૬) હઝરત મવલાના ઝાકિર સાહબ,
(૭) હઝરત મવલાના મુહમ્મદ શમીમ અખ્તર સાહબ,
(૮) હઝરત મવલાના અમીન કોંઢવી સાહબ,

વિશેષમાં હું આ મોકા પર, આ હઝરાતના માટે શયૂખ અબ્દુલ્ ફત્તાહ અબૂ ગુદહના બતાવેલા દુઆઈયા કલિમાતથી રબ્બે ઝૂલ જલાલના હુઝૂરમાં ઈલ્તિજા કરું છું :

اللهم اغفر لمشائخنا و لمن علمنا و اکرمهم برضوانك العظيم
و اجمعنا معهم فی مستقر رحمتك یا رب العالمين

**અલ્લાહુમ્મગ્ફિર્ લિ મશાઈખિના વ લિમન્ અલ્લ-મના વ અક્રિ-મહુમ બિ રિઝવાનિ-કલ્ અઝીમિ વજ્મઅ્ના મ-અહુમ ફી મુસ્તકર્રિ રહમતિ-ક યા રબ્બલ્ આલમીન**

**અર્થ** : હે અલ્લાહ ! અમારા મશાઈખં અને અમારા ઉસ્તાઝોની મગફિરત ફરમાવ ! તેમને પોતાની મહાન રઝામંદીથી મુશર્રફ ફરમાવ ! અને કિયામતના દિવસે અમને તેમની સાથે પોતાની રહમતમાં જગા અતા ફરમાવશો.

બંદાને (મને) પોતાની અલ્પજ્ઞતાનો પૂરો અહેસાસ છે.

**"મન આનમ કે મન દાનમ"**
[મારી હેસિયત શી છે તે હું જ જાણું છું.]

ઉપરાંત આ ક્ષેત્રમાં શાળાના બાળકથી વધારે હેસિયત પણ હું ધરાવતો નથી. લેખન અને સંપાદનની કેટલીક પાયાની બાબતો જેનો નીચેની પંક્તિઓમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે :

| | | |
|---|---|---|
| تَـأَمَّلْ إِذَا مَا كَتَبْتَ الْكِتَابَ | ○ | سُطُوْرَكَ مِنْ بَعْدِ اِحْكَامِهَا |
| وَهَذِّبْ عِبَارَةَ طَرْزِ الْكَلَامِ | ○ | وَاسْتَوْفِ سَائِرَ أَقْسَامِهَا |
| فَقَدْ قِيْلَ: انَّ عُقُوْلَ الرِّجَالِ | ○ | تَـحْـتَ أَلْسِنَةِ أَقْلَامِهَـا |

(સફીયુદ્દીન અલ્ હલી)

**અર્થ :** ○ જયારે પણ કિતાબ લખે તો સૌથી પ્રથમ લખાણ સહીહ હોવા પર અને તે પછી તેના શબ્દો પર ચિંતન કરે.

○ વાણીની શૈલીને અતિઉત્તમ બનાવો. બયાની શૈલીના તમામ પ્રકારોને લખાણમાં સમાવી લે.

○ આ મશહૂર છે કે પ્રતિભાવાન વ્યકિતઓની પ્રતિભા એમના લખાણોમાં છૂપાયેલી છે.

હું મારા દામનને ઈલ્મરૂપી જોળીથી સાવ ખાલી જાણું છું. એટલે સંભાવના નહિ બલ્કે અવશ્ય રીતે ભૂલો એક–બે નહિ બલ્કે મોટા પ્રમાણમાં હશે એટલે અહલે ઈલ્મ હઝરાતથી વિનમ્રતા અને આજિઝીપૂર્વક દરખાસ્ત છે કે પોતાની નવાઝિશોથી મહરૂમ નહિ ફરમાવશો.

**''અઝ ખૂરદાં ખતા વ અઝ બુઝુર્ગાં જૂદો અતા''**

[નાનાઓ ભલે ભૂલો કરતાં રહે છતાં
વડીલો તો તેમના પર નવાઝિશો જ કરતા રહે છે.]

અંતમાં અલ્લાહ તઆલાથી દુઆ કરું છું કે :

આ પ્રયાસ અને પુરુષાર્થને કબૂલ ફરમાવીને, બંદા (મારા), માતા–પિતા, આલ–ઔલાદ, સર્વ ભાઈઓ, બહેનો, સગાં–સંબંધીઓ વગેરે સર્વ માટે નજાતનો ઝરીઓ અને આખિરતની પૂંજી બનાવે. آمین یا رب العالمین بجاہ سید المرسلین

**મુહમ્મદ મુજતબા**

**બિન મવલાના અહમદ લૂલાત સાહબ (રવીદ્રવી)**

# ધ્યાનમાં રાખવા જેવી બાબતો

[૧] બંદાએ (મેં) આ કિતાબમાં એવી જ દુઆઓની પસંદગી કરી છે; જે મરફૂઅ હદીસો [1] માં મોજૂદ છે અને એના અનુભવો અને અવલોકનો પૂર્વજો અને અકાબિરથી આધારભૂત કિતાબોમાં નકલ થયેલાં છે.

[૨] દરેક હદીસ પર શકય હોય ત્યાં સુધી એઅરાબ [2], સહીહ અનુવાદ, અવલોકન, હવાલા અને તખરીજનું ધ્યાન રાખ્યું છે. સાથે સાથે જ **'સંશોધન'** શીર્ષક હેઠળ તેને લગતી મહત્ત્વની બાબતોને બયાન કરી છે.

[૩] દુઆઓ અને વઝીફાઓ અલગ અલગ બે હિસ્સા છે. પરંતુ પ્રથમને જ વિપુલતાના કારણે નઝર સમક્ષ રાખીને માનવંત મામા મવલાના અબ્દુર્રહીમ સાહબે **'માંગતા જા, લેતા જા !'** ઘણું જ દિલચસ્પ નામ નકકી કર્યું.

فجزاهم الله احسن الجزاء

[૪] દુઆઓમાં :

- સહીહ તલફ્ફુઝ (સાચો ઉચ્ચાર)
- ઉપયોગની રીત ઉપરાંત
- યકીનની કૈફિયતને ઘણો દખલ છે.

એટલે **'તરસતી ઈમાની નઝર ઈધર ભી'** શીર્ષકનો (એક લેખ) જરૂરી સમજીને શરૂઆતમાં તેનો વધારો કરી દીધો છે.

---

(1) **મરફૂઅ હદીસો** : એવી હદીસો જેના રાવીઓનો સિલસિલો રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સુધી પહોંચે.

(2) **એઅરાબ** : અરબી અક્ષરોના ચિન્હો : ઝબર, ઝેર, પેશ... વગેરે.

[૫] સમાપ્તિની સુંદરતાને ધ્યાનમાં રાખીને અંતમાં **'ખિતામુહૂ મિસ્ક'** [કસ્તૂરીનું સીલ] શીર્ષક હેઠળ કલામે પાકની એક આયતે કરીમા અને હદીસે પાકની મશહૂર અને જાણિતી એક દુઆ નકલ કરી છે. જો કે કિતાબના વિષયના લિહાઝથી એને લગતી ફઝીલતના વિષે કોઈ બનાવ મળી શકયો નથી.

[૬] **'શખ્સિયાત'** શીર્ષકથી તે જ વ્યકિતઓનો પરિચય લખ્યો છે જેઓ કોઈ બનાવ સાથે સંબંધ ધરાવે છે. રિવાયત કરનાર વગેરેનો પરિચય લખ્યો નથી. અલબત્ત, ગોઠવણી કરવામાં પુરુષો અને મહિલાઓને અલગ કરવા પછી શકય ત્યાં સુધી સહાબા અને તાબિઈન વગેરેમાં **'અલ્ અહમ્મુ ફલ્ અહમ્મુ'** (ઉતરતા ક્રમ)નો લિહાઝ રાખવામાં આવ્યો છે.

[૭] શખ્સિયાતના પરિચયનો હેતુ બંદાના (મારા) નજીક આ છે કે બનાવથી સંબંધિત વ્યકિતનો પરિચય, સંબંધિત બનાવમાં અસરકારક અને સહાયક બને. એટલા જ માટે પરિચય લાંબો થઈ જવામાં પણ કંઈ વાંધાજનક લાગ્યું નથી.

# તરસતી નઝરો આ તરફ પણ

## الله...... كريم

كان سفيان الثورى يقول : يا من أحب عبادة اليه من سأله فأكثر سؤاله، ويا من أبغض عباده اليه من لم يسأله، وليس كذالك غيرك يا رب.- (رواه ابن أبى حاتم)

وفى هذا المعنى يقول الشاعر :

الله يغضب ان تركت سؤاله     وبنى آدم حين يسأل يغضب

(مسك الدعاء : ص / ٢١)

**ما اجمل ما قاله** بكر بن عبد الله المزنى ، **من مثلك يا ابن آدم ؟** اذا شئت ان تدخل على مولاك بغير اذن دخلت قيل له : وكيف ذلك ؟ قال : تسبغ الوضوء، و تدخل محرابك،

**فاذا انت قد دخلت على مولاك تكلمه بلا ترجمان**

(سبحان الله)

(مسك الدعاء ص / ٥٢ نقلا عن المتجر الرابح للدمياطى ص : ٤٦ )

**અનુવાદ** : હઝરત સુફિયાન સૌરી (રહ.) ફરમાવતા હતા કે, "હે તે ઝાત, જેના નજીક સૌથી વહાલો તે જ શખ્સ છે જે તારાથી માંગે અને વારંવાર માંગે. અને હે તે ઝાત, જેના નજીક સર્વથી નાપસંદ તે શખ્સ છે જે તારાથી ન માંગે. અને હે મારા પરવરદિગાર,

તારા સિવાય કોઈ આવો નથી.''

એ જ ભાવાર્થને કવિએ આ રીતે અદા કર્યો છે :

**'અલ્લાહની નારાઝગી તેનાથી ન માંગવામાં છે.**

**અને બંદાની નારાઝગી તેનાથી માંગવામાં છે.'**

હઝરત બક્ર બિન અબ્દુલ્લાહ મુઝનીએ કેવું સરસ ફરમાવ્યું કે, ''હે ઈબ્ને આદમ (માનવ) ! તારા જેવો કોણ હોઈ શકે છે ? કે જો તું પોતાના આકા (માલિક)ના દરબારમાં હાજર થવા ચાહે તો પરવાનગી વગર જઈ શકે છે ! '' કોઈએ પૂછયું કે, ''એની રીત શી છે? '' તો ફરમાવ્યું કે, ''તમે મુકમ્મલ (પરિપૂર્ણ) વુઝૂ કરીને મિહરાબમાં જઈને ઊભા થઈ જાઓ, જાણે તમે પોતાના આકાની પાસે હાજર થઈ ગયા અને તેનાથી કોઈ દુભાષિયા વગર વાતચીત કરવા લાગો છો ! ''

## દુઆની કૈફિયત

کن کالصبی مع أمه کلما ضربته یجزع بین یدیها، فلا یزال
کذلك حتی تضمه الیها )،

( مسلك الدعاء ص / ١٨ نقلاً من " تنویر الاذهان من تفسیر روح البیان " ج ٢ / ص : ٤٤٠ )

**અનુવાદ :** પોતાના મવ્લા (માલિક)થી એવો સંબંધ જોડી લે જેવો સંબંધ બાળક પોતાની માતા સાથે ધરાવે છે; કે માતા જયારે પણ મારે છે તો બાળક તેની સામે આજિઝી અને મિન્નત (કાલાવાલા), સમાજત (ખુશામત) કરવા લાગે છે. અને સતત એવું કરતો રહે છે; અહીં સુધી કે માતા તેને પોતાની છાતીએ વળગાડી લે છે.

## દુઆનો મહાન રુકન

وقال رسول الله ﷺ (ادعو الله وأنتم موقنون بالاجابة، واعلموا أن الله لا يستجيب دعاء من قلب غافل لاهٍ)

(المستدرك ١ / ٤٩٣ و سنن الترمذی رقم ٣٤٨٩)

وحکی ان موسیٰ علیه السلام : مر برجل یدعو و یتضرع، فقال موسیٰ : لو کانت حاجته بیدی لقضیتها، فأوحی الله تعالیٰ الیه : أنا أرحم به منك، ولکنه یدعونی وله غنم وقلبه فی غنمه، وأنا لا أقبل دعوة عبد قلبه عند غیری، فذکر ذلك للرجل، فتوجه الی الله بقلبه فقضیت حاجته ...... فیلزم حضور القلب، وحسن الظن بالله فی اجابة الدعاء.

(مسك الدعاء ص / ٣٣، نقلاً من تنویر الاذهان ج : ١ ص : ٥٤٤)

قال تعالیٰ مخاطباً لموسیٰ : فی قصة غریبة وعزتی، لو سألنی (الفاسق) فی المذنبین من اهل الأرض جمیعا لو هبتهم له لذل غربته، یا موسیٰ ! انا کهف الغریب و حبیبه و طبیبه و راحمه.

(مسك الدعاء ص / ٤٩ (من) (کتاب التوابین) ٩ لابن قدامة رحمه الله ص (٨٢-٨٣)

**અનુવાદઃ** આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે, "અલ્લાહથી આ હાલતમાં દુઆ કરો કે તમને કુબૂલિયતનો યકીન હોય, અને આ વાત યાદ રાખો કે અલ્લાહ તઆલા ગાફિલ અને બેપરવાહ દિલની પુકાર સાંભળતો નથી." એક બનાવમાં નકલ થયું છે કે એક વખતે હઝરત મૂસા અલયહિસ્સલામ એક શખ્સ પાસેથી

પસાર થયા. તે દુઆમાં ખૂબ ખૂબ લાચારી અને આજિઝી (વિનમ્રતા) સાથે મશગૂલ હતો. તેની આ હાલત જોઈને હઝરત મૂસા અલયહિસ્સલામે વિચાર્યું કે જો એની જરૂરત પૂરી કરવું મારા અધિકારમાં હોત તો હું તેની જરૂરત પૂરી કરી દેતે. આ વિચાર આવતાં જ અલ્લાહે મૂસા અલયહિસ્સલામ પર વહી મોકલી "હે મૂસા ! આ શખ્સ પર તારા કરતાં પણ હું વધારે મહેરબાન છું; પરંતુ વાત આ છે કે તે મારાથી દુઆ તો કરી રહ્યો છે પરંતુ તેણે તેના દિલને પોતાની બકરીઓમાં ફસાવી રાખ્યું છે ! અને હું એવા બંદાની દુઆ કબૂલ કરતો નથી જેનું દિલ મારા સિવાય કોઈ બીજી જગ્યાએ લાગેલું હોય ! " જેથી હઝરત મૂસા અલહિસ્સલામે પેલા શખ્સને આ વાત જણાવી દીધી. તે પછી તે આદમી દિલથી અલ્લાહની સામે ધ્યાનિત થયો, એટલે અલ્લાહે તેની જરૂરતને પૂરી કરી દીધી. આ બનાવથી જાણવા મળ્યું કે દુઆની કુબૂલિયત માટે હુઝૂરે કલ્બ (ધ્યાન અલ્લાહના તરફ હોવું) અને અલ્લાહથી હુસ્ને ઝન્ન (અલ્લાહ દુઆ અવશ્ય કબૂલ કરશે એવી શુભ આશા હોવી) અત્યંત જરૂરી છે.

એ જ પ્રમાણે એક બીજો અજીબ કિસ્સો છે કે અલ્લાહ તઆલાએ મૂસા અલહિસ્સલામને સંબોધન કરતા ફરમાવ્યું કે, "સમગ્ર ધરતી પરના ગુનેહગારો માટે માફીની દરખ્વાસ્ત કરો, તો તેના સદકામાં બધાંને માફ કરી દઉં ! હે મૂસા ! હું મુસાફિરની પનાહગાહ (આશ્રયસ્થાન) છું; હું તેનો હબીબ (મિત્ર) છું; હું તેનો તબીબ છું; અને તેના પર રહમ કરનારો છું."

## તો પછી ઈન્સાનની દુઆ કેમ કબૂલ ન થાય ?

عن أبي هريرة رضى الله عنه مرفوعاً خرج نبي من الأنبياء بالناس يستسقى، فاذا هو بنملة رافعة بعض قوائمها الى السماء، فقال :

ارجعوا فقد استجيب لكم من أجل هذه النملة

فاذا كان حاله سبحانه مع النملة الضعيفة فى اجابة الدعاء فكيف يحرم عبده الذى شهد بانه لا اله الا اللّٰه و ان محمداً رسول اللّٰه من استجابة دعائه اذا دعاه. (مسك الدعاء ص / ٢٠)

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી મરફૂઅન્ (રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સુધી પહોંચતી) રિવાયત છે કે, એક નબી પોતાની કોમને લઈને વરસાદની દુઆ માટે નીકળ્યા તો તેમણે જોયું કે એક કીડી છે જેણે પોતાના આગલા પગોને આસમાનની તરફ ઊઠાવેલા છે. નબીએ તેને જોઈને પોતાની કોમને કહ્યું કે, "પાછા ચાલો! આ કીડીના કારણે તમારી દુઆ કબૂલ કરી લેવામાં આવી!" જયારે કમઝોર કીડીની સાથે દુઆની કુબૂલિયતની બાબતમાં અલ્લાહનું આ વર્તન છે તો પછી અલ્લાહ પોતાના દુઆ માંગનારા તે બંદાને, જે લા ઈલા–હ ઈલ્લલ્લાહ પઢનારો હોય, તેને કુબૂલિયતથી કેવી રીતે બાકાત રાખશે?!

## ઈન્આમના હકદાર

عن انس رضى اللّٰه عنه ان النبى صلى اللّٰه عليه وسلم مر بأعرابى وهو يدعو فى صلاته و يقول :

(يَا مَنْ لَا تَرَاهُ الْعُيُوْنُ، وَ لَا تُخَالِطُهُ الظُّنُوْنُ، وَ لَا يَصِفُهُ الْوَاصِفُوْنُ، وَ لَا تُغَيِّرُهُ الْحَوَادِثُ، وَ لَا يَخْشَى الدَّوَائِرُ، يَعْلَمُ مَثَاقِيلَ الْجِبَالِ وَ مَكَايِيلَ الْبِحَارِ، وَ عَدَدَ قَطْرِ الْأَمْطَارِ،

وَ عَدَدَ وَرَقِ الْأَشْجَارِ، وَ عَدَدَ مَا أَظْلَمَ عَلَيْهِ اللَّيْلُ وَ أَشْرَقَ عَلَيْهِ النَّهَارُ، وَ لَا تُوَارِىْ مِنْهُ سَمَاءٌ سَمَاءً، وَ لَا أَرْضٌ أَرْضًا، وَ لَا بَحْرٌ مَا فِىْ قَعْرِهٖ، وَ لَا جَبَلٌ مَا فِىْ وَعْرِهٖ، اَللّٰهُمَّ اجْعَلْ خَيْرَ عُمْرِىْ آخِرَهٗ، وَ خَيْرَ عَمَلِىْ خَوَاتِمَهٗ وَ خَيْرَ أَيَّامِىْ يَوْمَ أَلْقَاكَ فِيْهِ ) ( آمين )

فوكل النبى ﷺ بالاعرابى رجلا فقال : اذا صلى فائتنى به، فلما صلى أتاه و قد كان أهدى له (ﷺ) ذهب من بعض المعادن، فلما أتاه الأعرابى وهب له الذهب و قال : ممن أنت يا أعرابى ؟ قال : من بنى عامر بن صعصعة، قال : هل تدرى لم وهبت لك الذهب ؟ قال : للرحم بيننا و بينك، قال : ان للرحم حقا، ولكن وهبت لك الذهب بحسن ثنائك على الله تعالىٰ.

(مسك الدعاء ص /١٤٢ نقلاً من الأوسط كما فى جمع الفوائد، رقم الحديث ٩٣٣٤)

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક એ'રાબી (રણવાસી) પાસેથી પસાર થયા. તે પોતાની નમાઝમાં દુઆ કરી રહ્યો હતો કે "હે તે ઝાત ! જેને નિગાહો જોઈ નથી શકતી, અને જેના સુધી વિચારો પહોંચી નથી શકતા, અને પ્રશંસા કરનારા, યોગ્ય રીતે જેની પ્રશંસા બયાન નથી કરી શકતા, અને જેના પર બનાવોની કંઈ અસર નથી થઈ શકતી, અને જે મુસીબતો અને સંજોગોથી ડરતો નથી, જે પહાડોના વજનને અને સાગરોના માપને અને વરસાદના ટીપાંઓની સંખ્યાને, અને વૃક્ષોના

પાંદડાંઓની સંખ્યાને જાણે છે, અને જે તે તમામ ચીઝોની સંખ્યાથી માહિતગાર છે જેના પર રાત અંધારી થાય છે અને દિવસ રોશન થાય છે ! અને હે તે ઝાત ! કે જેનાથી ન કોઈ આસમાન આસમાનને છુપાવી શકે છે અને ન કોઈ ધરતી ધરતીને છુપાવી શકે છે, અને ન કોઈ સાગર જેનાથી પોતાની ઊંડાઈમાં છુપી વસ્તુઓને છુપાવી શકે છે, અને ન કોઈ પહાડ પોતાના મુશ્કિલ–વિકટ માર્ગોમાં ખઝાનાઓંને છુપાવી શકે છે ! હે અલ્લાહ ! મારી ઉંમરનો સૌથી બહેતર હિસ્સો, ઉંમરના આખરી હિસ્સાને બનાવ ! અને સૌથી બહેતરીન અમલ આખરી અમલને બનાવ ! અને સૌથી બહેતરીન દિવસ તે દિવસને બનાવ જેમાં તારાથી મુલાકાત કરું ! " આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક આદમીને પેલા એ'રાબી (રણવાસી) પાસે ઊભો રાખીને ફરમાવ્યું, "જયારે એ નમાઝથી ફારિગ થઈ જાય, ત્યારે એને પોતાની સાથે લઈને મારી પાસે આવજો ! " એટલે જયારે એ'રાબી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે આવ્યો તો આપે તેને થોડુંક સોનું (ભેટ) આપ્યું; જે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને હદિયા (ભેટ) તરીકે મળ્યું હતું. આપે તેને પૂછયું કે, "તમે કયા કબીલા સાથે સંબંધ ધરાવો છો ? " તેણે જવાબ આપ્યો કે, "કબીલએ બનૂ આમિર બિન સઅ્સઅ્હ સાથે." આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પૂછયું, "તને (મેં) સોનું શા માટે (ભેટ) આપ્યું તે તું જાણે છે ? " તેણે કહ્યું, "કરાબતદારી (સગાઈ સંબંધ)ના કારણે; જે મારા અને આપના દરમિયાન છે." આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, "સગાઈ સંબંધનો હક તો છે જ પરંતુ મેં તમને અલ્લાહની બહેતરીન સના (પ્રશંસા) કરવાના કારણે સોનું (ભેટ) આપ્યું છે."

## રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે નિસ્બત ધરાવનારી બાબતોમાં અજમાવી જોવાની નિય્યતથી બચવું જરૂરી છે

قيل : لا يجرب المجرب، و قال العلماء : ان الدعاء قد أرشد اليه رب الأرض والسماء، وتوكل بالاجابة الى يوم القيامة، و ذلك لمن صحت نيته، و سلمت طويته، و لم يكن به مكذبا، و لا يدعو مجربا، فان الله مع المتوكلين و هو يفضح المجربين .

(مسك الدعاء ص / ١٤٧)

કહેવતં છે કે "અજમાવેલી બાબતને ફરી અજમાવવી ન જોઈએ." ઉલમાએ ફરમાવ્યું કે, "દુઆનું માર્ગદર્શન ખૂદ આસમાન અને ઝમીનના માલિકે કર્યું અને તેણે જ કિયામતના દિવસ સુધી કબૂલ કરવાની ઝિમ્મેદારી લીધી છે; પરંતુ એ તે શખ્સના માટે છે જેની નિય્યત દુરુસ્ત હોય, અને જેનું બાતિન (દિલ) સહીહ સાલિમ (તંદુરસ્ત) હોય; અને જે દુઆની તકઝીબ (ખંડન) કરનારો ન હોય, અને જે અજમાવવા માટે દુઆ કરનારો ન હોય; બેશક અલ્લાહ તવક્કુલ (ભરોસો) કરનારાઓની સાથે છે અને તે અજમાવી જોનારોઓને રુસ્વા (ફજેત, બદનામ) કરે છે."

## ૧

# દરેક વખતે, દરેક પ્રકારના બુરા બનાવથી હિફાઝત (સુરક્ષા)ની દુઆ

" بِسْمِ اللّٰهِ الَّذِیْ لَا یَضُرُّ مَعَ اسْمِهٖ شَیْءٌ فِی الْاَرْضِ وَ لَا فِی السَّمَآءِ وَ هُوَ السَّمِیْعُ الْعَلِیْمُ "

**બિસ્મિલ્લાહિલ્લઝી લા યઝુર્રુ મ-અસ્મિહી શયઉન્ ફીલ્અર્ઝિ વ-લા ફીસ્સમાઇ વ હુ-વસ્ સમીઉલ્ અલીમ.**

**અનુવાદ :** હું તે અલ્લાહના નામથી [સવાર અને સાંજ (પસાર) કરું છું] જેના નામની બરકતથી ઝમીન અને આસમાનમાં કોઈપણ વસ્તુ નુકસાન નથી કરી શકતી. અને તે જ સાંભળનાર અને જાણનાર છે. (1)

**ફઝીલત :** હઝરત અબાન બિન ઉસ્માન (રદિ.)થી રિવાયત છે કે મેં મારા વાલિદ (પિતા)ને આ કહેતા સાંભળ્યા કે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, "જે બંદો દરરોજ સવાર–સાંજ ત્રણ વખત આ દુઆ પઢે તો તેને દિવસ–રાતમાં કોઈ

---

(1) • **મિશ્કાત** : બાબુ મા યકૂલુ ઈન્દસ સબાહિ વલ્ મસાઈ વલ્ મનામ, જિલ્દ : ૧, પાનું : ૨૦૯, હદીસ નં. ૨૩૯૧
• **અબૂ દાઊદ** : બાબુ મા યકૂલુ ઈઝા અસ્બહ, પાનું-૬૯૧ હદીસ નં. ૫૦૮૮
• **તિરમિઝી** : બાબુ મા જા-અ ફીદ્ દુઆ, જિલ્દ : ૨, પાનું : ૧૭૬ હદીસ નં. ૩૩૮૮ વ કા-લ હસનુન્ ગરીબુન્ સહીહુન્, વ ફીલ્ મવારિદિઝ્ઝમ્આની સહીહ–હ–હૂ ઈબ્નુ હિબ્બાન વલ્ હાકિમ, જિલ્દ : ૧૪, પાનું : ૨૩૯

પણ વસ્તુ નુકસાન નથી પહોંચાડી શકતી. (ઝમાનાના બુરા બનાંવોથી તે મહફૂઝ, સુરક્ષિત રહેશે.)''

○ બીજી રિવાયતમાં આ રીતે આવ્યું છે :હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,''જે વ્યકિત સવાર—સાંજ આ દુઆ ત્રણ—ત્રણ વખત પઢતો રહે તો તેને ન કોઈ નુકસાન પહોંચશે અને ન તો કોઈ આકસ્મિક બલા (અચાનકની મુસીબત) પહોંચશે.''

['અબૂ દાઅૂદ' પાનું : ૬૯૪]

**સંશોધન** : કેટલીક રિવાયતોમાં દુઆનો સમય જણાવ્યો નથી પરંતુ સંશોધકોએ તમામ રિવાયતોને મજકૂર બંધન લાગુ પડતું હોવાની સંભાવનાને ધ્યાનમાં રાખીને સવાર—સાંજનું બંધન નકકી કર્યું છે.

## અનુભવ : ૧

## દુઆ છૂટી જવાથી લકવાની અસર થઈ ગઈ !

આ દુઆ વિશે અબૂ દાઅૂદ શરીફ અને તિરમિઝી શરીફ બન્નેમાં એક ઘણો દિલચસ્પ બનાવ નકલ થયો છે જે આ પ્રમાણે છે :

મજકૂર દુઆની હદીસ રિવાયત કરનાર હઝરત અબાન બિન ઉસ્માન (રદિ.) એક વખતે ઉપર જણાવેલી હદીસ પોતાના શાગિર્દો (શિષ્યો, વિદ્યાર્થીઓ) સામે બયાન કરી રહ્યા હતા. જો કે હઝરત અબાન (રદિ.)ને પોતાને લકવાની અસર હતી.

જયારે હઝરત અબાન (રદિ.) આ હદીસ સંભળાવી રહ્યા હતા ત્યારે હાજરજનોમાંથી એક શાગિર્દે હઝરત અબાન (રદિ.)ને હયરત (નવાઈ)ની નઝરે જોવા લાગ્યો. તેમનું આ રીતે જોવું હકીકતમાં એક વાંધાજનક બાબતના કારણે હતું કે અમને તો ઉસ્તાદ હોવાના કારણે આપના વિશે સંપૂર્ણ યકીન છે કે આ હદીસ પર આપે જરૂર અમલ કરેલો હશે તો પછી આ હદીસની બરકતથી આપના ઉપર લકવાની અસર નહીં થવી જોઈતી હતી, તેના વિરુદ્ધ આપ પોતે

લકવાગ્રસ્ત છો ? ! માનવંત ઉસ્તાદ હઝરત અબાન (રદિ.) તત્કાળ તેની આ પ્રશ્નસૂચક આંખોને સમજી ગયા. તેમણે તરત જવાબ આપ્યો, "અરે મિયાં ! આપ શું જુઓ છો ? ! સાંભળો ! આ હદીસ પોતાની જગાએ બિલકુલ સહીહ છે અને એવી જ છે જેવી મેં બયાન કરી. ન તો મેં હઝરત ઉસ્માન (રદિ.)ની તરફ ગલત નિસ્બત કરી અને ન હઝરત ઉસ્માન (રદિ.)એ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તરફ ગલત ઈન્તિસાબ ફરમાવી.

પરંતુ લકવાનું કારણ આ છે કે એક દિવસ હું ગુસ્સાની હાલતમાં હતો જેના કારણે આ દુઆ પઢવાનું ભૂલી ગયો. પરિણામે અલ્લાહે મારા માટે લકવાની જે મુસીબત મુકદ્દર ફરમાવી હતી તે આવીને રહી. આ રીતે હું લકવાનો શિકાર થઈ ગયો." ['અબૂ દાઊદ' : ૬૯૪, 'તિરમિઝી' : ૨/૧૭૬]

## અનુભવ : ૨

## બધું ઝેર પી ગયા છતાં કંઈ અસર ન થઈ !

હઝરત ખાલિદ બિન વલીદ (રદિ.) એક વખતે હીરહ (જે ઈરાકનું શહેર છે)ના અમીર (ગવર્નર)ને ત્યાં મહેમાન હતા. કેટલાક શુભેચ્છકોએ તેમને કહ્યું કે અજમી (અરબ દેશ સિવાયના) લોકોથી બચીને રહેજો, કયાંક આપને ઝેર ન પીવડાવી દે ! " આપે ફરમાવ્યું, "ઠીક છે, તે ઝેર જ લઈ આવો ! " જયારે આપની સમક્ષ ઝેર રજૂ કરવામાં આવ્યું તો તેને હાથમાં લઈને, સીધા આ (ઉપરવાળી દુઆ) પઢતાં પઢતાં ગટગટાવી ગયા ! પરંતુ (આ દુઆની) બરકતથી આપને એ ઝેરથી કંઈ પણ નુકસાન નહિ થયું !

['હયાતુસ્સહાબા' : ૩ / ૯૦૭]

ઈબ્ને જરીર (રહ.)એ આ બનાવને પોતાના ઈતિહાસમાં એક બીજા અંદાઝમાં આ રીતે નકલ કર્યો છે : હઝરત ઝીલ જોશન્ અલ્

ઝબાબી (રદિ.) અને તેમના ઉપરાંત બીજા તે સહાબા જેઓ હઝરત ખાલિદ (રદિ.)ની સાથે હતા તેઓ બધાં કહે છે કે હીરહ (શહેર)ના ગવર્નર અમ્ર બિન બકીલહના ખાદિમે પોતાના કમરપટામાં એક થેલી લટકાવેલી હતી. હઝરત ખાલિદ (રદિ.)એ તેની પાસે પેલી થેલી લઈ લીધી અને તેમાં જે કંઈ હતું તેને પોતાની હથેળીમાં કાઢયું અને અમ્ર (ગવર્નર)ને સંબોધીને પૂછયું કે, "હે અમ્ર ! આ શું છે ? " તેણે સાફ સાફ બતાવી દેતા કહ્યું કે, "ખુદાની કસમ ! આ એક એવું ખતરનાક ઝેર છે કે જે એક પળમાં આદમીને મોતના ઘાટ ઉતારી દે છે ! " હઝરત ખાલિદ (રદિ.)એ પૂછયું, "આ ઝેર પોતાની સાથે શા માટે રાખ્યું છે ? ! " તેણે જવાબ આપ્યો કે, "મને આ ડર હતો કે મારી ધારણા વિરુદ્ધ જયારે આપ લોકો કામિયાબ (વિજેતા) થઈ જાઓ તો હું તત્કાળ આ ઝેરનો ઉપયોગ કરીને મારા જીવનનો અંત લાવી દઈશ; કારણ કે પોતાના સમાજ અને વસ્તીવાળાઓને અસહ્ય પરાજયની ઝિલ્લત અને રુસ્વાઈનો ઝરીઓ બનવાથી બહેતર એ છે કે પોતાના માટે મોતને પસંદ કરું."આ જવાબ સાંભળીને હઝરત ખાલિદ (રદિ.)એ ફરમાવ્યું,"કોઈ ઈન્સાન કે જાનદાર તેના નકકી થયેલા સમય પહેલાં મરી નથી શકતો." આટલું કહીને તત્કાળ પેલા ઝેરને પોતાના હાથમાં લીધું અને આ દુઆ :

" بِسْمِ اللّٰهِ خَيْرِ الْاَسْمَاءِ رَبِّ الْاَرْضِ وَ رَبِّ السَّمَآءِ، الَّذِیْ

لَيْسَ يَضُرُّ مَعَ اسْمِهٖ دَآءٌ، اَلرَّحْمٰنِ الرَّحِيْمِ

**બિસ્મિલ્લાહિ ખય્રિલ્ અસ્માઈ રબ્બિલ્ અર્ઝિ વ રબ્બિસ્સમાઅ. અલ્લઝી લય્-સ યઝુર્રુ મ-અસ્મિહી દાઅ. અર્રહમાનિર્રહીમ.**

પઢતાં પઢતાં તેને પી જવા માટે પોતાનો હાથ મોઢાની તરફ લઈ

ગયા. હાજરજનોએ તત્કાળ આપને રોકવાની કોશિશ કરી, પરંતુ તેઓ રોકે તે પહેલાં જ આપ તે ઝેર પી ગયા ! હોશ ઊડાવી દેનાર આ દશ્ય જોઈને તેમનો સરદાર (અમ્ર) કહેવા લાગ્યો, "ખુદાની કસમ ! હે અરબ હઝરાત ! જ્યાં સુધી સહાબામાંથી કોઈ એક પણ તમારા દરમિયાન બાકી રહેશે, આપ લોકો પોતાની ચાહત (ઈચ્છા) પ્રમાણે દરેક ચીઝના માલિક બનતા ચાલ્યા જશો !" તે પછી તેણે પોતાના ઈલાકા (પ્રદેશ, વિસ્તાર) હીરહ શહેરના લોકોથી કહ્યું કે, "મેં આજની જેમ નિર્ણાયક અને સ્પષ્ટ વાત કદી નથી જોઈ !"

['હયાતુસ્સહાબા' : ૩ / ૯૦૭]

હર દમ અલ્લાહ અલ્લાહ કર, નૂર સે અપના સીના ભર
જિયે તો ઉસકા હો કર જી, મરે તો ઉસકા હો કર મર

તેરી ઝુબાં હો ઉસકા નામ, તેરા દિલ હો ઉસકા ઘર
હર દમ અલ્લાહ અલ્લાહ કર, નૂર સે અપના સીના ભર

ડર કર ભાગેં સબ શૈતાં, તૂ સિર્ફ એક ખુદા સે ડર
હર દમ અલ્લાહ અલ્લાહ કર, નૂર સે અપના સીના ભર

સબકે બખ્શે વહી ગુનાહ, શર્ત હૈ ઇસકી ઇસ્તિગફાર કર
હર દમ અલ્લાહ અલ્લાહ કર, નૂર સે અપના સીના ભર

હમ મંગતે હૈં વો દાતા, ઉસસે માંગતે શર્મ ન કર
હર દમ અલ્લાહ અલ્લાહ કર, નૂર સે અપના સીના ભર

ઉસકો સવાલી સે હૈ પ્યાર, માંગ દુઆએં શામ સહર
હર દમ અલ્લાહ અલ્લાહ કર, નૂર સે અપના સીના ભર

ઉસકી સના હમ્દો સના, વો સુલ્તાન હૈ વો દાવર
હર દમ અલ્લાહ અલ્લાહ કર, નૂર સે અપના સીના ભર

## ૨

# ઝાલિમ અને અત્યાચારીના દરેક ત્રાસથી હિફાઝત અને સલામતી મેળવવાની દુઆ

" بِسْمِ اللّٰهِ عَلٰى نَفْسِىْ وَ دِيْنِىْ، بِسْمِ اللّٰهِ عَلٰى اَهْلِىْ وَ مَالِىْ وَ وَلَدِىْ، بِسْمِ اللّٰهِ عَلٰى مَا اَعْطَانِىَ اللّٰهُ، اَللّٰهُ رَبِّىْ لَا اُشْرِكُ بِهٖ شَيْئًا، اَللّٰهُ اَكْبَرُ - اَللّٰهُ اَكْبَرُ - اَللّٰهُ اَكْبَرُ - اَللّٰهُ اَكْبَرُ - وَاَعَزُّ وَ اَجَلُّ وَ اَعْظَمُ مِمَّا اَخَافُ وَاَحْذَرُ عَزَّ جَارُكَ وَ جَلَّ ثَنَاؤُكَ وَ لَا اِلٰهَ غَيْرُكَ، اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُ بِكَ مِنْ شَرِّ نَفْسِىْ وَ مِنْ شَرِّ كُلِّ شَيْطَانٍ مَّرِيْدٍ، وَمِنْ شَرِّ كُلِّ جَبَّارٍ عَنِيْدٍ، فَاِنْ تَوَلَّوْا فَقُلْ حَسْبِىَ اللّٰهُ لَا اِلٰهَ اِلَّا هُوَ عَلَيْهِ تَوَكَّلْتُ وَهُوَ رَبُّ الْعَرْشِ الْعَظِيْمِ، اِنَّ وَلِيِّىَ اللّٰهُ الَّذِىْ نَزَّلَ الْكِتَابَ وَهُوَ يَتَوَلَّى الصَّالِحِيْنَ -

બિસ્મિલ્લાહિ અલા નફસી વ દીની, બિસ્મિલ્લાહિ અલા અહ્‌લી વ માલી વ વ-લ-દી, બિસ્મિલ્લાહિ અલા મા અઅતાનિયલ્લાહ, અલ્લાહુ રબ્બી લા ઉશ્રિકુ બિહી શય્અન્, અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, વ અ-અઝ્ઝુ વ અજલ્લુ વ અઅઝમુ મિમ્મા અખાફુ વ અહ્‌ઝરુ, અઝ્-ઝ જારુ-ક વ

**જલ્લ ષનાઉ-ક વ લા ઈલા-હ ગયરુક. અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિ-ક મિન્ શર્રિ નફ્સી વ મિન્ શર્રિ કુલ્લિ શય્તાનિમ્ મરીદિન્, વ મિન્ શર્રિ કુલ્લિ જબ્બારિન્ અનીદિન્, ફઈન્ તવલ્લવ્ ફકુલ્ હસ્બિ-યલ્લાહુ લા ઈલા-હ ઈલ્લા હુ-વ અલયહિ તવક્કલ્તુ વ-હુ-વ રબ્બુલ્ અર્શિલ્ અઝીમ. ઈન્ન વલિય્યિ-યલ્લાહુલ્લઝી નઝ્ઝલલ્ કિતા-બ વ હુ-વ ય-તવલ્લસ્ સાલિહીન.** (1)

**અનુવાદ :** અલ્લાહના નામની મદદથી પોતાનો જીવ અને પોતાના દીનની હિફાઝત (સુરક્ષા) માંગું છું. અને એ જ પ્રમાણે અલ્લાહના નામની બરકતથી પોતાના ઘરવાળાઓ, માલ અને અવલાદની હિફાઝતનો તલબગાર છું. ઉપરાંત અલ્લાહના પવિત્ર નામની બરકતથી દરેક તે વસ્તુની હિફાઝત તથા સલામતીનો તલબગાર છું જે અલ્લાહ તઆલાએ મને અર્પણ ફરમાવી. અલ્લાહ તઆલા મારો પાલનહાર છે અને હું અલ્લાહની સાથે કોઈ પણ વસ્તુને શરીક ઠેરવતો નથી. ખરેખર અલ્લાહ જ મહાન છે, તે જ મહાન છે, અને તે, જ સૌથી મહાન છે. અને અલ્લાહ તઆલા તે સઘળી વસ્તુઓથી મહાનતર, ગલબહવાળો અને ઉચ્ચ દરજ્જાવાળો છે જેનાથી કે હું ડરું છું અને બીક અનુભવુ છું. હે પરવરદિગાર ! તારી પનાહમાં આવનાર જ ગાલિબ છે અને આપના વખાણ ઘણા ઊંચા છે અને આપના સિવાય કોઈ મા'બૂદ નથી. હે અલ્લાહ ! હું પોતાના નફસની શરારત અને દરેક તોફાની શયતાન ઉપરાંત દરેક બળવાન ઝાલિમની શરારતથી પનાહ માંગું છું. છતાં પણ જો મુનાફિકો મોઢું ફેરવી લે તો (હે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) આપ ફરમાવી દો કે મને અલ્લાહ બસ છે, જેના સિવાય કોઈ મઅબૂદ નથી. તેના જ ઉપર મારો વિશ્વાસ છે અને તે જ અર્શે અઝીમનો માલિક છે. [સુરએ

(1) 'જમ્ઉલ્ જવામિઅ' ૧૪ / ૪૮,'આપકે મસાઈલ ઔર ઉનકા હલ' ૨૩૩

'તવબહ' : ૧૨૯] બેશક, મારો પરવરદિગાર તો અલ્લાહ જ છે કે જેણે આ (સત્ય) કિતાબ (કુર્આન શરીફ) ઉતારી છે અને તે તો નેક બંદાઓની મદદ કર્યા જ કરે છે. [સૂરએ 'અઅ્રાફ' : ૧૯૬]

## અનુભવ :

## ઝાલિમ અને ગુસ્તાખ હજ્જાજ હઝરત અનસ (રદિ.)નું કંઈ બગાડી ન શકયો

શય્ખ જલાલુદ્દીન સુયૂતી (રહ.) નામાંકિત હદીસ શરીફના હાફિઝ છે, તેમણે "જમ્ઉલ્ જવામિઅ" નામી કિતાબમાં અબૂશ્શય્ખ (રહ.)ની "કિતાબુસ્ષવાબ" અને ઈબ્ને અસાકિર (રહ.)ના ઈતિહાસથી આ બનાવ નકલ કર્યો છે કે એક દિવસ હઝરત અનસ (રદિ.) અને મશહૂર તથા જાણીતો, ઝાલિમ અને અત્યાચારી હજ્જાજ બિન યૂસુફ ષકફી બન્ને બેઠેલા હતા. હજ્જાજે પોતાના કોઈ ખાદિમને આ કહ્યું કે આ (હઝરત અનસ રદિ.)ને અનોખા પ્રકારના ૪૦૦ (ચાર સો) ઘોડાઓનું નિરીક્ષણ કરાવવામાં આવે. જયારે તે ઘોડાઓ બતાવવામાં આવ્યા તો હજ્જાજે હઝરત અનસ (રદિ.)ને કહ્યું કે જરા બતાવો ! પોતાના આકા અર્થાત્ આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસે પણ આ પ્રકારના ઘોડાઓ અને આરામ તથા સમૃદ્ધિનો સામાન આપે કયારે જોયો હતો ? (આ હજ્જાજ દોલત અને સત્તાના નશામાં ડૂબેલો હતો. ઈતિહાસની કિતાબોમાં આ જાહિલના પોતાની ઝાતને ઊંચી સમજવાના આ પ્રકારના અસંખ્ય બનાવોનું વર્ણન કરેલું છે. સામાન્ય રીતે તે હઝરાતે સહાબા (રદિ.) પર ફઝીલત જતાવીને અયોગ્ય વાણી અને વર્તન કરતો હતો, ઉપર જણાવેલ ફકરો પણ એની જ એક કડી છે.) આપે (હઝરત અનસ રદિ.એ) બેરોકટોક જવાબ આપ્યો : "અલ્લાહની કસમ ! ખરેખર મેં આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે આનાથી ઘણી ઉચ્ચ પ્રકારની વસ્તુઓ જોઈ હતી અને મેં આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમને આ ફરમાવતા સાંભળ્યા હતા કે "ઘોડાનો ઉછેર કરનારા ત્રણ પ્રકારના હોય છે : એક તો તે માણસ જે ઘોડો એ નિય્યતથી પાળે કે અલ્લાહના રસ્તામાં તેના મારફતે જિહાદ કરશે. એવા ઘોડાનો પેશાબ, મળ, માંસ અને લોહી કિયામતના દિવસે તેના આ'માલના ત્રાજવામાં હશે. અને બીજો તે માણસ જે ઘોડો એ નિય્યતથી પાળે છે કે જરૂરતના સમયે સવારી કરે અને પગપાળા ચાલવાની તકલીફથી બચે. આ ન તો ષવાબનો હકદાર છે અને ન અઝાબનો. અને ત્રીજો તે માણસ જે ઘોડાનો ઉછેર નામ તથા ખ્યાતિ માટે કરે છે, જેથી લોકોના દિલમાં એ વાત બેસી જાય કે ફલાણા માણસ પાસે આટલા અને આવા આવા ઉચ્ચ કક્ષાના ઘોડાઓ છે. તેનું ઠેકાણું દોઝખ છે. અને હે હજ્જાજ ! તારા આ ઘોડાઓ આ જ ત્રીજા પ્રકારના છે. આ વાત સાંભળીને હજ્જાજ ભડકી ઉઠયો અને કહેવા લાગ્યો કે : "હે અનસ ! તમે આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જે સેવા કરી છે, જો તેનો લિહાઝ ન હોત, ઉપરાંત અમીરુલ્ મુઅમિનીન અબ્દુલ્ મલિક બિન મરવાને તમારા વિષે ભલામણનો જે પત્ર મને લખ્યો છે, તેનો ખ્યાલ ન હોત, તો શી ખબર ! આજે હું તમારી સાથે શું વર્તન કરતે? ' હઝરત અનસ (રદિ.)એ ફરમાવ્યુ : "અલ્લાહની કસમ ! તું મારું કંઈ બગાડી શકતો નથી અને તારામાં એટલી હિમ્મત નથી કે તું મને ખરાબ ઈરાદાથી જોઈ શકે. કારણ કે મેં આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી અમુક તે કલિમાત સાંભળેલા છે કે જે માણસ તેની પાબંદી કરે છે, તેના દ્વારા પઢનારાઓની સંપૂર્ણ હિફાઝત કરવામાં આવે છે, એટલા માટે હું હંમેશા તે જ કલિમાતની પનાહમાં રહું છું. અને તે કલિમાતની બરકતથી મને ન કોઈ બાદશાહના દબદબાનો ખોફ છે, ન કોઈ શયતાનની બુરાઈનો ભય છે." હજ્જાજ આ વાતના ભયથી હેબત અને અચંબામાં પડી ગયો. થોડા સમય પછી માથું ઉચકયું અને (અત્યંત નરમાશથી) દરખ્વાસ્ત કરવા

લાગ્યો : "હે અબૂ હમઝહ ! તે કલિમાત મને પણ શીખવી દો." (હઝરત અનસ રદિ.એ) ફરમાવ્યું : "હું તને કદી ન શીખવાડીશ. અલ્લાહની કસમ ! તું એનો અહલ (લાયક) નથી."

જયારે હઝરત અનસ (રદિ.)ના મૃત્યુનો સમય આવ્યો ત્યારે આપ (રદિ.)ના ખાદિમ અબાને હાજર થઈને અવાજ આપ્યો. હઝરત અનસ (રદિ.)એ ફરમાવ્યું : "શું માંગો છો ?" (તેમણે) અર્ઝ કરી : "તે જ કલિમાત શીખવા માંગું છું જે હજ્જાજે આપ (રદિયલ્લાહુ અન્હુ)થી માંગ્યા હતા. પરંતુ આપ (રદિયલ્લાહુ અન્હુ)એ તેને શીખવાડયા ન હતા." હઝરત (અનસ રદિ.)એ ફરમાવ્યું : "હાં ! હું તને જરૂર શીખવીશ, કારણ કે તું એનો અહલ (લાયક) છે." મેં આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની દસ વર્ષ ખિદમત કરી અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વફાત એ હાલતમાં થઈ કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારાથી રાજી હતા. એ જ પ્રમાણે તેં પણ મારી ખિદમત દસ વર્ષ સુધી કરી અને હું દુનિયાથી એ હાલતમાં જઈ રહ્યો છું કે હું તારાથી રાજી છું. સવાર–સાંજ આ કલિમાત પઢયા કરો. હક સુબ્હાનહૂ વ તઆલા દરેક આફતોથી મહફૂઝ (સુરક્ષિત) રાખશે.

**સંશોધન (૧):** ઉપર જણાવેલ દુઆ હઝરત અનસ (રદિ.)ની દુઆ કહેવાય છે. મોટા બુઝુર્ગોએ તેની ઘણી જ તાકીદ ફરમાવી છે. કારણ કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ દુઆ પોતાના ખાસ ખાદિમ હઝરત અનસ બિન માલિક રદિયલ્લાહુ અન્હુને શીખવાડી હતી જેમણે દસ વર્ષ સુધી નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમત કરી. અને આ અનુભવની વાત છે કે દરેક મખદૂમ (જેની સેવા કરવામાં આવે) પોતાના ખાદિમની સેવા પર ખૂશ થઈને દિલના ઊંડાણથી દુઆઓ આપે છે અને એવી દુઆનું મોટું મહત્ત્વ હોય છે. અહીં પણ એવું જ થયું અને તે આ કે એક વખત

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમની (હઝરત અનસ રદિ.ની) વાલિદહની ગુઝારિશ પર તેમને દુનિયા અને આખિરતની ખૈર અને ભલાઈની દુઆથી મુશર્રફ (ગૌરવશીલ) ફરમાવ્યા હતા અને હક સુબ્હાનહૂ વ તઆલાએ આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આ દુઆની બરકતથી તેમની ઉંમર, માલ અને અવલાદમાં અનંત બરકત અતા ફરમાવી. જેથી તેમની ઉંમર ૧૦૦ (એકસો)થી વધુ થઈ અને તેમની હકીકી અવલાદની સંખ્યા ૧૦૦ (એકસો)ની નજીક છે. જેમાં ૭૩ (તોતેર) પુત્રો હતા અને બાકીની પુત્રીઓ હતી. અને તેમનો બગીચો વર્ષમાં બે વખત ફળ આપતો હતો. આ તો દુનિયાની બરકતો હતી. (જે આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની દુઆના વસીલાથી તેમને પ્રાપ્ત થઈ.) બાકી આખિરતની બરકતોનો અંદાઝો કોણ કરી શકે છે !

**સંશોધન (૨):** આ દુઆને હઝરત મવલાના યૂસુફ લુધિયાનવી (રહ.)એ સંપૂર્ણ તશરીહ (સ્પષ્ટિકરણ)ની સાથે પોતાની કિતાબ “આપકે મસાઈલ ઔર ઉનકા હલ” : ૮ / ૨૩૩ માં નકલ ફરમાવી છે અને લખ્યું છે કે તેની તફસીર શય્ખ અબ્દુલ્ હક મુહદ્દિસે દહેલવી (રહ.)એ ફારસી ભાષામાં **“ઈસ્તીનાસુ અન્વારિલ્ કબસિ ફી શર્હિ દુઆએ અનસ”** નામથી લખી છે. બલ્કે હઝરત લુધિયાનવી (રહ.)એ સંભવિત એ જ તફસીરને નજર સમક્ષ રાખીને તેની તશરીહ (સ્પષ્ટિકરણ) ફરમાવી.

**સંશોધન (૩):** આ દુઆના કલિમાત અલગ અલગ કિતાબોમાં અલગ અલગ રીતથી નકલ થયેલા છે, જેની વિગત આ છે:

[અ] દુઆના તે કલિમાત જે ઉપર મજકૂર છે.
[બ] બીજા કલિમાત નીચે પ્રમાણે છે :

"بِسْمِ اللّٰهِ عَلٰى نَفْسِىْ وَ دِيْنِىْ، بِسْمِ اللّٰهِ عَلٰى مَآ اَعْطَانِىْ رَبِّىْ عَزَّ وَجَلَّ بِسْمِ اللّٰهِ عَلٰى اَهْلِىْ وَ مَالِىْ اَللّٰهُ اَكْبَرُ اَللّٰهُ رَبِّىْ، اَللّٰهُ اَكْبَرُ اَللّٰهُ رَبِّىْ لَآ اُشْرِكُ بِهٖ شَيْئًا اَجِرْنِىْ مِنْ كُلِّ شَيْطَانٍ رَّجِيْمٍ وَ مِنْ كُلِّ جَبَّارٍ عَنِيْدٍ، اِنَّ وَلِيِّىَ اللّٰهُ الَّذِىْ نَزَّلَ الْكِتَابَ وَهُوَ يَتَوَلَّى الصَّالِحِيْنَ، فَاِنْ تَوَلَّوْا فَقُلْ حَسْبِىَ اللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ عَلَيْهِ تَوَكَّلْتُ وَهُوَ رَبُّ الْعَرْشِ الْعَظِيْمِ-

**બિસ્મિલ્લાહિ અલા નફસી વ દીની, બિસ્મિલ્લાહિ અલા મા અઅ્તાની રબ્બી અઝ્ઝ વ જલ્લ, બિસ્મિલ્લાહિ અલા અહ્લી વ માલી, અલ્લાહુ અકબરુ અલ્લાહુ રબ્બી, અલ્લાહુ અકબરુ અલ્લાહુ રબ્બી, લા ઉશ્રિકુ બિહી શયઅન્, અજિર્ની મિન્ કુલ્લિ શયતાનિર્રજીમિ, વ મિન્ કુલ્લિ જબ્બારિન્ અનીદ, ઈન્ન વલિય્યિ-યલ્લાહુલ્લઝી નઝ્ઝલલ્ કિતા-બ વ હુ-વ ય-તવલ્લસ્ સાલિહીન. ફઈન્ તવલ્લવ્ ફકુલ્ હસ્બિ-યલ્લાહુ લા ઈલા-હ ઈલ્લા હુ-વ અલયહિ તવક્કલ્તુ વ-હુ-વ રબ્બુલ્ અર્શિલ્ અઝીમ.**

**અનુવાદ:** અલ્લાહના નામની બરકતો દીન અને જીવની સલામતી માટે માંગીએ છીએ, અને તેમજ એ નામની બરકત દરેક તે વસ્તુની હિફાઝત માટે માંગીએ છીએ, જે અલ્લાહે આપણને અર્પણ કરેલી છે. અલ્લાહના નામની બરકત પોતાના ઘરવાળા અને માલ પર (હોય) અલ્લાહ મહાન છે, તે જ પાલનહાર છે, અલ્લાહ મહાન છે, અલ્લાહ જ મારો રબ છે. તેની સાથે હું કોઈને શરીક ઠેરવતો નથી. હે અલ્લાહ ! અમારી હિફાઝત ફરમાવ શયતાન મરદૂદ (ધિક્કારવામાં

આવેલ)થી અને દરેક જક્કી ઝાલિમથી. બેશક, મારો પરવરદિગાર તો અલ્લાહ જ છે કે જેણે આ (સત્ય) કિતાબ (કુર્આન શરીફ) ઉતારી છે અને તે તો નેક બંદાઓની મદદ કર્યા જ કરે છે. [સૂરએ 'અઅ્રાફ' : ૧૯૬]

છતાં પણ જો મુનાફિકો મોઢું ફેરવી લે તો (હે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) આપ ફરમાવી દો કે મારા માટે અલ્લાહ બસ છે, જેના સિવાય કોઈ મઅબૂદ નથી. તેના જ ઉપર મારો વિશ્વાસ છે અને તે જ અર્શે અઝીમનો માલિક છે. (1) [સુરએ 'તવબહ' : ૧૨૯]

[ક] ત્રીજા કલિમાત નીચે પ્રમાણે છે :

" بِسْمِ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ لَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ، بِسْمِ اللّٰهِ عَلٰى دِيْنِىْ وَ نَفْسِىْ، بِسْمِ اللّٰهِ عَلٰى اَهْلِىْ وَ مَالِىْ، بِسْمِ اللّٰهِ عَلٰى كُلِّ شَىْءٍ اَعْطَانِىْ رَبِّىْ، بِسْمِ اللّٰهِ خَيْرِ الْاَسْمَاءِ، بِسْمِ اللّٰهِ رَبِّ الْاَرْضِ وَالسَّمَاءِ، بِسْمِ اللّٰهِ الَّذِىْ لَا يَضُرُّ مَعَ اسْمِهٖ دَاءٌ، بِسْمِ اللّٰهِ افْتَتَحْتُ وَ عَلَى اللّٰهِ تَوَكَّلْتُ الْعَلِيِّ الْعَظِيْمِ، تَبَارَكَ اللّٰهُ رَبُّ السَّمَاوَاتِ السَّبْعِ وَ رَبُّ الْعَرْشِ الْعَظِيْمِ وَ رَبُّ الْاَرْضِيْنَ وَمَا بَيْنَهُمَا وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ، عَزَّ جَارُكَ وَ جَلَّ ثَنَائُكَ وَ لَا اِلٰهَ غَيْرُكَ اِجْعَلْنِىْ فِىْ جَوَارِكَ مِنْ شَرِّ كُلِّ ذِىْ شَرٍّ وَ مِنْ شَرِّ الشَّيْطَانِ الرَّجِيْمِ، اِنَّ وَلِيِّىَ اللّٰهُ الَّذِىْ نَزَّلَ الْكِتَابَ وَهُوَ

(1) 'અદ્દુઆઅ' : ૨ / ૧૨૯૪ (ઝઈફ સનદ)

يَتَوَلَّى الصّٰلِحِيْنَ، فَاِنْ تَوَلَّوْا فَقُلْ حَسْبِىَ اللّٰهُ لَا اِلٰهَ اِلَّا هُوَ
عَلَيْهِ تَوَكَّلْتُ وَهُوَ رَبُّ الْعَرْشِ الْعَظِيْمِ

**બિસ્મિલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ મુહમ્મદુર્રસૂલુલ્લાહિ લા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહ. બિસ્મિલ્લાહિ અલા દીની વ નફ્સી, બિસ્મિલ્લાહિ અલા અહ્લી વ માલી, બિસ્મિલ્લાહિ અલા કુલ્લિ શય્ઈન્ અઅ્તાની રબ્બી, બિસ્મિલ્લાહિ ખય્રિલ્ અસ્માઈ, બિસ્મિલ્લાહિ રબ્બિલ્ અર્ઝિ વસ્સમાઈ, બિસ્મિલ્લાહિલ્લઝી લા યઝુર્રુ મઅસ્મિહી દાઉન, બિસ્મિલ્લાહિફ ત-તહ્તુ વ અલલ્લાહિ તવક્કલ્તુલ્ અલિય્યિલ્ અઝીમ. તબારકલ્લાહુ રબ્બુસ્સમાવાતિસ્ સબ્ઈ વ રબ્બુલ્ અર્શિલ્ અઝીમિ વ રબ્બુલ્ અર્ઝી-ન વ મા બય્-ન-હુમા વલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન. અઝ્-ઝ જારુ-ક વ જલ્લ ષનાઉ-ક વ લા ઈલા-હ ગય્રુક. ઈજ્અલ્ની ફી જવારિ-ક મિન્ શર્રિ કુલ્લિ ઝી શર્રિન્ વ મિન્ શર્રિશ્ શયતાનિર્રજીમ, ઈન્ન વલિય્યિ-યલ્લાહુલ્લઝી નઝ્ઝલલ્ કિતા-બ વ હુ-વ ય-ત-વલ્લસ્ સાલિહીન. ફઈન્ તવલ્લવ્ ફ કુલ્ હસ્બિ-યલ્લાહુ લા ઈલા-હ ઈલ્લા હુ-વ અલયહિ તવક્કલ્તુ વ હુ-વ રબ્બુલ્ અર્શિલ્ અઝીમ.** (1)

**સંશોધન :** ઈબ્નુસ્સુન્નીએ પોતાની કિતાબ "અમલુલ્ યવ્મ"માં આ હદીસ શરીફને જે રીતે નકલ કરી છે, તેમાં આ બાબત પણ છે કે :

[૧] મુસલમાનોના ખલીફા અબ્દુલ્ મલિક બિન મરવાને

(1) 'જમ્ઉલ્ જવામિઅ' : ૧૪ / ૪૮, હદીસ નં : ૯૨૭૯, 'અમલુલ્ યવ્મ વલ્લયલતિ લિ ઈબ્નિસ્સુન્ની' : ૯૦, હદીસ નં : ૩૪૬

હજ્જાજના નામે હઝરત અનસ બિન માલિક (રદિ.)ના માટે જે પત્ર લખ્યો હતો, તેમાં વિશિષ્ટ રીતે આ વાકય હતું :

اُنْظُرْ اِلٰى اَنَسِ بْنِ مَالِكٍ خَادِمِ رَسُوْلِ اللّٰهِ ﷺ

**અર્થ** : "હઝરત અનસ (રદિ.)નો ખ્યાલ રાખજો."

એટલા જ માટે હજ્જાજે હઝરત અનસ (રદિ.)નો પહેલાં તો ઘણો ઈકરામ કર્યો અને આદર–સન્માન કર્યો. તે પછી ઉપર જણાવેલ બનાવ બન્યો.

[૨] હઝરત અનસ (રદિ.)એ હજ્જાજને જયારે દુઆ શિખવવાની મનાઈ કરી દીધી તો તેણે પોતાના પુત્રને કહ્યું : "ઠીક છે, તું પોતાના ચાચા પાસે શીખી લે."

['અમલુલ્ યવ્મિ વલ્લય્લતિ લિ ઈબ્નિસ્સુન્ની']

[૩] શૈખ ઈસ્માઈલ બરોસવીએ નકલ કર્યું છે કે હજ્જાજથી જયારે પૂછવામાં આવ્યું કે "હઝરત અનસ (રદિ.)ને શા માટે છોડી દીધા ? " જવાબ આપ્યો : "મેં તેના ખભા પર બે મોટા વાઘ જોયાં, જેમના મોંઢાં ખુલ્લા હતા." ['તન્વીરુલ્ અઝહાન' : ૫૨]

તેરી એક નિગાહ કી બાત હૈ
મેરી ઝિંદગી કા સવાલ હૈ

મુઝે અપની પસ્તી કી હૈ શરમ
તેરી રફઅતોં કા ખયાલ હૈ

મગર અપને દિલ કા મૈં કયા કરૂં
ઇસે ફિર ભી શૌકે વિસાલ હૈ

## 3

# અચાનક બનતા બુરા બનાવોથી બચવાની દુઆ

اَللّٰهُمَّ اَنْتَ رَبِّىْ لَا اِلٰهَ اِلَّا اَنْتَ عَلَيْكَ تَوَكَّلْتُ وَ اَنْتَ رَبُّ الْعَرْشِ الْكَرِيْمِ مَاشَآءَ اللّٰهُ كَانَ وَلَمْ يَشَأْ لَمْ يَكُنْ وَ لَا حَوْلَ وَ لَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمِ، اَعْلَمُ اَنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ وَّ اَنَّ اللّٰهَ قَدْ اَحَاطَ بِكُلِّ شَىْءٍ عِلْماً، اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُ بِكَ مِنْ شَرِّ نَفْسِىْ وَ مِنْ شَرِّ كُلِّ دَآبَّةٍ اَنْتَ اٰخِذٌ بِنَاصِيَتِهَا اِنَّ رَبِّىْ عَلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ-

**અલ્લાહુમ્મ અન્ત રબ્બી લા ઈલા–હ ઈલ્લા અન્ત અલય્–ક તવક્કલ્તુ વ અન્ત રબ્બુલ્ અર્શિલ્ કરીમિ મા શા–અલ્લાહુ કા–ન વ લમ્ યશઅ્ લમ્ યકુન્ વ લા હવ્–લ વ લા કુવ્વ–ત ઈલ્લા બિલ્લાહિલ્ અલિય્યિલ્ અઝીમ.અઅ્લમુ અન્નલ્લા–હ અલા કુલ્લિ શય્ઈન્ કદીરુવ્ વ અન્નલ્લા–હ કદ્ અહા–ત બિ કુલ્લિ શય્ઈન્ ઈલ્મા. અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિ–ક મિન્ શર્રિ નફસી વ મિન્ શર્રિ કુલ્લિ દાબ્બતિન્ અન્ત આખિઝુમ્ બિનાસિ–યતિહા ઈન્ન રબ્બી અલા સિરાતિમ્ મુસ્તકીમ.**(1)

**અનુવાદ :** હે અલ્લાહ ! તુ જ મારો પરવરદિગાર છે. તારા સિવાય કોઈ સાચો મા'બૂદ નથી. મેં સર્વ બાબતોમાં આપ પર જ

(1) 'ઈબ્નુસ્સુન્ની' : ૫૭, 'અદુઆઅ' : ૨ / ૯૫૪, 'નુઝુલુલ્ અબરાર': ૧૧૬

ભરોસો કર્યો અને આપ જ પ્રતિષ્ઠિત અર્શના માલિક છો. અલ્લાહ જે ચાહશે તે થશે, જે નહીં ચાહશે તે ન થશે. ઈબાદત કરવાની અને ગુનાહોથી દૂર રહેવાની શકિત ઉચ્ચ મરતબાવાળા પરવરદિગારની તવફીક વગર પ્રાપ્ત થઈ શકતી નથી. હું જાણું છું કે અલ્લાહ જ સર્વ વસ્તુઓ પર શકિત ધરાવનાર છે. અને ખરેખર અલ્લાહ તઆલાને સર્વ વસ્તુની સંપૂર્ણ ખબર છે. હે અલ્લાહ ! હું આપની પનાહ ચાહું છું પોતાના નફસની બુરાઈથી અને દરેક જાનવરની બુરાઈથી. આપ જ બધાંની પેશાનીને કાબૂમાં રાખનાર છો. ખરેખર મારો પરવરદિગાર સીધો રસ્તો બતાવે છે.

## અનુભવ :

## ફેલાતી ધગધગતી આગ ઘર સુધી પહોંચી અને બુજાઈ ગઈ

હઝરત તલક બિન હબીબની રિવાયત છે કે એક માણસ હઝરત અબૂ દરદાઅ રદિયલ્લાહુ અન્હુની ખિદમતમાં હાજર થઈને કહેવા લાગ્યો કે : "આપનું ઘર બળી ગયું." આપે પૂરા ભરોસાપૂર્વક ફરમાવ્યું કે : "નથી બળ્યું." પછી બીજો માણસ આવ્યો, તેણે પણ કહ્યું કે : "આપનું ઘર બળી ગયું." ફરી પાછું આપે ફરમાવ્યું : "નથી બળ્યું." તે પછી બીજો એક માણસ આવ્યો અને તેણે પણ આજ ખબર આપી. આપે સંપૂર્ણ દઢતાથી ફરમાવ્યું કે : "(મારું ઘર) બળી શકે જ નહિ." થોડા સમય પછી આપને ખબર આપવામાં આવી કે આગની જવાળાઓ તો ઊઠી હતી પણ જયારે આપના ઘર સુધી આવી તો ઓલવાઈ ગઈ. આપે ફરમાવ્યું : "મને વિશ્વાસ હતો કે અલ્લાહ પાક આવું નહીં કરશે." તે માણસ કહેવા લાગ્યો : "અમને સમજ નથી પડતી કે આપની કઈ વાત પર આશ્ચર્ય પામીએ ? (આ પ્રમાણે વિશ્વાસ અને સંતોષપૂર્વક આપે નુકસાન ન થવાનું જે એ'લાન કર્યું તે માટે નવાઈ પામીએ કે અનોખી રીતે આગ ઓલવાઈ ગઈ તે

માટે આશ્ચર્ય કરીએ ? !)''

હઝરત અબૂ દરદાઅ રદિયલ્લાહુ અન્હુએ ફરમાવ્યું કે : ''તે કલિમાતના કારણે જેના વિષે મેં નબીએ પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ફરમાવતા સાંભળ્યા કે : ''જે માણસ તે(કલિમાત)ને સવારના સમયે પઢે, તો સાંજ સુધી અને સાંજના સમયે પઢે, તો સવાર સુધી તેના પર કોઈ આફત (મુસીબત) આવી શકતી નથી. (અને મેં એ દુઆ પઢી લીધી હતી.)''

**સંશોધન :** ઈબ્નુસ્સુન્નીની હદીસમાં આ છે કે હઝરત અબૂ દરદાઅ રદિયલ્લાહુ અન્હુ મજલિસના સાથીઓ સાથે પોતાના ઘરે પહોંચ્યા, તો જોયું કે લોકોના ઘર તો બળી ગયા છે અને આપનું ઘર બિલ્કુલ સહીહ અને સલામત છે.



## ૪

# 'મંઝિલ' (અમુક ખાસ આયતોના સમૂહ) મારફતે જિન, જાદૂ વગેરેથી હિફાઝત અને સલામતી

○ સૂરએ 'ફાતિહા' [અલ્હમ્દુ શરીફ]
○ સૂરએ 'બ–ક–રહ'ની શરૂઆતની ચાર આયતો [પારહ : ૧]
○ સૂરએ 'બ–ક–રહ'ની દરમિયાની નીચેની બે આયતો :

(૧) 'ઈલાહુકુમ્ ઈલાહુંવ વાહિદ...' [આયત નં. ૧૬૩]
(૨) 'ઈન્ન ફી ખલ્કિસ્સમાવાતિ વલ્ અર્ઝ...' [આયત નં. ૧૬૪]
○ આયતુલ્ કુરસી [સૂરએ 'બ–ક–રહ', આયત નં. ૨૫૫, પારહ : ૩]
○ સૂરએ 'બ–ક–રહ'ની છેલ્લી ત્રણ આયતો [નં. ૨૮૪, ૨૮૫, ૨૮૬, પારહ : ૩]
○ સૂરએ 'આલિ ઈમરાન'ની આયત : 'શહિ–દલ્લાહુ અન્નહૂ લા ઈલા–હ ઈલ્લા હુવ.' [આયત નં. ૧૮, પારહ : ૩]
○ સૂરએ 'આલિ ઈમરાન'ની બીજી બે આયતો :
'કુલિલ્લાહુમ્મ'થી લઈને 'બિ ગયૂરિ હિસાબ' સુધી.
[આયત નં. ૨૬, ૨૭, પારહ : ૩]
○ સૂરએ 'અઅરાફ'ની નીચે પ્રમાણેની ત્રણ આયતો :
'ઈન્ન રબ્બકુમુલ્લાહુલ્લઝી'થી લઈને 'મિનલ્ મુહસિનીન' સુધી [આયત નં. ૫૪, ૫૫, ૫૬, પારહ : ૮]
○ સૂરએ 'બની ઈસરાઈલ'ની નીચે પ્રમાણે બે આયતો :
'કુલિદ્ઊલ્લા–હ'થી લઈને 'વ કબ્બિરહૂ તકબીરા' સુધી
[આયત નં. ૧૧૦, ૧૧૧, પારહ : ૧૫]
○ સૂરએ 'મુઅમિનૂન'ની છેલ્લી ચાર આયતો :

'અ-ફ હસિબ્તુમ્ અન્નમા ખલક્નાકુમ...'

[આયત નં. ૧૧૫ થી ૧૧૮, પારહ : ૧૮]

- સૂરએ 'સાફફાત'ની શરૂઆતની ૧૧ (અગિયાર) આયતો 'વસ્સાફફાત'થી લઈને 'મિન્ તીનિલ્ લાઝિબ' સુધી.

[પારહ : ૨૩]

- સૂરએ 'રહમાન'ની 'યા મઅ્શરલ્ જિન્નિ વલ્ ઈન્સ'થી લઈને ૮ (આઠ) આયતો [આયત નં. ૩૩ થી ૪૦, પારહ : ૨૭]
- સૂરએ 'હશ્ર'ની છેલ્લી ચાર આયતો 'લવ્ અન્ઝલ્ના હાઝલ્ કુર્આ-ન'થી લઈને 'વ હુવલ્ અઝીઝુલ્ હકીમ' સુધી [આયત નં. ૨૧ થી ૨૪, પારહ : ૨૮]
- સૂરએ 'જિન્ન'ની શરૂઆતની ૪ (ચાર) આયતો 'શ-ત-તા' સુધી [પારહ : ૨૯]
- ચારેય કુલ અર્થાત્ :

(૧) સૂરએ 'કાફિરૂન' [કુલ યા અય્યુહલ કાફિરૂન] [પારહ : ૩૦]

(૨) સૂરએ 'ઈખ્લાસ' [કુલ્ હુવલ્લાહુ અહદ] [પારહ : ૩૦]

(૩) સૂરએ 'ફલક' [કુલ્ અઊઝુ બિ રબ્બિલ્ ફલક] [પા. ૩૦]

(૪) સૂરએ 'નાસ' [કુલ્ અઊઝુ બિ રબ્બિન્નાસ] [પા.૩૦] (1)

## અનુભવ :

## દમ કરતાં જ આસેબી અસર દૂર

હઝરત ઉબય બિન કઅબ રદિયલ્લાહુ અન્હુની રિવાયત છે કે: હું નબીએ પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હતો. એક ગામડાંનો રહેવાસી આવ્યો અને તેણે કહ્યું : "હે અલ્લાહના રસૂલ ! મારા ભાઈને ગાંડપણ અને બેહોશીની અસર થઈ ગઈ." આપે

(1) 'હયાતુસ્સહાબા' : ૩ / ૩૭૯, 'નુઝુલુલ્ અબરાર' : ૨૭૦, મુસ્નદે અહમદ અન્ ઉબય બિન કઅબ

ફરમાવ્યું : "તેને લઈ આવો." તો તે પોતાના ભાઈને નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં લઈ આવ્યો. જેથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઉપર લખેલી આયતો પઢીને દમ ફરમાવ્યો. દમ કરતાં જ તે બિલ્કુલ ભાનમાં આવી ગયો.

**સંશોધન (૧):** આ આયતો આપણા દેશમાં મંઝિલથી પ્રચલિત છે. અને એ જ નામથી હઝરત મવલાના તલ્હા સાહબ કાંધલવી દામત્ બરકાતુહુમ (હઝરત શયૂખુલ્ હદીસ મવલાના ઝકરિયા સાહબ મુહાજિરે મદની રહ.ના સાહબઝાદહ)ની આજ્ઞા પર અલગથી પ્રસિધ્ધ કરવામાં આવી. **"અલ્ હિઝ્બુલ્ મસ્નૂન"** નામની કિતાબમાં આ મંઝિલને અને રક્ષણ તેમજ શાંતિ તેમજ સલામતીથી સંબંધિત બીજી દુઆઓને જમા કરવામાં આવી છે.

['અદુઆઉલ્ મસ્નૂન' : ૩૦૨]

**સંશોધન (૨):** મંઝિલની આયતોના વિષે હદીસનો તરીકો અલગ છે. અહીંયા સર્વને ભેગા કરી દેવામાં આવ્યા છે.

**યા રબ દિલે મુસ્લિમ કો વો ઝિંદા તમન્ના દે**
**જો કલ્બ કો ગરમા દે જો રૂહ કો તળપા દે**

**ભટકે હુવે આહોં કો ફિર સૂએ હરમ લે ચલ**
**ઇસ શહર કે ખૂગર કો ફિર વુસ્અતે સેહરા દે**

**ઇસ દૌર કી ઝુલ્મત મેં હર કલ્બે પરેશાં કો**
**વો દાગે મુહબ્બત દે જો ચાંદ કો શરમા દે**

## ૫

# રોઝીમાં વિશાળતા માટે વુઝૂ દરમિયાન દુઆ

اَللّٰهُمَّ اغْفِرْلِىْ ذَنْبِىْ وَوَسِّعْ لِىْ فِىْ دَارِىْ وَ بَارِكْ لِىْ فِىْ رِزْقِىْ

**અલ્લાહુમ્મગ્ફિર્ લી ઝમ્બી વ વસ્સિઅ્ લી ફી દારી વ બારિક્ લી ફી રિઝ્કી.**

**અનુવાદ :** હે અલ્લાહ ! મારા ગુનાહ માફ કરી દે. અને મારા ઘરમાં મારા માટે વિશાળતા પૈદા કર. અને મારી રોઝીમાં બરકત અતા ફરમાવ. *(1)*

**અનુભવ :**

**સામાન્ય અને ખાસ લોકોનો અનુભવ**

બંદાને (કિતાબના લેખકને) એક વખત વર્તમાનકાળના એક ઘણાં જ મોટા મુહદ્દિસ (હદીષ શરીફના તજજ્ઞ) તેમજ ઉલમાના એક મોટા કાફલા સંગાથે ગુજરાતના વિવિધ નાના–મોટા ઈદારાઓમાં જવાની સઆદત (ખૂશનસીબી) પ્રાપ્ત થઈ. સફર દરમિયાન એક નાના ગામમાં અમે બધાએ મગરિબની નમાઝ અદા કરી. નમાઝ પછી એક સાહબે હઝરતની ખિદમતમાં હદિય્યહ (તોહફો) પેશ કર્યો. આપે તે જ સમયે હાજરજનોને ઉપર જણાવેલ દુઆનો હવાલો આપીને આ ફરમાવ્યું કે : "ભાઈઓ ! આ અલ્લાહનો નિઝામ (વ્યવસ્થા) છે જે પોતાના બંદાઓના માટે કોઈ ન કોઈ રીતે તેની જરૂરતનો સામાન ઉપલબ્ધ ફરમાવી દે છે. અલબત્ત, બંદાને (તે

*(1)* 'હયાતુસ્સહાબા' : ૩ / ૩૭૯, 'અલ્ ફત્હુર્રબ્બાની' : ૧૪ / ૨૮૪, 'અમલુલ્ યવ્મિ વલ્લયલહ' : ૧૪, હદીસ નંબર : ૨૮

મુહદ્દિસ સા.ને) "આ દુઆનો ઘણો અનુભવ છે કે પુષ્કળ પ્રમાણમાં આ દુઆને પઢવાના પ્રબંધથી રોઝીમાં કયારે પણ તંગી નથી જોઈ. હું આપ લોકોને પણ કહું છું કે : રોઝીમાં વિશાળતા માટે જયાં બીજા નુસ્ખાઓ છે (સૂરએ 'વાકિઅહ' અને ઈશરાકની નમાઝનો પ્રબંધ વગેરે) ત્યાં જ જે માણસ વુઝૂ દરમિયાન આ દુઆને પાબંદીથી પઢશે, અલ્લાહ તઆલા તેની રોઝીમાં ઈન્શાઅલ્લાહ વિશાળતા પૈદા ફરમાવી દેશે. એમ પણ દુઆના મઝમૂનમાં જ રોઝીની વિશાળતાની માંગણી કરવામાં આવી છે."

એક વખત નાચીઝ બંદાએ (લેખક) હઝરત મુહદ્દિસ સા.ની આ વાત, મસ્જિદમાં બયાન દરમિયાન ઉપર જણાવેલ દુઆની મહત્ત્વતાના સારાંશમાં નકલ કરી. સંજોગ અનુસાર હાજરજનોમાં યૂરોપના એક સાહબ હાજર હતા. તેમણે આ વાતને દિલ પર લીધી. અને અમારા મદ્રસા (દારુલ્ ઉલૂમ હિદાયતુલ્ ઈસ્લામ, આલીપૂર)ના કાતિબ (સુલેખનકર્તા) મવલાના યૂસુફ સાહબ કેસરપૂરી દામત્ બરકાતુહુમ પાસે તે દુઆ લખાવીને પોતાની સાથે યૂરોપ લઈ ગયા અને પોતાના ઘરે વુઝૂ કરવાની જગ્યાએ તે દુઆનું કાગળ લટકાવી દીધું.

એક વખત બંદાનું જયારે યૂરોપ જવાનું થયું, તો તેમના મકાન પર વુઝૂખાનામાં આ દુઆનું કાગળ લટકેલું જોઈને કારણ પૂછયું, તો તેમણે (મકાન માલિકે) બતલાવ્યું કે : હિન્દુસ્તાનના સફરમાં આપની જ મજલિસમાં આ દુઆની મહત્ત્વતા અમે સાંભળી હતી કે આ દુઆથી રોઝીમાં ઘણી જ વિશાળતા થાય છે. મેં તે જ સમયે કાતિબ સાહબથી લખાવીને અમલ કરવાનું શરૂ કરી દીધું હતું. અને અહીં તેને લટકાવી દીધી. અલ્લાહની કસમ ! જયારથી એ દુઆનો પ્રબંધ શરૂ કર્યો તે દિવસથી ઘણી જ બરકતોનો અહેસાસ થઈ રહ્યો છે. પોતાના માલમાં ઘણો વધારો હું પોતાની આંખોથી જોઈ રહ્યો છું. અને અમને તો સંપૂર્ણ વિશ્વાસ છે કે આ બધું એ જ દુઆનું પરિણામ છે.

**સંશોધન (૧):** 'મુસ્નદે અહમદ'માં છે કે એક સહાબી (રદિ.) રાતના સમયે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી કોઈ ખાસ અમલ જાણવાના હેતુથી તાકમાં લાગી રહ્યા. જેથી તેમણે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી ઉપર જણાવેલ કલિમાત સાંભળ્યા. તે પછી બીજી વખત પણ એ જ કલિમાત સાંભળ્યા.

ઉપરાંત એક બીજી રિવાયતમાં આવે છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી આ દુઆ વિષે પૂછવામાં આવ્યું તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : "هَلْ تَرَكْنَ مِنْ شَیْءٍ" બતાવો ! એમાં તમારી કોઈ હાજત અને જરૂરત બાકી રહી ગઈ ? (સમજો કે ખૂબ જ સર્વગ્રાહી દુઆ છે.) ['અલ્ ફત્હુર્રબ્બાની' : ૧૪ / ૨૮૪]

**સંશોધન (૨):** ઈબ્નુસ્સુન્નીની કિતાબ 'અમલુલ્ યવ્મિ વલ્લય્લહ'માં હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.)થી રિવાયત છે કે એક વખત હું અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં પહોચ્યો તો અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વુઝૂ બનાવી રહ્યા હતા. તે સમયે વુઝૂ દરમિયાન આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આ દુઆ પઢતાં સાંભળ્યા. હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.)એ તરત જ દુઆ વિષે પૂછયું તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે :

"هَلْ تَرَكْنَ مِنْ شَیْءٍ"

[બતાવો ! એમાં તમારી કોઈ હાજત અને જરૂરત બાકી રહી ગઈ.] વાળો જવાબ ઈર્શાદ ફરમાવ્યો. આનાથી 'મુસ્નદે અહમદ'માં રિવાયત કરનાર અજ્ઞાત સહાબીની ઓળખ થઈ જાય છે.

૬

# કુર્આન હિફ્ઝ (યાદ) કરવા માટે અને યાદશકિતમાં વધારા માટે દુઆ

اَللّٰهُمَّ ارْحَمْنِىْ بِتَرْكِ الْمَعَاصِىْ اَبَداً مَا اَبْقَيْتَنِىْ، وَارْحَمْنِىْ اَنْ اَتَكَلَّفَ مَا لَا يَعْنِيْنِىْ، وَارْزُقْنِىْ حُسْنَ النَّظَرِ فِيْمَا يُرْضِيْكَ عَنِّىْ، اَللّٰهُمَّ بَدِيْعَ السَّمٰوٰتِ وَالْاَرْضِ، ذَالْجَلَالِ وَالْاِكْرَامِ وَالْعِزَّةِ الَّتِىْ لَا تُرَامُ، اَسْئَلُكَ يَآ اَللّٰهُ يَا رَحْمٰنُ، بِجَلَالِكَ وَ نُوْرِ وَجْهِكَ، اَنْ يُلْزِمَ قَلْبِىْ حِفْظَ كِتَابِكَ، كَمَا عَلَّمْتَنِىْ، وَارْزُقْنِىْ، اَنْ اَتْلُوْهُ عَلَى النَّحْوِ الَّذِىْ يُرْضِيْكَ عَنِّىْ، اَللّٰهُمَّ بَدِيْعَ السَّمٰوٰتِ وَالْاَرْضِ، ذَالْجَلَالِ وَالْاِكْرَامِ وَالْعِزَّةِ الَّتِىْ لَا تُرَامُ، اَسْئَلُكَ يَآ اَللّٰهُ يَا رَحْمٰنُ، بِجَلَالِكَ وَ نُوْرِ وَجْهِكَ، اَنْ تُنَوِّرَ بِكِتَابِكَ بَصَرِىْ، وَاَنْ يُطْلَقَ بِهٖ لِسَانِىْ، وَاَنْ تُفَرِّجَ بِهٖ عَنْ قَلْبِىْ، وَاَنْ تَشْرَحَ بِهٖ صَدْرِىْ، وَاَنْ تَغْسِلَ بِهٖ بَدَنِىْ، فَاِنَّهٗ لَا يُعِيْنُنِىْ عَلَى الْحَقِّ غَيْرُكَ، وَ لَا يُؤْتِيْهِ اِلَّا اَنْتَ، وَ لَا حَوْلَ وَ لَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمِ-

**અલ્લાહુમ્મર્રહમ્ની બિ તર્કિલ્ મઆસી અ-બ-દન્ મા અબ્કય્-તની વર્હમ્ની અન્ અ-ત-કલ્લ-ફ માલા યઅ્નીની, વર્ઝુક્ની હુસ્નન્ ન-ઝ-રિ ફીમા યુર્ઝી-ક અન્ની. અલ્લાહુમ્મ બદીઅસ્સમાવાતિ વલ્અર્ઝિ, ઝલ્જલાલિ વલ્ ઈકરામિ વલ્ ઈઝ્ઝતિલ્લતી લા તુરામ. અસ્અલુ-ક યા અલ્લાહુ યા રહમાનુ, બિ જલાલિ-ક વ નૂરિ વજ્હિ-ક, અન્ યુલ્ઝિ-મ કલ્બી હિફ-ઝ કિતાબિ-ક કમા અલ્લમ્તની, વર્ઝુકની, અન્ અત્લુ-વ-હુ અલન્ નહ્વિલ્લઝી યુર્ઝી-ક અન્ની. અલ્લાહુમ્મ બદી-અસ્સમાવાતિ વલ્ અર્ઝિ, ઝલ્જલાલિ વલ્ ઈકરામિ વલ્ ઈઝ્ઝતિલ્લતી લા તુરામ. અસ્અલુ-ક યા અલ્લાહુ, યા રહમાનુ, બિ જલાલિ-ક વ નૂરિ વજ્હિ-ક અન્ તુનવ્વિ-ર બિ કિતાબિ-ક બ-સ-રી, વ અન્ યુત્લિ-ક બિહી લિસાની, વ અન્ તુફર્રિ-જ બિહી અન્ કલ્બી વ અન્ તશ્ર-હ બિહી સદ્રી, વ અન્ તગ્સિ-લ બિહી બ-દ-ની, ફ ઈન્નહૂ લા યુઅ્નીની અલલ્ હક્કિ ગયરુક. વ લા યુઅ્તીહિ ઈલ્લા અન્ત, વ લા હવ્-લ વ લા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહિલ્ અલિય્યિલ્ અઝીમ.**

**અનુવાદ :** હે અલ્લાહ ! જયાં સુધી તું મને જીવતો રાખે હંમેશા ગુનાહથી બચવાની અને લાભ વિનાની વાતો છોડવાની તૌફીક અતા ફરમાવ. અને તે બસીરત (દુરંદેશી) અતા કર જેનાથી તું રાઝી થઈ જાય. હે અલ્લાહ ! આકાશો અને ધરતીના સર્જનહાર, બુઝુર્ગી અને એહતિરામ તેમજ એવી ઈઝ્ઝતવાળા, જયાં સુધી પહોંચવાનો ઈરાદો પણ નથી કરી શકાતો. હે અલ્લાહ ! હે રહમ કરવાવાળા ! હું તારાથી તારી બુઝુર્ગી અને તારી ઝાતના નૂરનો વાસ્તો આપીને માંગતો છું કે જેવી રીતે તેં મને પોતાની કિતાબ (કુર્આન મજીદ) શીખાવી છે એ જ પ્રમાણે મને એની એવી તિલાવત કરવાની તવફીક

નસીબ ફરમાવ, જેનાથી તું રાજી થઈ જાય. હે આકાશો અને ધરતીના પૈદા કરનાર ! બુઝુર્ગી અને એહતિરામ તેમજ એવી ઈઝ્ઝતના માલિક, જેને પ્રાપ્ત કરવાનો ઈરાદો પણ નથી કરી શકતા. હે અલ્લાહ ! હે અત્યંત રહમ કરનારા ! હું તારાથી તારી બુઝુર્ગી અને તારી ઝાતના નૂરનો વાસ્તો આપીને માંગું છું કે તું પોતાની કિતાબ (ની બરકત)થી મારી આંખોને તેજસ્વી કરી દે અને મારી ઝબાનને બોલનારી બનાવી દે. અને મારા દિલમાંથી ગમ દૂર કરી દે. અને તેની (બરકતથી) સીનાને ખોલી દે અને શરીરને ગુનાહોથી ધોઈ નાંખ. કારણ કે તારા સિવાય કોઈ હક વાત પર મારી મદદ નથી કરી શકતો. કારણ કે આ તું જ કરી શકે છે. અને તાકત અને શકિત ઉચ્ચતર અને શ્રેષ્ઠતર અલ્લાહ તઆલાની મદદથી છે. *(1)*

**ફઝીલત:** આ કલિમાતની બરકતથી દુઆ જરૂર કબૂલ થાય છે. હદીસ શરીફમાં છે કે "કસમ છે તે ઝાતની જેણે મને બરહક (યથાર્થ) નબી બનાવીને મોકલ્યો છે. કોઈ મો'મિનની આ દુઆ કયારે રદ કરવામાં આવતી નથી." ['તિરમિઝી શરીફ' : ૨/ ૧૯૭]

**રીત :** જુમ્અહની રાતના છેવટના ત્રીજા ભાગમાં અથવા એ જો મુશ્કિલ હોય તો રાતના દરમિયાની ભાગમાં અથવા રાતની શરૂઆતમાં ચાર રકા'ત નફિલ નમાઝ એ રીતે પઢવામાં આવે કે :

- પહેલી રકા'તમાં સૂરએ 'ફાતિહા' પછી સૂરએ 'યાસીન',
- બીજી રકા'તમાં સૂરએ 'ફાતિહા' પછી સૂરએ 'દુખાન',
- ત્રીજી રકા'તમાં સૂરએ 'ફાતિહા' પછી સૂરએ 'અલીફ લામ મીમ સજદહ' અને
- ચોથી રકા'તમાં સૂરએ 'ફાતિહા' પછી સૂરએ 'મુલ્ક' પઢે.

અને જયારે (અંતિમ કઅદહમાં) અત્તહિય્યાત પઢીને ફારિગ

*(1)* 'તિરમિઝી શરીફ' : ૧૯૭, હદીસ : ૩૫૭૦, 'હાકિમ' : , હદીસ : ૩૧૬૧

થઈ જાય તો આ રીતે દુઆ માંગો : પ્રથમ અલ્લાહ તઆલાની ખૂબ તા'રીફ અને પ્રશંસા બયાન કરો. તે પછી મારા પર પુષ્કળ દુરૂદ મોકલો. ઉપરાંત સર્વ અંબિયાએ કિરામ અલયહિમુસ્સલામ પર સલામ મોકલો. સર્વ મુઅમિન પુરૂષો અને મુઅમિન સ્ત્રીઓના માટે અને તે મુસલમાન ભાઈઓના માટે જે તમારાથી પહેલાં મૃત્યું પામ્યા છે, તેમના માટે ઈસ્તિગ્ફાર કરો. તે પછી આ (ઉપરવાળી) દુઆ પઢો.

<u>અનુભવ :</u>

## હઝરત અલી (રદિ.)ની ફરિયાદ દૂર થઈ ગઈ

હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુમાનું બયાન છે કે એક વખત હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર હતો કે હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહૂ ખિદમતમાં હાજર થયા અને અરજ કરી "યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ! મારા માતા–પિતા આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કુર્બાન થાય, કુર્આને પાક મારા સીનામાંથી નીકળી જાય છે. અને જે કંઈ યાદ કરું છું તે યાદ નથી રહેતું." હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે : "હે અબૂલ્ હસન ! શું હું તને એવી યુક્તિ બતલાઉં જે તને પણ ફાયદો આપે અને જેને તું બતલાવે તેના માટે પણ ફાયદાકારક હોય, અને જે કંઈક તું શીખે તે સુરક્ષિત રહે." હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહૂએ અરજ કરી : "જરૂર ઈર્શાદ ફરમાવો!" હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે : "(જો તમે) જુમ્અહની રાતે છેવટના ત્રીજા ભાગમાં ઊઠી શકતા હોય, તો આ ઘણું જ સારું છે (કે આ સમય રહમતના ફરિશ્તાઓના ઉતરવાનો છે અને તે સમયે દુઆ ખાસ કબૂલ થાય છે. અને મારા ભાઈ યા'કૂબ અલયહિસ્સલામે જે :

سَوْفَ اَسْتَغْفِرُ لَكُمْ

[ટૂંક સમયમાં જ તમારા માટે ઈસ્તિગ્ફાર કરીશ.]

ફરમાવ્યું હતું તેનાથી જુમ્અહની રાત મુરાદ હતી. અને જો એ સમયે જાગવું મુશ્કિલ હોય તો અડધી રાત્રે, અને આ પણ ન થઈ શકે તો રાતની શરૂઆતમાં જ ઊભા થઈને ચાર રકા'ત નમાઝ (નફિલ આ રીતે) પઢો કે પહેલી રકા'તમાં સૂરએ 'ફાતિહા' પછી સૂરએ 'યાસીન' અને બીજી રકા'તમાં સૂરએ 'ફાતિહા' પછી સૂરએ 'દુખાન' અને ત્રીજી રકા'તમાં સૂરએ 'ફાતિહા' પછી સૂરએ 'અલીફ લામ મીમ સજદહ' અને ચોથી રકા'તમાં સૂરએ 'ફાતિહા' પછી સૂરએ 'મુલ્ક' પઢો.

અને જયારે (અંતિમ કઅદહમાં) અત્તહિય્યાત પઢીને ફારિગ થઈ જાઓ તો (આ રીતે દુઆ માંગો કે) પ્રથમ અલ્લાહ તઆલાની પુષ્કળ તા'રીફ અને પ્રશંસા બયાનં કરો. અને તે પછી મારા પર પુષ્કળ દુરૂદ મોકલો. ઉપરાંત સર્વ અમ્બિયાએ કિરામ અલયહિમુસ્સલામ પર સલામ મોકલો. સર્વ મુઅમિન પુરૂષો અને મુઅમિન સ્ત્રીઓના માટે અને તે મુસલમાન ભાઈઓના માટે જે તમારાથી પહેલાં મૃત્યું પામ્યા છે, તેમના માટે ઈસ્તિગ્ફાર કરો. તે પછી આ (ઉપરવાળી) દુઆ પઢો.



૭

# વિસ્મૃતિ (ભૂલી જવું) નો ઈલાજ

"اَللّٰهُمَّ اَخْرِجْ عَنْهُ الشَّيْطَانُ"

**અલ્લાહુમ્મ અખ્રિજ્ અન્હુશ્શયતાન.**

**અનુવાદ :** હે અલ્લાહ ! શયતાન અને એની અસરોને તેનાથી ખતમ ફરમાવી દે.

**નોંધ :** ઘણી વખતે ઈન્સાનની યાદશકિત એટલા માટે પ્રભાવિત થઈ જાય છે કે શયતાન અને જિન્નાત તેના શરીરમાં દાખલ થઈને યાદશકિત પર કાબૂ મેળવી લે છે. એટલે જયારે કોઈ સચોટ કારણોથી મા'લૂમ પડી જાય કે ભૂલી જવાનું કારણ આ જ છે તો ત્યારે ભૂલી જવાની બીમારીને આ રીતે દૂર કરી શકાય છે.

**રીત :** જો કોઈ બીજા માણસ પર દમ કરવું હોય તો **'અખ્રિજ્ અન્હુ'** કહે અને જો ખૂદ પોતાની ઝાત પર દમ કરવું હોય તો **'અખ્રિજ્ અન્ની'** કહે. (1)

**<u>અનુભવ :</u>**

## હઝરત ઉસ્માન બિન આસ (રદિ.)ની વિસ્મૃતીની બીમારી દૂર થઈ ગઈ

હઝરત ઉસ્માન બિન આસ (રદિ.) ફરમાવે છે: હું એક વખત અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર

(1) 'અમલુલ્ યવ્મિ વલ્લયલતિ લિ ઈબ્નુસ્સુન્ની' : ૧૪૭, હદીસ : ૫૭૮

થયો અને આ ફરિયાદ કરી કે હું તો ઘણો યાદશકિત ધરાવતો હતો પરંતુ કોઈ એવી પરેશાન કરનાર વસ્તુ શરીરમાં દાખલ થઈ ચુકી છે જેના કારણે યાદ કરેલ વસ્તુઓનો કંઈક ભાગ ભૂલી ગયો છું (જાણે વિસ્મૃતિની બીમારી લાગુ થઈ ગઈ છે.) આ વાત સાંભળતા જ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મારા સીના પર હાથ મૂકીને આ (ઉપરવાળા) કલિમહ (શબ્દો) ઈર્શાદ ફરમાવ્યા. તેની બરકતથી અલ્લાહ તઆલાએ વિસ્મૃતિ (ભૂલી જવા)ની બીમારી દૂર ફરમાવી દીધી.

ખલીલુલ્લાહ ને જિસકે હક સે દુઆએં કીં
ઝબીહુલ્લાહ ને હોતે ઝબહ જિસકી ઇલ્તિજાએં કીં

જો બન કર રૌશની ફિર દીદએ યઅકૂબ મેં આયા
જિસે યૂસુફ ને અપને હુસ્ન કે નએ રંગ મેં પાયા

કલીમુલ્લાહ કા દીન રૌશન હુવા જિસ ઝૌએ ફિશાની સે
વો જિસકી આરઝૂ ભળકી જવાબે લન તરાની મેં

વો જિસકે નામ સે દાઊદ ને નગમા સરાઈ કી
વો જિસકી યાદ મેં શાહે સુલૈમાં ને ગદાઈ કી

દિલે યહયા મેં અરમાં રેહ ગએ જિસકી ઝિયારત કે
લબે ઈસા પે આએ વઅઝ જિસકી શાને રહમત કે

વો દિન ભી આ ગયા કે પૂરે હો ગએ તૌરેત કે વઅદે
મુબારક હો કે ખત્મુલ મુર્સલીં તશરીફ લે આએ

## ૮

# ઘરવાળાઓ અને માલની હિફાઝત તથા મકસદમાં કામિયાબીની દુઆ

”بِسْمِ اللّٰهِ تَوَكَّلْتُ عَلَى اللّٰهِ

لَا حَوْلَ وَ لَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ“

**બિસ્મિલ્લાહિ તવક્કલ્તુ અલલ્લાહિ લા હવ્-લ વ લા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહ.**

**અનુવાદ :** હું અલ્લાહના નામની મદદથી પોતાના બહાર નીકળવાની શરૂઆત કરું છું અને પોતાની બધી જ વસ્તુઓને અલ્લાહ તઆલાને હવાલે કરું છું અને કોઈપણ પ્રકારની નેકી કરવાની અને ગુનાહોથી દૂર રહેવાની તાકત અને શકિત અલ્લાહ તઆલાની તવફીક વગર પ્રાપ્ત થઈ શકતી નથી.

**ફઝીલત :** હઝરત અનસ (રદિ.)ની રિવાયત છે કે આપ અલયહિસ્સલાતુ વસ્સલામે ઈર્શાદ ફરમાવ્યો : “જે માણસ ઘરથી નીકળતી વખતે આ દુઆ પઢે :

”بِسْمِ اللّٰهِ تَوَكَّلْتُ عَلَى اللّٰهِ لَا حَوْلَ وَ لَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ“

તો ફરિશ્તાઓ મારફતે અલ્લાહ તઆલાના તરફથી તેને આ ખૂશખબરી સંભળાવવામાં આવે છે કે તે “તવક્કુલ” (શ્રદ્ધા)ની બરકતથી તારી કિફાયત (અર્થાત્ પરિવારની સુરક્ષા વગેરે) કરવામાં આવી. અને તને દરેક પ્રકારની તકલીફ આપનારી વસ્તુઓથી બચાવી

લેવામાં આવ્યો. વળી એ ઉપરાંત શયતાન પણ તેનાથી દૂર થઈ જાય છે." (1)
['તિરમિઝી શરીફ' : ૨ / ૧૮૧]

## અનુભવ : ૧

## અલ્લાહને ત્યાં રાખેલી અમાનત જેવી હતી તેવી પાછી મળી ગઈ

ઉપર જણાવેલ દુઆમાં વિશિષ્ટ રીતે આ બતાવવામાં આવ્યું છે કે માણસ જયારે પોતાની ઝાતને અને સંબંધીઓને અલ્લાહના હવાલે કરી દે છે તો અલ્લાહ તેની અદ્દ્ભૂત અને આશ્વર્યજનક રીતે હિફાઝત ફરમાવે છે. તેના જ સમર્થનમાં નીચે જણાવેલ આ બનાવ રજૂ કરવામાં આવે છે.

અલ્લામહ દિમ્યરી રહમતુલ્લાહિ અલયહ ફરમાવે છે કે મેં ઘણી કિતાબોમાં આ રિવાયત જોઈ છે જેને ઝૈદ ઈબ્ને અસ્લમે પોતાના વાલિદના વાસ્તાથી નકલ કરી છે કે એક વખત હઝરત ઉમર ફારૂક (રદિ.) મજલિસમાં લોકોને સંબોધન કરતા હતા ત્યારે એક માણસ પોતાના પુત્રને લઈને મજલિસમાં હાજર થયો. તેને જોઈને હઝરત ઉમર ફારૂક (રદિ.)એ ફરમાવ્યું કે "મેં આવું મળતાપણું કોઈમાં પણ નથી જોયું જેવું કે તારામાં અને તારા છોકરામાં છે." તે માણસે જવાબ આપ્યો કે અમીરુલ્ મુઅમિનીન ! આ છોકરાને તેની વાલિદાએ તે સમયે જન્મ આપ્યો જયારે કે તે (વાલિદહ)નું મૃત્યું થઈ ગયું હતું. આ સાંભળીને હઝરત ઉમર ફારૂક (રદિ.) સીધા થઈને બેસી ગયા અને ફરમાવ્યું કે "આ છોકરાનો બનાવ મને બયાન કરો !"

જેથી તે માણસે કહ્યું કે "હે અમીરુલ્ મુઅમિનીન ! એક વખતે

(1) 'તિરમિઝી શરીફ' બાબુ મા યકૂલુ ઈઝા ખ–ર–જ મિન્ બય્તિહી કા–લ હદીસુન્ હસનુન્ : ૨ / ૧૮૧, હદીસ નં.–૩૪૨૬, 'નુઝુલુલ્ અબરાર' : ૬૭, 'અબૂ દાવૂદ શરીફ' બાબુ મા યકૂલુ ખ–ર–જ મિનલ્ બય્ત, હદીસ નં.–૫૦૯૫, 'અમલુલ્ યવ્મિ વલ્લયલતિ લિ ઈબ્નિસ્સુન્ની' : ૫૦, હદીસ નં.–૧૭૮

મેં એવી હાલતમાં સફરનો ઈરાદો કર્યો કે તેની વાલિદહ હમલ (ગર્ભ)થી હતી. તેણે મને કહ્યું કે તમે મને એવી હાલતમાં છોડીને સફરમાં જઈ રહ્યા છો જયારે કે હું હમલ (ગર્ભ)થી બોઝલ થઈ રહી છું ?મેં કહ્યું કે હું તે બાળકને જે તારા પેટમાં છે અલ્લાહના હવાલે કરું છું. આ કહીને હું સફરમાં જવા રવાના થઈ ગયો અને ઘણાં વર્ષો સુધી ઘરથી બહાર રહ્યો. જયારે ઘરે પાછો આવ્યો તો આશ્ચર્યમાં પડી ગયો કે ઘરના દરવાજા પર તાળું મારેલું હતું ! મેં પડોશીઓથી પૂછયું કે મારી પત્ની કયાં છે ? તેમણે જવાબ આપ્યો કે તેનું તો મૃત્યુ થઈ ગયું. આ સાંભળતા જ મેં "اِنَّا لِلّٰهِ وَ اِنَّا اِلَيْهِ رَاجِعُوْنَ" (ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન) પઢી અને ચાચાના છોકરા સાથે તેની કબર પર ગયો. હું ઘણી વાર સુધી રોકાઈને રડતો રહ્યો. મારા ભાઈએ મને દિલાસો આપ્યો અને ઘરે જવા માટે કહ્યું. થોડાં જ અંતર સુધી અમે ચાલ્યા હશે કે મને કબ્રસ્તાનમાં એક આગ દેખાઈ.મેં ભાઈને પૂછયું : આ આગ કેવી છે ? તેમણે જવાબ આપ્યો કે આ આગ દરરોજ રાતના સમયે મર્હૂમા ભાભીની કબરથી પ્રગટ થાય છે.

આ સાંભળતા જ "اِنَّا لِلّٰهِ وَ اِنَّا اِلَيْهِ رَاجِعُوْنَ" (ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન) પઢી અને કહ્યું કે મારી પત્ની તો ઘણી જ નેક અને તહજ્જુદ પઢનારી હતી. પછી આવું શા માટે થયું ? તમે મને ફરીથી તેની કબર પર લઈ જાવો. જેથી તે લોકો મને કબર પર લઈ ગયા. જયારે હું કબ્રસ્તાનમાં દાખલ થયો તો ચાચાના છોકરા ત્યાં જ રોકાઈ ગયા અને હું એકલો પોતાની મર્હૂમા પત્નીની કબર પર પહોંચ્યો તો ત્યાં શું જોઉં છું કે ! ! (કબર ખુલી ગઈ અને તેમાં છોકરો મોજૂદ છે અને) ગૈબથી અવાજ આવ્યો કે "હે અલ્લાહને પોતાની અમાનત હવાલે કરનારા ! પોતાની અમાનત પાછી લઈ લે. અને જો તું તેની વાલિદહને પણ અલ્લાહને હવાલે કરતે, તો તે પણ તને મળી જતે."

આ સાંભળીને મેં છોકરાને ઉઠાવી લીધો. મારા છોકરાને ઉઠાવતા જ કબર બરાબર થઈ ગઈ. અમીરુલ્ મુઅમિનીન ! હું ખુદાની કસમ ખાઈને કહું છું કે આ બનાવ બિલ્કુલ સહીહ છે.

['હયાતુલ્ હય્વાન' : ૨૨૫]

## અનુભવ : ૨

## અટકેલું કામ આસાનીથી હલ (પુરુ) થઈ ગયું

બંદાએ (મેં) એક વખત આલીપૂરની જુમ્અહ મસ્જિદમાં બયાન દરમિયાન ઉપર જણાવેલ દુઆની મહત્વતા બતાવી, તો હાજરજનોમાંથી એક સાહબ બીજા દિવસે મારી પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે મારી ખૂશીની કોઈ હદ્દ નથી. કારણ કે આપે ગઈ કાલે મજલિસમાં જે દુઆ બતાવી હતી, તે દુઆની બરકતથી મારું ઘણાં સમયથી અટકેલું કામ બિ હમ્દિલ્લાહ આસાનીથી હલ થઈ ગયું. ઘણાં દિવસોથી વહીવટી શાખાવાળાઓએ મારી ગાડી પોતાના કબજામાં લઈ લીધી હતી. દેખીતી રીતે કોઈ કોશિશ અસરકારક નીવડતી ન હતી. આજે જયારે આ કામ અંગે જવાનું થયું, તો નીકળતા સમયે મેં આ દુઆ પઢી લીધી, તો તેની બરકતથી કોઈ પણ પ્રકારની પૂછપરછ વગર સાધારણ જ વાતચીત પછી મારી ગાડી મારે હવાલે કરી દીધી. હું સમજું છું કે આ એ જ દુઆનું પરિણામ છે. અલ્લાહ તઆલા આપને સારો બદલો અર્પણ કરે કે આપે આ દુઆનું માર્ગદર્શન ફરમાવ્યું.

**સંશોધન :** 'અબૂ દાઊદ શરીફ'ની રિવાયતમાં "هُدِيتَ" (હુદીત)નો પણ વધારો રિવાયત થયો છે. જેનો અર્થ આ છે કે જે કામના માટે તું નીકળી રહ્યો છે, તેમાં સફળતા પ્રાપ્ત થશે.

ઉપરાંત 'અબૂ દાઊદ શરીફ' અને 'ઈબ્નુસ્સુન્ની' વગેરેની રિવાયતમાં આ મોજૂદ છે કે આ દુઆ પઢવાથી શયતાન એક બીજાથી

આ કહે છે કે :

"كَيْفَ لَكَ بِرَجُلٍ قَدْ هُدِىَ وَ كُفِىَ وَ وُقِىَ"

[કય્-ફ લ-ક બિરજુલિન્ કદ્ હુદિ-ય વ કુફિ-ય વ વુકિ-ય]

જે માણસને અલ્લાહ તઆલાના તરફથી બામુરાદ બનાવવામાં આવ્યો અને તેની સુરક્ષા ઉપરાંત પરિવારોની સુરક્ષાની ઝમાનત અલ્લાહ તઆલાએ લઈ લીધી, તો (આપણે) કેવી રીતે તેના પર કાબૂ મેળવી શકીએ ?

મૈં તેરે સામને ઝુક રહા હૂં ખુદા
મેરા કોઈ નહીં અલ્લાહ તેરે સિવા

મૈં ગુનેહગાર હૂં મૈં સિયાહકાર હૂં
મૈં ખતાકાર હૂં મૈં સઝાવાર હૂં

મેરે સજદોં મેં તેરી હી હમ્દો સના
મેરા કોઈ નહીં અલ્લાહ તેરે સિવા

મેરી તૌબા હૈ તૌબા અય મેરે ઇલાહ
મુઝ ગુનેહગાર કો તૂ ન દેના સઝા

મેરી આહોં કો સુન લે અય હાજત રવા
મેરા કોઈ નહીં અલ્લાહ તેરે સિવા

મૈં તો ગફફાર હૂં તૂને ખુદ હી કહા
નહીં કોઈ નહીં હૈ શહબાઝ કા

બખ્શ દૂંગા તુઝે યે હૈ વઅદા તેરા
મેરા કોઈ નહીં અલ્લાહ તેરે સિવા

૯

# સફરમાં ખૂશ હાલી મેળવવાની દુઆ

(١) "قُلْ يَاَيُّهَا الْكَافِرُوْنَ" (پاره ٣٠ / سوره کافرون)

(٢) "اِذَا جَآءَ نَصْرُ اللّٰهِ" (پاره ٣٠ / سوره فتح)

(٣) "قُلْ هُوَ اللّٰهُ اَحَدٌ" (پاره ٣٠ / سوره اخلاص)

(٤) "قُلْ اَعُوْذُ بِرَبِّ الْفَلَقْ" (پاره ٣٠ / سوره فلق)

(٥) "قُلْ اَعُوْذُ بِرَبِّ النَّاسْ" (پاره ٣٠ / سوره ناس)

(૧) 'કુલ યા અય્યુહલ્ કાફિરૂન'
[પારહ : ૩૦, સૂરએ 'કાફિરૂન']

(૨) 'ઈઝા જા-અ નસ્રુલ્લાહ' [પારહ : ૩૦, સૂરએ 'નસ્ર']

(૩) 'કુલ્ હુ-વલ્લાહુ અહદ' [પારહ : ૩૦, સૂરએ 'ઈખ્લાસ']

(૪) 'કુલ અઊઝુ બિ રબ્બિલ્ ફલક'
[પારહ : ૩૦, સૂરએ 'ફલક']

(૫) 'કુલ અઊઝુ બિ રબ્બિન્નાસ'
[પારહ : ૩૦, સૂરએ 'નાસ'] (1)

**ફઝીલત :** હઝરત જુબૈર બિન મુત્ઈમ (રદિ.) ફરમાવે છે કે એક વખત આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ફરમાવ્યું કે "હે જુબૈર ! શું તમે આ વાતને પસંદ કરો છો કે જયારે સફરમાં નીકળો તો પોતાંના બધાં મિત્રોમાં તમારી જાહેરી હાલત ઘણી સારી રહે. અને આપની પાસે સૌથી વધારે ખાદ્ય સામગ્રી હોય ?" મેં અરજ કરી :

(1) 'નુઝ્હુલુલ્ અબરાર' : ૩૪૦

જી હાં ! મારા માતા–પિતા આપ પર કુર્બાન થાય ! તો આપે ફરમાવ્યું કે–"ઉપર જણાવેલ પાંચ સૂરતો એ પ્રમાણે પઢો કે દરેક સૂરહના શરૂમાં **'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ'** પઢો અને સૂરહના અંતમાં પણ **'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ'** પઢો. આ પ્રમાણે સૂરએ 'નાસ'થી ફારિગ થવા પર સફરની શરૂઆત **'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ'**થી થશે. એ જ હદીસ શરીફમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ રીતે ફરમાવ્યું :

"وافتتح كل سورة ببسم الله الرحمن الرحيم،
واختم قرأتك ببسم الله الرحمن الرحيم"

**અર્થ :** દરેક સૂરહને 'બિસ્મિલ્લાહ'થી શરૂ કર, અને તારી કિરાઅતને 'બિસ્મિલ્લાહ' પર ખતમ કર.

<u>અનુભવ :</u>

**હઝરત જુબૈર બિન મુત્ઈમ (રદિ.)ની હાલત સુધરી ગઈ**

હઝરત જુબૈર (રદિ.) આ ફરમાવે છે કે હું ઘણો જ વધારે માલદાર અને ધનવાન હતો. તેમ છતાં પણ જયારે હું સફરમાં જવા નીકળતો તો મારી હાલત ઘણી જ નબળી અને દયાના લાયક થઈ જતી હતી અને ઘણી વખત તો ખાધસામગ્રી પણ થોડી રહી જતી. પરંતુ જયારથી અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ વિષે મને ઉપર જણાવેલ સૂરતોની તા'લીમ આપી, ત્યારથી મેં તેને પઢવાનો મા'મૂલ (નિયમ) બનાવી લીધો અને સફરમાં તેનો ઘણો પ્રબંધ કરતો રહ્યો જેની બરકતથી હવે સફર દરમિયાન સફરના બધાં મિત્રોથી બહેતર હાલતમાં અને વધારે ખાધસામગ્રીવાળો રહું છું અને ઘરે પહોંચવા સુધી સારી હાલત બાકી રહે છે.

## ૧૦

# સફરથી બામુરાદ અને સલામત પાછા આવવાની દુઆ

"اَفَحَسِبْتُمْ اَنَّمَا خَلَقْنَاكُمْ عَبَثًا وَّ اَنَّكُمْ اِلَيْنَا لَا تُرْجَعُوْنَ"

**અ-ફ હસિબ્તુમ્ અન્નમા ખલક્નાકુમ્ અ-બ-સંવ્ વ અન્નકુમ્ ઈલયના લા તુર્જઊન.**

**[સૂરએ 'મુઅ્મિનૂન', પારહ : ૧૮, આયત : ૧૧૫]**

**અનુવાદ :** શું તમે એમ ધારી લીધું હતું કે અમે તમને એમ જ કોઈ હેતુ વગર પૈદા કરી દીધા છે અને આ કે તમે અમારી પાસે નહિ લાવવામાં આવશો ? (1)

**અનુભવ :**

## હઝરાતે સહાબા (રદિ.)ની વિપુલ માલે ગનીમત અને સલામતી સાથે વાપસી

હઝરત ઈબ્રાહીમ બિન હારિસ તયૂમી (રદિ.) આ ફરમાવે છે કે એક વખત અમને અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે સરિયા (આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઝમાનાનું તે યુદ્ધ જેમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ શરીક ન હોય)ના માટે રવાના કર્યા તો અમને આ નસીહત ફરમાવી કે "સવારે અને સાંજે પુષ્કળ પ્રમાણમાં ઉપર જણાવેલ આયત પઢતા રહો. જેથી અમે તેનો પ્રબંધ કર્યો તો તેની બરકતથી અસંખ્ય માલે ગનીમત પ્રાપ્ત થયો અને સલામતી સાથે મદીના પાક વાપસી થઈ."

**સંશોધનઃ** ભ્રમમાં ન રહો.. કારણ કે ઉપર જણાવેલી દુઆમાં ઈબ્રાહીમ તયૂમીથી તાબિઈ મુરાદ નથી, બલ્કે સહાબી મુરાદ છે જેમકે શખ્સિયાત (વ્યક્તિત્વો)માં તેમનો વિસ્તૃત પરિચય કરાવવામાં આવ્યો છે.

(1) 'અમલુલ્ યવ્મિ વલ્લયૂલતિ લિ ઈબ્નિસ્સુન્ની' : ૨૬, હદીસ નંબર : ૭૭

## ૧૧

# સુનસાન અને ઉજ્જડ સ્થળે હિફાઝતનો એક અકસીર નુસ્ખો

"يَا عِبَادَ اللّٰهِ اِحْبِسُوْا يَا عِبَادَ اللّٰهِ اِحْبِسُوْا"

**યા ઈબા-દલ્લાહિ ઈહ્બિસૂ યા ઈબા-દલ્લાહિ ઈહ્બિસૂ.**

**અનુવાદ :** (અલ્લાહ પાકે જમીન પર લોકોની દેખરેખ માટે ફરિશ્તાઓ નકકી કર્યા છે. તેમને સંબોધન કરતાં તકલીફમાં સપડાયેલ માણસ આ કહે કે) હે અલ્લાહના બંદાઓ ! (અલ્લાહના હુકમથી) દેખરેખ રાખો, હિફાઝત કરો, બચાવો.

અમુક રિવાયતમાં આ પ્રમાણે છે "يَا عِبَادَ اللّٰهِ اَعِيْنُوْنِى" (હે અલ્લાહના બંદાઓ ! મારી મદદ કરો.) (1)

**ફઝીલત : [૧]** હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે રસૂલે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : "જયારે સુનસાન અને ઉજ્જડ જગ્યાએ તમારી સવારીમાં કોઈ ખામી આવી જાય, તો ઉપર જણાવેલ 'ઈહ્બિસૂ'વાળો અવાજ આપો."

**[૨]** હઝરત ઉત્બહ બિન ગઝવાન (રદિ.) નબીએ પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી નકલ કરે છે કે "જયારે તમારી કોઈ વસ્તુ (સવારી અથવા સફરનું ભાથું વગેરે) ગુમ થઈ જાય અથવા તમે એવી જગ્યા પર હોવ જયાં તમારો કોઈ મદદગાર ન હોય અને તમોને

(1) 'કિતાબુલ્ અઝ્કારિ લિન્નવ્વી' : ૫૩૨, 'અલ્ ફુતૂહાત' : ૫ / ૧૫૦, 'હિસ્ન' : ૨૮૩, 'નુઝુલુલ્ અબરાર' : ૩૩૫

કોઈ જરૂરત પેશ આવી જાય તો આ કહો : "يَا عِبَادَ اللّٰهِ اَعِيْنُوْنِى" (હે અલ્લાહના બંદાઓ ! મારી મદદ કરો.)

[૩] તબરાનીએ હઝરત ઉત્બહ બિન ગઝવાન (રદિ.)ની હદીસને મરફૂઅન્ બયાન કરી છે કે "જયારે તમારી કોઈ વસ્તુ ગુમ થઈ જાય અથવા તમોને મદદની જરૂરત પડી જાય અને ત્યાં તમારો કોઈ મદદગાર ન હોય તો ત્રણ (૩) વખત આ અવાજ આપો : "يَا عِبَادَ اللّٰهِ اَعِيْنُوْنِى" (હે અલ્લાહના બંદાઓ ! મારી મદદ કરો.) (અલ્લાહના એવા બંદાઓ પણ છે જેમને તમો જોઈ શકતા નથી જયારે તમે આ દુઆ કરશો તો તેઓ તમારી મદદમાં લાગી જશે.)"

**સારાંશ** : ઉપર જણાવેલ ત્રણે રિવાયતોનો નીચોડ આ છે કે જંગલ અને રણ પ્રદેશમાં અથવા કોઈ એવી જગ્યાએ જયાં કોઈ ઈન્સાન ન હોય અને કોઈ વિનાશક મુસીબતમાં ફસી જાય (દાખલા તરીકે : ઉજ્જડ જગ્યાએ સવારીમાં કોઈ ખામી આવી ગઈ અથવા જાન અને માલ નાશ પામવાનો ભય થઈ ગયો) તો

"يَا عِبَادَ اللّٰهِ اَعِيْنُوْنِى" (હે અલ્લાહના બંદાઓ ! મારી મદદ કરો.)

ત્રણ વખત અવાજ આપીને કહે, ઈન્શાઅલ્લાહ ગૈબથી હિફાઝતની વ્યવસ્થા થઈ જશે અને ગૈબી મદદ પ્રગટ થશે. આ તરીકો અત્યંત અનુભવસિધ્ધ છે. ઘણાં બુઝુર્ગોએ તેને અનુભવસિધ્ધ લખ્યો છે. ઈબ્ને હજર (રહ.)એ 'ઈઝાહુલ્ મનાસિક'ના હાંસિયામાં તબરાનીની ઉપર જણાવેલ હદીસ નકલ કરવા પછી, અને ઈબ્ને અલ્લાન મક્કીએ 'અલ્ ફુતૂહાત'માં અનુભવસિધ્ધ ઠેરવ્યું છે.

## અનુભવ :

**દરિયાઈ તોફાનથી મુક્તિ મળી ગઈ હઝરાતે સહાબા (રદિ.)ની વિપુલ માલે ગનીમત તથા સલામતી સાથે વાપસી**

મુહદ્દિસે કન્નોજી (રહ.)એ 'નુઝુલુલ્ અબરાર'માં ઉપર

જણાવેલ દુઆને અનુભવસિધ્ધ ઠેરવતા પોતાની આંખોએ જોયેલો આ બનાવ નકલ કર્યો છે કે મને મિરઝાપૂર અને જબલપૂરના વચ્ચે એવી મુસીબત પડી કે દરિયાઈ તોફાનમાં ફસી ગયો. તે સમયે અલ્લાહપાકે ઉપર જણાવેલ દુઆની બરકતથી મુકિત અતા ફરમાવી.

ઉપરાંત આપે ફરમાવ્યું : એક વખત કન્નોજથી ભોપાલ જતા રસ્તામાં મારો ઘોડો નાસી ગયો. લોકોએ તેનો પીછો કર્યો, પરંતુ સફળતા પ્રાપ્ત ન થઈ. મેં તત્કાળ ઉપર જણાવેલ કલિમાત પઢયા. તે જ સમયે ઘોડો થોભી ગયો અને પરેશાનીથી મુકિત મળી ગઈ.

દિલે મગમૂમ કો મસરૂર કર દે
દિલે બેનૂર કો પુરનૂર કર દે

ફરોઝાં દિલ મેં શમ્એ નૂર કર દે
યે ગોશા નૂર સે પુરનૂર કર દે

મેરા ઝાહિર સંવર જાએ ઇલાહી
મેરે બાતિન કી ઝુલ્મત દૂર કર દે

મએ વહદત પિલા મખ્મૂર કર દે
મુહબ્બત કે નશે મેં ચૂર કર દે

ન દિલ માઇલ હો મેરા ઉનકી જાનિબ
જિન્હેં તેરી અદા મગરૂર કર દે

હૈ મેરી ઘાત મેં ખુદ નફસ મેરા
ખુદાયા ઇસકો બે મકદૂર કર દે

## ૧૨

# ચોર અને ડાકૂથી હિફાઝતની દુઆ

"يَا وَدُوْدُ، يَا ذَاالْعَرْشِ الْمَجِيْدُ، يَا فَعَّالٌ لِّمَا يُرِيْدُ، أَسْئَلُكَ بِعِزَّتِكَ الَّتِيْ لَا تُرَامُ وَ مُلْكِكَ الَّذِيْ لَا يُضَامُ وَ بِنُوْرِكَ الَّذِيْ مَلَأَ اَرْكَانَ عَرْشِكَ، أَنْ تَكْفِيَنِيْ شَرَّ هٰذَا اللِّصِّ، يَا مُغِيْثُ ! أَغِثْنِيْ-"

**યા વદૂદુ, યા ઝલ્અર્શિલ્ મજીદ. યા ફઅ્આલુલ્ લિમા યુરીદ. અસ્અલુ-ક બિ ઈઝ્ઝતિ-કલ્લતી લા તુરામુ વ મુલ્કિ-કલ્લઝી લા યુઝામુ વ બિ નૂરિ-કલ્લઝી મ-લ-અ અર્કા-ન અર્શિ-ક અન્તક્ફિ-ય-ની શર્ર હાઝલ્ લિસ્સિ યા મુગીષુ અગિષ્ની.**

**અનુવાદ :** હે મુહબ્બત રાખનારા અને અતિ ઉચ્ચ અર્શવાલા ! અને હે તે જે પોતાના ઈરાદા પ્રમાણે કરે છે ! હું આપથી તે ઈઝ્ઝતના સદકહમાં જે ઈઝ્ઝતનો કદી ઈરાદો કરી શકાતો નથી અને આપની તે સત્તાના તુફૈલ જેના માટે વિનાશ નથી અને આપના તે નૂરના વસીલાથી જેણે આપના અર્શના પાયાને નૂરથી ભરી દીધું છે. હું આ માંગું છું કે આ ચોરની શરારતથી મારા તરફથી આપ જ ફેસલો કરી લો, હે મદદ કરનારા ! આપ મારી મદદ ફરમાવો. (1)

**સંશોધન :** હઝરત અનસ (રદિ.) ઉપરની દુઆ વિષે

(1) 'ઈસાબહ' : ૪ / ૧૮૨, 'સીરતુલ્ મુસ્તફા' : ૨ / ૬૩

ફરમાવે છે કે જે કોઈ મુસીબતમાં સપડાંયેલ માણસ ચાર રકા'ત પછી ઉપર જણાવેલ દુઆના વસીલાથી દુઆ માંગશે, તો તે કબૂલ થશે. અમુક રિવાયતોમાં ઉપર જણાવેલ દુઆ આ પ્રમાણે છે :

"یَا وَدُوْدُ، یَا وَدُوْدُ، یَا وَدُوْدُ، یَا ذَاالْعَرْشِ الْمَجِیْدُ، یَا مُبْدِیُ
یَا مُعِیْدُ، یَا فَعَّالٌ لِّمَا یُرِیْدُ، اَللّٰھُمَّ اِنِّیْ اَسْئَلُكَ بِنُوْرِ وَجْهِكَ
الَّذِیْ مَلَأَ اَرْکَانَ عَرْشِكَ، وَاَسْئَلُكَ بِقُدْرَتِكَ، یَا غِیَاثَ
الْمُسْتَغِیْثِیْنَ، اَغِثْنِیْ، اَغِثْنِیْ، اَغِثْنِیْ-"

યા વદૂદુ, યા વદૂદુ, યા વદૂદુ, યા ઝલ્અર્શિલ્ મજીદ. યા મુબ્દિઉ યા મુઈદ. યા ફઅ્આલુલ્ લિમા યુરીદ. અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ-ક બિ નૂરિ વજ્હિ-કલ્લઝી મ-લ-અ અર્કા-ન અર્શિ-ક, વ અસ્અલુ-ક બિ કુદરતિ-ક, યા ગયાસલ્ મુસ્તગીષીન. અગિષ્ની, અગિષની, અગિષની.

<u>અનુભવ :</u>

**મદદ માટે ચોથા આસમાનથી ફરિશ્તો ઉતરી આવ્યો**

હઝરત ઉબય્ બિન કઅબ (રદિ.) અને હઝરત અનસ બિન માલિક (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સહાબામાંથી હઝરત અબૂ મિઅલક અન્સારી રદિયલ્લાહુ અન્હુ મોટા ઈબાદતગુઝાર, ઝાહિદ, મુત્તકી અને પરહેઝગાર ઉપરાંત મોટા વેપારી હતા. વેપાર માટે સફર કર્યા કરતા હતા. એક સફરમાં એક એવા ચોરથી સંપર્ક થયો જે તીર અને તલવાર સાથે હતો. તેણે કહ્યું કે "માલ અહીં મૂકી દો, હું તમોને કતલ કરીશ."

હઝરત અબૂ મિઅલક અન્સારી (રદિ.)એ ફરમાવ્યું કે "તમો તો માલ ઈચ્છો છો, જે હાજર છે. મારા જીવથી શું મતલબ ? " ચોરે

કહ્યું : "નહીં ! મને તો તમારો જીવ જ જોઈએ છે." ફરમાવ્યું કે : "સારું ! મને તું એટલો સમય તો આપ કે નમાઝ પઢી લઉં." ચોરે કહ્યું : "હાં ! નમાઝ જેટલી જોઈએ તેટલી પઢી લો." હઝરત અબૂ મિઅલક (રદિ.)એ વુઝૂ કરીને નમાઝ પઢવાની શરૂ કરી અને નમાઝથી ફારિગ થઈને આ (ઉપરવાળી) દુઆ માંગી અને ત્રણ વખત આ દુઆના કલિમાત પઢ્યા. શું જુએ છે કે એક સવાર ભાલો લઈને ચોરની તરફ આગળ વધ્યો અને ભાલાથી તેનું કામ પૂરું કરી દીધું. (અર્થાત્ ચોરને મારી નાંખ્યો)

તે પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સહાબીએ તેમની તરફ ધ્યાન કેન્દ્રિત કરીને પૂછયું કે : "તમે કોણ છો ?" ફરિશ્તાએ કહ્યું : "અલ્લાહ તઆલાએ મને તમારી ફરિયાદ સાંભળી, પરેશાની દૂર કરવા માટે અને મદદ માટે મોકલ્યો છે. હું ચોથા આસમાનનો ફરિશ્તો છું. જયારે પ્રથમ વખતે તમે આ દુઆ માંગી, તો મેં આસમાનના દરવાજાઓને ખખડાવવાનો અવાજ સાંભળ્યો, જયારે બીજી વખત દુઆ માંગી તો મેં આસમાનવાળાઓની ચીસ અને પોકાર સાંભળી. અને જયારે તમે ત્રીજી વખત દુઆ માંગી તો ફરિશ્તાઓથી કહેવામાં આવ્યું કે : આ કોઈ દુઃખી અને મુસીબતમાં સપડાયેલ માણસની દુઆ છે. તે સમયે મેં હક તઆલાથી દરખ્વાસ્ત કરી કે : મને તેના કતલ કરવા પર નિયુકત કરવામાં આવે. જેથી મને ઈજાઝત મળી ગઈ અને હું તમારી મદદ માટે આવી પહોંચ્યો."

તે પછી ફરિશ્તાએ કહ્યું : "તમોને ખૂશખબરી થાય ! આ યાદ રાખજો કે જે માણસ વુઝૂ કરીને ચાર રકા'ત નમાઝ પઢે અને આ દુઆ માંગે તો તેની દુઆ કબૂલ થશે. ભલે તે દુઃખ અને બેચેનીમાં સપડાયેલો હોય કે ન હોય."

૧૩

# હાજત તત્કાળ પૂરી થવાની દુઆ

" اَللّٰهُمَّ اِنِّیْ اَسْئَلُكَ، وَاَتَوَجَّهُ اِلَیْكَ بِنَبِیِّكَ سَیِّدِنَا مُحَمَّدِ نِ النَّبِیِّ الرَّحْمَةِ، (یَا رَسُوْلَ اللّٰهِ) اِنِّیْ تَوَجَّهْتُ بِكَ اِلٰی رَبِّی فِیْ حَاجَتِیْ هٰذِهٖ لِتُقْضٰی لِیْ اَللّٰهُمَّ فَشَفِّعْهُ فِیَّ "

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ-ક વ અ-ત-વજ્જહુ ઈલય-ક બિ નબિય્યિ-ક સય્યિદિના મુહમ્મ-દ નિન્ નબિય્યિર્ રહમતિ (યા રસૂલલ્લાહ) ઈન્ની તવજ્જહતુ બિ-ક ઈલા રબ્બી ફી હાજતી હાઝિહી. લિ તુકઝા લી. અલ્લાહુમ્મ ફ-શફ્ફિઅ્હુ ફિય્ય.**

**અનુવાદ :** હે અલ્લાહ ! હું તારાથી માંગું છું, અને તારી તરફ ધ્યાન કેન્દ્રિત કરું છું તારા નબી સય્યિદિના મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તુફૈલથી જે નબીએ રહમત છે. યા રસૂલલ્લાહ ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હું આપના તુફૈલથી પોતાના રબના તરફ પોતાની હાજતના માટે ધ્યાનિત થયો, જેથી મારી હાજત પૂરી કરવામાં આવે. હે અલ્લાહ ! તું તેમને મારા હકમાં શફાઅત (ભલામણ) કરનાર બનાવ અને કબૂલ ફરમાવ. (1)

**રીત :** 'હાઝિહી'ની જગ્યાએ પોતાની હાજતનું નામ લે અથવા કલ્પના કરે.

(1) 'તિરમિઝી શરીફ' : ૨ / ૧૯૮, હદીસ નં. : ૩૫૭૯, 'ઈબ્નુસ્સુન્ની' : ૧૬૦, હદીસ નં. : ૮૨૬, 'અલ્ ફત્હુર્રબ્બાની તરતીબુ મુસ્નદે અહમદ' : ૧૪ / ૨૯૮

## અનુભવ : ૧

## નાબીના સહાબી (રદિ.) દેખતા થઈ ગયા

હદીસે પાકમાં છે કે એક નાબીના સહાબી (રદિ.)એ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં આવીને અરજ કરી કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! દુઆ ફરમાવી દો કે અલ્લાહ તઆલા મને આફિયત (કુશળતા) આપે (અર્થાત્ જોવાની શકિત નસીબ થાય.) આ સાંભળીને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : "જો તમે જોવાની શકિત ઈચ્છતા હોય તો હું દુઆ કરી દઉં અને જો આખિરતનો સવાબ ઈચ્છતા હોય તો આ (અંધાપા) પર સબ્ર કરી લો."

તેમણે અરજ કરી કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! દુઆ જ ફરમાવી દો, જેથી મારી મુહતાજી દૂર થઈ જાય. આ સાંભળીને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : "જાઓ ! સારી રીતે વુઝૂ કરીને (બે રકા'ત નમાઝ પઢવા પછી) આ દુઆ પઢો." જેથી તે નાબીના સહાબી (રદિ.)એ આ (ઉપર જણાવેલ) દુઆ માંગી, તો અલ્લાહ તઆલાના ફઝલ (મહેરબાની)થી તત્કાળ અંધાપો દૂર થઈ ગયો.

## અનુભવ : ૨

## બેરુખી (ઉપેક્ષાવૃત્તિ) બદલાઈને ખાસ લક્ષપાત્ર અને કૃપાપાત્ર બની ગઈ

ઉપર જણાવેલ દુઆ વિષે તબરાનીએ 'મુઅજમે કબીર'માં હઝરત ઉસ્માન બિન હુનૈફ (રદિ.)થી રિવાયત કરી છે કે એક માણસને હઝરત ઉસ્માન ગની (રદિ.)થી કંઈક કામ હતું. તેઓ તેમની પાસે ગયા. પરંતુ આપે (હઝરત ઉસ્માન ગની રદિ.એ) તેમની તરફ કંઈ ધ્યાન ન આપ્યું. ત્યાંથી નિરાશ થઈને તેઓ હઝરત ઉસ્માન

બિન હુનૈફ (રદિ.)ની ખિદમતમાં આવ્યા. અને પોતાનો આખો બનાવ બયાન કર્યો કે તેમણે (હઝરત ઉસ્માન ગની રદિ.એ)તો કંઈ જ ધ્યાન આપ્યું નહીં, જેથી જરૂરિયાત પૂરી થવા માટે મશ્વરહ (સલાહ) આપો અથવા કોઈ યુક્તિ બતાવી દો.

હઝરત ઉસ્માન બિન હુનૈફ (રદિ.)એ ફરમાવ્યું કે બહેતર આ છે કે તમે મસ્જિદમાં જઈને બે રકા'ત નમાઝ અદા કરીને હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે (નાબીના સહાબીને) ઈર્શાદ ફરમાવેલી (ઉપર જણાવેલ) દુઆ પઢીને પ્રથમ અલ્લાહ તઆલાથી જ માંગો, તે પછી ત્યાં જાઓ. જેથી તેમણે એવું જ કર્યું. હવે જયારે તેઓ હઝરત ઉસ્માન ગની (રદિ.)ની ખિદમતમાં હાજર થયા તો તેમણે તેમની તરફ ખાસ ધ્યાન આપ્યું, બલ્કે તેમને પોતાની સાથે બિસ્તર પર બેસાડયા. ઈચ્છા પ્રમાણે તેમની મદદ કરી અને વધુમાં આ ફરમાવ્યું કે "જો ભવિષ્યમાં પણ તમોને કોઈ વસ્તુની જરૂરત હોય તો આવીને અરજ કરી દેજો. ઈન્શાઅલ્લાહ જરૂર પૂરી કરવામાં આવશે."

અહીંયાથી પાછા ફરીને તેઓ ફરી પાછા હઝરત ઉસ્માન બિન હુનૈફ (રદિ.)ની ખિદમતમાં હાજર થયા. શુક્રિયહમાં 'જઝા–કલ્લાહુ' કહેવા પછી આખો બનાવ કહી સંભળાવ્યો. આ સાંભળીને હઝરત ઉસ્માન બિન હુનૈફ (રદિ.)એ ફરમાવ્યું, "તેમનું તમારી તરફ ધ્યાન કેન્દ્રિત કરવું એ હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તા'લીમ ફરમાવેલી દુઆની બરકતનું પરિણામ હતું. આ તા'ષીર તે મુકદસ (પવિત્ર) દુઆની છે."

**સંશોધન (૧):** અમુક રિવાયતોમાં **'નબિય્યિર્રહમતિ'** પછી **'યા મુહમ્મદ'** નકલ થયું છે. ઉપરાંત મુસ્નદે અહમદની રિવાયતમાં **'લિતુકઝા'** પછી **'વ તશ્ફઅની ફીહી વ ત–શફ્ફઅહુ ફિય્ય'** આવેલ છે. જેનો અર્થ આ છે કે "હે અલ્લાહ ! નબીને મારા માટે સિફારિશની ઈજાઝત આપી દો" અને "હે નબી ! આપ મારી અલ્લાહથી સિફારિશ

કરી દો.'' જાણે પ્રથમ વાકયમાં અલ્લાહથી સંબોધન છે અને બીજા વાકયમાં નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સંબોધન છે.

**સંશોધન (૨):** 'ફ હુ–વ ખયૂરુલ્ લ–ક' અંધાપા માટે સબ્રને બહેતર ઠેરવ્યું છે. શા માટે ન હોય ? હદીસે કુદ્સીમાં નકલ થયેલ છે :

''من اذهبت حبيبتيه يعنى عينيه فصبر و احتسب

لم ارض له بثواب دون الجنة'' (احمد).

[જેની બે મહબૂબ (પ્રિય) વસ્તુઓ અર્થાત્ આંખો ચાલી જાય અને તે એના પર સબ્ર કરે, તો હું તેના માટે જન્નતમાં ઓછા સવાબ પર કદી રાજી ન થઈશ.]

**સંશોધન (૩):** 'ઈબ્નુસ્સુન્ની'ની રિવાયતમાં છે કે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જયારે સહાબીને સબ્રની તલકીન (નસીહત) ફરમાવી, તો તેમણે આ ઉજર પેશ કર્યો કે ''મારો કોઈ રહબર (માર્ગદર્શક) નથી. જેથી ઘણી તકલીફ થશે.'' એના પર આપે આફિયતની દુઆ ફરમાવી. ઉપરાંત હઝરત ઉસ્માન બિન હુનૈફ (રદિ.) રાવી સહાબી આ ફરમાવે છે કે અંધ સહાબીએ તે જ સમયે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મજલિસમાં દુઆ પઢી લીધી. જેની બરકતથી મજલિસ ખતમ થવા પહેલાં જ તે સહાબી જોતા થઈ ગયા. એવું લાગી રહ્યું હતું કે તેમને (અંધાપાનો) રોગ જ ન હતો. ઉપરાંત 'ઈબ્નુસ્સુન્ની'માં દુઆના કલિમાતમાં થોડો ફરક છે. એ જ પ્રમાણે નમાઝનો ઉલ્લેખ માત્ર 'નસાઈ' અને 'તબરાની'ના તરીકમાં છે.

આ રિવાયતથી મા'લૂમ થયું કે દુઆ વગેરેમાં વસીલો દુરુસ્ત છે. અલબત્ત, એ'તિકાદ (માન્યતા) આ રહે કે હકીકી કાર્યકર્તા અલ્લાહ જ છે. ['નુઝુલુલ્ અબરાર' : ૩૦૪, 'અલ્ ફત્હુર્રબ્બાની' : ૪ / ૨૯૯]

## ૧૪

# દુશ્મનની નઝરથી ગુપ્ત રહેવાનો એક અજમાવેલ નુસ્ખો

(١) اُولٰٓئِكَ الَّذِيْنَ طَبَعَ اللّٰهُ عَلٰى قُلُوْبِهِمْ وَ سَمْعِهِمْ وَ

اَبْصَارِهِمْ ــ (پ / ١٤ سورة النحل آيت / ١٠٨)

[૧] ઉલાઈ–કલ્લઝી–ન ત–બ–અલ્લાહુ અલા કુલૂબિહિમ્ વ સમ્ઈહિમ્ વ અબ્સારિહિમ.

(٢) اِنَّا جَعَلْنَا عَلٰى قُلُوْبِهِمْ اَكِنَّةً اَنْ يَّفْقَهُوْهُ

وَفِيْٓ اٰذَانِهِمْ وَقْرًا ــ (پ / ١٥ سورة الكهف آيت / ٥٧)

[૨] ઈન્ના જઅલ્ના અલા કુલૂબિહિમ અકિન્નતન્ અંય યફકહૂહુ વ ફી આઝાનિહિમ વક્રા.

(٣) أَفَرَأَيْتَ مَنِ اتَّخَذَ اِلٰهَهُ هَوَاهُ،

وَاَضَلَّهُ اللّٰهُ عَلٰى عِلْمٍ وَّ خَتَمَ عَلٰى سَمْعِهٖ وَ قَلْبِهٖ

وَ جَعَلَ عَلٰى بَصَرِهٖ غِشٰوَةً ــ (پ / ٢٥ سورة الجاثيه آيت / ٢٣)

[3] અ–ફ–ર–અય્–ત મનિત્ ત–ખ–ઝ ઈલા–હ–હુ હવાહુ વ અઝલ્લહુલ્લાહુ અલા ઈલ્મિંવ વ ખ–ત–મ અલા સમ્ઈહી વ કલ્બિહી વ જ–અ–લ અલા બ–સ–રિહી ગિશાવહ. (1)

(1) 'તફસીરે કુર્તુબી' : ૧૦ / ૨૨૧, 'મઆરિફુલ્ કુર્આન' : ૪૯૧, પારહ : ૧૫, રુકૂઅ : ૫, સુરહ : 'બની ઈસરાઈલ'

**ફઝીલત :** હઝરત કઅબ (રદિ.) ફરમાવે છે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે મુશ્રિકોની આંખોથી અદશ્ય થવા માંગતા તો કુર્આને કરીમની ઉપર જણાવેલ ત્રણ આયતો પઢી લેતા. તેની બરકતથી કાફિરો (દુશ્મન) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જોઈ શકતા ન હતા.

ઈમામ કુર્તુબી (રહ.) ફરમાવે છે કે હઝરત કઅબ (રદિ.)વાળી ત્રણેવ આયતોની સાથે સૂરએ 'યાસીન'ની તે આયત પણ શામિલ કરી લેવામાં આવે જેને હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મક્કા મુઅઝ્ઝમાથી હિજરત ફરમાવતા સમયે પઢી હતી જયારે કે મક્કાના મુશ્રિકોએ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મકાનને ઘેરી લીધું હતું. તો તે સમયે હુઝુરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પઢીને તેમના પર માટી નાંખતા નાંખતા બધાંની સામેથી તશરીફ લઈ ગયા હતા અને કોઈએ પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ન જોયા.

وَجَعَلْنَا مِنْۢ بَيْنِ اَيْدِيْهِمْ سَدًّا وَّ مِنْ خَلْفِهِمْ سَدًّا فَاَغْشَيْنٰهُمْ

فَهُمْ لَا يُبْصِرُوْنَ — (پ / ۲۲ سورة يٰسين آيت / ۹)

**વ જ-અલ્ના મિમ્ બયૂનિ અયૂદિહિમ્ સદ્દંવ વ મિન્ ખલ્ફિહિમ્ સદ્દન્ ફ અગ્શયૂનાહુમ્ ફહુમ્ લા યુબ્સિરૂન.**

**<u>અનુભવ : ૧</u>**

## એક જ રસ્તા પર બાજુમાંથી પસાર થવા છતાં જોઈ ન શકયો

હઝરત કઅબ (રદિ.) ફરમાવે છે : હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો આ બનાવ અને અમલ મેં શામ દેશમાં એક માણસથી બયાન કર્યો. તે શામ દેશના રહેવાસીને કોઈ જરૂરતથી રોમ

દેશમાં જવાનું થયું. તે ત્યાં ઘણી મુદ્દત સુધી રોકાયો. થોડાં જ સમય પછી રોમ દેશના કાફિરોએ તેને સતાવવાનું શરૂ કર્યું તો આ માણસ ત્યાંથી ભાગી ગયો. રોમ દેશના રહેવાસીઓએ તેનો પીછો કર્યો, તો તે અલ્લાહના બંદાને હઝરત કઅબ (રદિ.)વાળી રિવાયત યાદ આવી ગઈ અને તે પ્રમાણે તેણે આયતો પઢવાની શરૂ કરી દીધી, જેની બરકતથી અલ્લાહ તઆલાએ તે દુશ્મનોની આંખો પર એવો પર્દો નાંખી દીધો કે જે રસ્તા પર આ માણસ ચાલી રહ્યો હતો તે જ રસ્તાથી તેના દુશ્મન પણ પસાર થઈ રહ્યા હતા, પણ તે લોકો તેને જોઈ શકયા નહીં.

## અનુભવ : ૨

## શરીરથી શરીર સ્પર્શતા રહ્યા છતાં દુશ્મનો પકડી નહિ શકયા

હઝરત ઈમામ ષઅ્‌લબી (રહ.) ફરમાવે છે : હઝરત કઅબ (રદિ.)થી જે રિવાયત નકલ કરવામાં આવી છે મેં તે રિવાયત " રૈ " જે પ્રખ્યાત શહેર છે તેના એક રહેવાસીને બતલાવી. સંજોગવસાત દયલમ (ઈરાક)ના કાફિરોએ તેની ઘરપકડ કરી લીધી. થોડી મુદ્દત તે તેમની કેદમાં રહ્યો. એક દિવસ મોકો જોઈને ભાગી ગયો. તે લોકોએ પકડવા માટે તેનો પીછો કર્યો, પરંતુ તેણે પણ ભાગતાં ભાગતાં હઝરત કઅબ (રદિ.)ની બતલાવેલી ઉપર જણાવેલ આયતો પઢવાનું શરૂ કરી દીધું. પરિણામ આ થયું કે દુશ્મનોની આંખોં પર એવો પર્દો પડી ગયો કે તેઓ તેને જોઈ ન શકયા. સ્થિતિ એ હતી કે તે પોતાના દુશ્મનોના સાથે સાથે એવા મળીને ચાલી રહ્યા હતા કે કયારેક કયારેક એક બીજાના કપડાં પણ આપસમાં લાગી જતા હતા.

## અનુભવ : ૩

## દુશ્મન નજીકથી પસાર થઈ ગયા પરંતુ જોઈ નહિ શકયા

ઈમામ કુર્તુબી (રહ.) ફરમાવે છે : મને પોતાના દેશ ઉન્દલુસ (સ્પેન)માં કુર્તુબહની નજીક મન્શૂર કિલ્લામાં આ બનાવ પેશ આવ્યો કે હું દુશ્મનો સામેથી ભાગીને આગળ નીકળી ગયો. અને એક જગ્યાએ જઈને બેસી ગયો. દુશ્મનોએ મારી પાછળ બે ઘોડે સવાર દોડાવ્યા જયારે કે હું બિલ્કુલ ખુલ્લા મેદાનમાં એકલો જ હતો. હું સૂરએ 'યાસીન શરીફ'ની આયતો શરૂથી લઈને "فَهُمْ لَا يُبْصِرُوْنَ" (ફ હુમ્ લા યુબ્સિરૂન) સુધી પઢતો રહ્યો. આ બન્ને સવાર મારી નજીકથી પસાર થયા અને આ કહેતા કહેતા આગળ વધી ગયા કે "આ ભાગનારો કોઈ ઈન્સાન નથી, બલ્કે શયતાન અથવા જિન્નાત માલૂમ પડે છે." અલ્લાહ તઆલાએ આ આયતોની બરકતથી તેમને મારાથી અંધ બનાવી દીધા હતા.

['તફસીરે કુર્તુબી' : ૧૦/૨૨૧]

أَلَا بِذِكْرِ اللَّهِ تَطْمَئِنُّ الْقُلُوبُ

## ૧૫

# ઝુલ્મ અને હલાકતથી હિફાઝત અને છુટકારાની દુઆ

"لَا اِلٰهَ اِلَّا اللّٰهُ الْعَظِيْمُ الْحَلِيْمُ، لَا اِلٰهَ اِلَّا اللّٰهُ رَبُّ الْعَرْشِ الْعَظِيْمُ، لَا اِلٰهَ اِلَّا اللّٰهُ رَبُّ السَّمٰوٰتِ وَ رَبُّ الْاَرْضِ وَ رَبُّ الْعَرْشِ الْكَرِيْمُ"

**લા ઈલા-હ ઈલ્લલ્લાહુલ્ અઝીમુલ્ હલીમ. લા ઈલા-હ ઈલ્લલ્લાહુ રબ્બુલ્ અર્શિલ અઝીમ. લા ઈલા-હ ઈલ્લલ્લાહુ રબ્બુસ્સમાવાતિ વ રબ્બુલ્ અર્ઝિ વ રબ્બુલ્ અર્શિલ્ કરીમ.**

**અનુવાદ :** અલ્લાહના સિવાય કોઈ મા'બૂદ નથી જે બેહદ મોટો અને સહિષ્ણુ છે. અને અલ્લાહના સિવાય કોઈ મા'બૂદ નથી જે ઉચ્ચતર અર્શનો માલિક છે. અને અલ્લાહના સિવાય કોઈ મા'બૂદ નથી જે બધાં આસમાનો અને જમીનોનો પરવરદિગાર છે અને શ્રેષ્ઠતમ પ્રકારના અર્શનો માલિક છે. (1)

**ફઝીલત :** હઝરત અલી (રદિ.)એ ફરમાવ્યું : મને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કેટલાક એવા કલિમાત શીખવ્યા છે જેને અત્યાચારી અને ઝાલિમ બાદશાહની પાસે અથવા દરેક એવી વસ્તુની પાસે જે મને ભયમાં નાંખી દે, તે કલિમાતને પઢતા રહેવાની હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને તાકીદ ફરમાવી હતી. ['અહમદ', 'નસઈ શરીફ', 'કન્ઝ'] હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે કે "હુઝૂર

(1) 'બુખારી શરીફ' : ૨ / ૯૩૯, હદીસ નં. : ૬૩૪૫, 'અલ્ ફત્હુર્રબ્બાની' : ૧૪ / ૨૬૩, 'અમલુલ્ યવમિ વલ્લયલહ' : ૮૯

સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ-વધુ પ્રમાણમાં આ દુઆ પઢયા કરતા હતા.''
['તિરમિઝી શરીફ']

## અનુભવ : ૧

## હજ્જાજ બિન યૂસુફ જેવો ઝાલિમ પણ કંઈ બગાડી નહિ શકયો

હઝરત અબૂ રાફિઅ (રદિ.)નું બયાન છે : હઝરત અબ્દુલ્લાહ બિન જઅફર (રદિ.)એ પોતાની છોકરીની શાદી હજ્જાજ બિન યૂસુફ (જેનો ઝુલ્મ પ્રખ્યાત છે)થી કરી દીધી. વિદાય કરતી વેળા પોતાની છોકરીથી કહ્યું કે જયારે હજ્જાજ તારી પાસે આવે તો તે સમયે આ દુઆ પઢી લેજે. અને તે દુઆ શીખવવા પછી હઝરત અબ્દુલ્લાહ (રદિ.)એ દા'વા (સંપૂર્ણ વિશ્વાસ)ની સાથે કહ્યું કે ''હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે કોઈ પ્રકારની સખ્ત મુસીબત અને ખેદ તેમજ દુ:ખથી પરેશાન થતા, તો એવા સમયે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ દુઆ પઢયા કરતા હતા.'' રિવાયત કરનાર કહે છે : ''આ દુઆની બરકતથી હજ્જાજ ઝાલિમ કયારેય તે સ્ત્રીને કોઈ પણ પ્રકારની તકલીફ ન પહોંચાડી શકયો.''

['હયાતુસ્સહાબા']

આ બનાવને ફત્હુલ્ બારીમાં નસાઈ અને તબ્રીના હવાલાથી આ પ્રમાણે લખ્યો છે કે : હઝરત અબ્દુલ્લાહ બિન જઅફર (રદિ.)એ પોતાની છોકરીની જયારે શાદી કરાવી તો બોધરૂપે ફરમાવ્યું : ''જયારે પણ તને કોઈ મુસીબત પહોંચે તો કિબ્લહ તરફ મોંઢું કરીને આ પીડાની દુઆ (મુસીબતોથી છુટકારો આપનારી દુઆ અર્થાત્ ઉપરવાળી દુઆ) પઢી લેજે.'' ['ફત્હુલ્ બારી' : ૧૧ / ૧૭૬]

## અનુભવ : ૨

હસન બિન હસન બિન અલી જે આ હદીસના રિવાયત

કરનારે છે તેઓ ફરમાવે છે કે : હજ્જાજે મને પોતાના ઝુલ્મનો નિશાનો બનાવવા માટે બોલાવ્યો. હું તે સમયે આ ઉપર જણાવેલ કલિમાત પઢતાં પઢતાં પહોંચ્યો. મને જોતાં જ તે કહેવા લાગ્યો : "મેં તો (તને) એટલા માટે બોલાવ્યો હતો કે તને કતલ કરું પરંતુ આ સમયે તમે મારી સમક્ષ અત્યંત મહબૂબ (પ્રિયતમ) થઈ ચુકયા છો. બતાવો ! તમારી શી જરૂરત છે ? મારાથી માંગી લો." તે પછી આપને ઈઝ્ઝત સાથે મુકત કરી દીધા. ['ફત્હુલ્ બારી' : ૧૧ / ૧૭૬]

## અનુભવ : ૩

## ખ્વાબમાં નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરફથી આ દુઆની તલકીન અને સખ્ત ગિરફતારીમાંથી મુકિત

અબૂબક્ર બિન અલી નામના એક મુહદિસ અસ્બહાન સ્થળે હતા. તેમના વિરુદ્ધ કોઈએ બાદશાહને કાન ભંભેરણી કરી. છેવટે બાદશાહે તેમને ગિરફતાર કરીને કેદખાનામાં નાંખી દીધા. આ બનાવ રિવાયત કરનાર અબૂબક્ર રાઝી (રહ.) ફરમાવે છે કે : હું તે સમયે અસ્બહાનમાં જ અબૂ નઈમ નામના મુહદિસને ત્યાં હદીસો લખ્યા કરતો હતો. મેં એક રાત્રે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખ્વાબમાં ઝિયારત કરી. જિબ્રઈલ અમીન જમણી તરફ હતા. આપે મને આ ફરમાવ્યું : "અરે ! તમે અબૂબક્ર બિન અલીને મારો આ સંદેશો પહોંચાડી દો કે : 'સહીહ બુખારી શરીફ'વાળી પીડાથી મુકિતની દુઆનો પ્રબંધ કરે જયાં સુધી કે મુકિત પ્રાપ્ત ન થઈ જાય." સવારે ઉઠીને મેં તેમને આ ખ્વાબથી વાકિફ કર્યા. તેમણે તે પ્રમાણે અમલ શરૂ કર્યો. થોડાં જ દિવસોમાં અલ્લાહે તેમને છુટકારો અતા ફરમાવ્યો. ['ફત્હુલ્ બારી' : ૧૨ / ૧૭૭]

**સંશોધન (૧) :** 'અલ્ ફત્હુર્રબ્બાની' અને 'અલ્ કામિલ' વગેરેમાં મુહક્કક (સંશોધિત) ફેસલો આ છે કે : હજ્જાજ ષકફી જેવા ઝાલિમની સાથે અબ્દુલ્લાહ બિન જઅફર (રદિ.)એ પોતાની છોકરીના નિકાહ માત્ર બુરાઈના નિવારણ માટે કર્યા હતા. નહીતર બાપ અને છોકરી બન્ને આ નિકાહથી રાજી ન હતા. હદીસના રિવાયત કરનાર હમ્માદે અબૂ રાફિઅથી આ નકલ કર્યું કે : દુઆની બરકતથી હજ્જાજ આ શરીફ ઝાદીની સાથે દાંપત્ય સંબંધ બાબતમાં કામિયાબ ન થઈ શકયો અને નજીક થવામાં અસફળ રહ્યો. ['અલ્ ફત્હુર્રબ્બાની' : ૧૪ / ૨૬૩] વધુ વિગતો આ કિતાબના શખ્સિયાતના પ્રકરણમાં ઉમ્મે કુલ્સૂમના પરિચય હેઠળ વાંચો.

**સંશોધન (૨) :** ઈબ્નુસ્સુન્નીએ નકલ ફરમાવ્યું કે : હઝરત અબ્દુલ્લાહ બિન જઅફર (રદિ.)થી રિવાયત કરનારા રાવી અબ્દુલ્લાહ બિન ઈલ્હાદનું બયાન છે કે : હઝરત અબ્દુલ્લાહ બિન જઅફર (રદિ.) હંમેશા આ દુઆની ઘણી તા'કીદ ફરમાવતા. ઉપરાંત આ દુઆને પઢીને તાવવાળા માણસ પર દમ કરવાનો મા'મૂલ હતો. વિદાય વેળા પોતાની સાહબઝાદીઓને વિશિષ્ટ રીતે આ દુઆના પ્રબંધની નસીહત ફરમાવતા.

['અમલુલ્ યવ્મિ વલ્લયલતિ લિ ઈબ્નિસ્સુન્ની' : ૮૯]

**મેરે આકા કા મુઝ પર તો ઇતના કરમ થા**
**ભર દિયા મેરા દામન ફૈલાને સે પેહલે**

**યે ઇતને કરમ કા અજબ સિલસિલા થા**
**નશા રંગ લાયા પિલાને સે પેહલે**

## ૧૬

# બેચેની અને ખતરાને દૂર કરવાનો અજીબ નુસ્ખો

" اَللّٰهُمَّ اسْتُرْ عَوْرَاتِنَا وَ آمِنْ رَوْعَاتِنَا "

**અલ્લાહુમ્મસ્તુર્ અવ્રાતિના વ આમિન્ રવ્આતિના.**

**અનુવાદ :** હે મારા અલ્લાહ ! અમારા ઐબોને છુપાવી લે અને અમારી બીક, ડર અને બેચેનીને અમન અને સલામતી તેમજ ઈત્મીનાન (સંતોષ) અને સુકૂનથી બદલી દે. (1)

**ફઝીલત :** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે : હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દરરોજ સવારે અને સાંજે ઉપર જણાવેલ દુઆ હંમેશા પઢયા કરતા હતા.

['બરકાતે દુઆ' : પ૨૬, નકૂલન્ અન્ ઈબ્ને અબી શયૂબહ]

**અનુભવ :**

## પરેશાન કરનારી પરિસ્થિતિ બિલ્કુલ દૂર થઈ ગઈ અને દુશ્મનોના તંબુઓ ઉખડી ગયા

ગઝવએ અહઝાબ (જેને ગઝવએ ખન્દક પણ કહે છે)માં હઝરાતે સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમ અજમઈનને બેહદ પરેશાનીઓનો સામનો કરવો પડયો. એક તરફ તો બહારથી ઈસ્લામના દુશ્મનોએ દસ હઝારના મોટા સમુહ સાથે ઘેરો નાંખ્યો હતો. જયારે કે બીજી તરફ મદીના મુનવ્વરાની અંદર બનૂ કુરૈઝહના યહૂદીઓ તરફથી બગાવત (બળવા)ની આગ ભડકેલી હતી. (આ

(1) 'અલ્ ફત્હુર્રબ્બાની' : ૧૪ / ૨૬૩

બનૂ કુરૈઝહના યહૂદીઓએ અચાનક સુલહનામાના વિરુદ્ધ મુશ્રિકો સાથે હાથ મિલાવી લીધા હતા) આ સમાચારે બેચેનીમાં ઘણો વધારે ઉમેરો કરી દીધો. ચારે તરફ ઘેરો નાંખેલો હોવાના કારણે મુસલમાનોનું ખાવા–પીવાનું પણ અશકય થઈ ગયું હતું. મુનાફિક લોકો ખુલ્લમ ખુલ્લા જુદાઈ અપનાવીને હંસતા હંસતા આ પ્રમાણે કહી રહ્યા હતા કે આ વખતે તો બધાં મુસલમાનોને ઈસ્લામના પૈગમ્બર સહિત ગાજર–મૂળાની જેમ કાપીને મૂકી દઈશું.

એ પ્રમાણે મુસલમાનો માટે આ સમય ઘણો જ નાઝુક અને સબ્રની કસોટીનો થઈ ગયો હતો.

આ જ કારણ છે કે, અલ્લાહ તઆલાએ કુર્આને પાકમાં આ દુર્દશા અને બેચેનીના દશ્યને આ અંદાઝમાં બયાન કર્યું છે :

" وَاِذْ زَاغَتِ الْاَبْصَارُ وَبَلَغَتِ الْقُلُوْبُ الْحَنَاجِرَ وَتَظُنُّوْنَ

بِاللّٰهِ الظُّنُوْنَا، هُنَالِكَ ابْتُلِيَ الْمُؤْمِنُوْنَ وَزُلْزِلُوْا زِلْزَالًا

شَدِيْدًا " (پ / ۲۱ سوره احزاب آیت / ۱۰، ۱۱)

[અને જયારે (ભયના કારણે) આંખો ફાટેલી રહી ગઈ હતી અને કાળજાં ગળા સુધી પહોંચી ગયાં હતાં અને અલ્લાહની સાથે તમે અનેક પ્રકારની કલ્પનાઓ કરી રહ્યા હતા. તે મોકા પર ઈમાનવાળા ખૂબ કસાયા અને બહુ સખત રીતે હચમચાવી નાંખવામાં આવ્યા.]

આ જ અસહ્ય પરિસ્થિતિમાં હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)એ નબી અલયહિસ્સલામથી બેચેની દૂર થવા અને શાંતિમય પરિસ્થિતિ કાયમ થવા માટે વિશિષ્ટ દુઆ તલબ ફરમાવી, જે એમની ઝબાનમાં આ પ્રમાણે છે.

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે : સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમ અજમઈને રસૂલે કરીમ સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમથી અરજ કરી કે : યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આવી પરેશાન કરનારી પરિસ્થિતિમાં જાન અને માલ, ઈઝઝત અને પ્રતિષ્ઠાની સુરક્ષા માટે કોઈ વઝીફો (દુઆ) હોય તો તે અમને અતા ફરમાવો ? એના પર હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઉપર જણાવેલ દુઆ ઈર્શાદ ફરમાવી.

આ સાંભળતા જ સર્વ સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમ અજમઈને તે રહીમ અને કરીમ ઝાતની તરફ ધ્યાન કેન્દ્રિત કરીને તે દુઆને માંગવાનું શરૂ કરી દીધું. બસ, તે સમયે જ અલ્લાહ તઆલાએ પોતાનો એવો ગેબી નિઝામ ચલાવ્યો કે અલ્લાહ તઆલાનો ક્રોધ (તેઝ અને તીવ્ર હવા આંધીના રૂપમાં) પ્રગટ થયો. જેણે ઈસ્લામના દુશ્મનોના ચહેરા ફેરવી નાંખ્યા અને તેમને વેરવિખેર કરી નાંખ્યા.

['મદારિજુન્નુબુવ્વહ' : ૨ / ૩૦૦]

શરાબે મુહબ્બત પિલા દે મુઝે
તુ દુનિયા મેં અપના બના લે મુઝે

તેરે જલ્વે કો દેખ કર જાન દૂં
મરૂં તો તેરે ફઝલ સે યૂં મરૂં

રહૂં ગોર મેં ભી દિવાના તેરા
ન મૌકૂફ હો મુંહ દિખાના તેરા

ઉઠૂં તો તેરી યાદ મેં ફિર ઉઠૂં
ગરઝ ઇશ્ક હી મેં જિયૂં ઔર મરૂં

## ૧૭

# દુશ્મનના ત્રાસથી હિફાઝતની દુઆ

اَللّٰهُمَّ اِنَّا نَجْعَلُكَ فِىْ نُحُوْرِهِمْ وَنَعُوْذُ بِكَ مِنْ شُرُوْرِهِمْ

**અલ્લાહુમ્મ ઈન્ના નજ્અલુ-ક ફી નુહૂરિહિમ્ વ નઊઝુ બિ-ક મિન્ શુરૂરિહિમ્.**

**અનુવાદ :** હે અલ્લાહ તઆલા ! અમે આ (દુશ્મનો)નાં મુકાબલામાં તને ઢાલ બનાવીએ છીએ અને એમની શરારતોથી તારી પનાહ માંગીએ છીએ. (1)

**ફઝીલત :** હદીસે પાકમાં છે : જો કોઈ માણસ કોઈ શરીર (તોફાની) કોમથી પરેશાન થઈ જાય તો એવા સમયે ઉપર જણાવેલ દુઆ પઢયા કરે. જેથી હઝરત અબૂ મૂસા (રદિ.)થી રિવાયત છે : રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જયારે કોઈ કોમના તરફથી નુકસાન પહોંચવાનો ભય (ડર, બીક) પૈદા થતો તો એવા સમયે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતે પણ આ દુઆ પઢયા કરતા હતા.

## <u>અનુભવ : ૧</u>

## દુશ્મન એક બીજાને ઈશારા કરતા રહ્યા, પરંતુ વાળ પણ વાંકો વાળી નહિ શકયા

હઝરત શયૂખુલ્ હદીસ મવલાના ઝકરિયા સાહબ કાંધલવી

(1) 'અબૂ દાઊદ શરીફ' : ૧ / ૨૧૫, હદીસ નં. : ૧૫૩૭, 'અમલુલ્ યવમિ વલ્લયલતિ લિ ઈબ્નિસ્સુન્ની' : ૮૭, હદીસ નં. : ૩૩૩, 'અલ્ અઝકાર લિન્નવ્વી' : ૧૦૨, હદીસ નં. : ૩૨૮, 'ફત્હુર્રબ્બાની' : ૧૪ / ૨૬૨

(રહ.)એ પોતાની પ્રખ્યાત અને જાણીતી અલ્બેલી આત્મકથામાં આ બાબતનો એક દિલચસ્પ બનાવ આ રીતે બયાન ફરમાવ્યો છે : લગભગ ચાર માસ સુધી આ નાચીઝ પણ નિઝામુદીનમાં જાણે કેદ રહ્યો. દિલ્હીથી અનાજ લાવવું તો મોટી મુસીબત હતી. આ જાનવર કાપી કાપીને રોટી–અનાજ વગર બકરા ઈદના જેમ ખાતા હતા. એટલા માટે કે દિલ્હીના રસ્તા બિલ્કુલ ભયંકર અને બંધિયાર હતા અને અનાજ શાકભાજી માર્કેટમાં મળતું હતું જયાં માત્ર સિખ લોકો જ હતા. અમારામાં કોઈની પણ હિંમત ત્યાં જવાની થતી ન હતી. પરંતુ અમારા હાજી બાબૂ અયાઝ સાહબ (રહ.), અલ્લાહ તઆલા તેમને ઘણી જ હિંમત અને શકિત અતા ફરમાવે, તેઓ આ જ હાલતમાં પણ ત્યાંથી અનાજ લાવ્યા કરતા હતા. પરંતુ અનાજ પંદર માણસોનું હતું અને કાયમી રહેનારો મજમો (સમૂહ) પાંચસોની નજીક હતો. પરંતુ બાળકોના માટે તે અનાજ કામ આપતું હતું. તેમના આ રીતે જવાથી બધાં લોકો આશ્ચર્ય કરતા હતા. એક વખતે તેઓ શાકભાજી માર્કેટમાંથી અનાજ લઈને નિઝામુદીન આવી રહ્યા હતા. ત્યાંથી એક ટાંગો ભાડે કર્યો. તેમાં એક બાબૂજી અયાઝ અને ત્રણ સિખ પણ હતા. દિલ્હીથી નીકળીને તે સિખોએ કહ્યું કે "તું અમારા વચ્ચે કેવી રીતે બેસી ગયો ? જો અમે તને મારી નાંખીએ તો પછી શું થાય ?" તેમણે અત્યંત જોશ (ઉન્માદ) અને સાહસ તથા નીડરતાથી કહ્યું કે : "તમે મને કદી મારી શકતા નથી અને હિંમત હોય તો મારીને બતાવો ?" તેઓ પણ કંઈક વિચારમાં પડી ગયા. આપસમાં કંઈક ઈશારા પણ થયા અને બાંયો વાળીને કહેવા લાગ્યા કે : "અમે શા માટે નથી મારી શકતા ?" તેમણે પહેલાં કરતાં વધારે જોશે (ઉન્માદ)થી કહ્યું કે : "મારી પાસે એક વસ્તુ છે, તમે મને મારવા પર શકિતમાન જ થઈ શકતા નથી." તેઓ અલ્લાહના ફઝલથી કંઈક એવા મરઊબ (પ્રભાવિત) થયા કે નિઝામુદીન સુધી વિચારતા જ રહ્યા અને ઈશારા

પણ કરતા રહ્યા. તેમનાથી ઉતરતા સમયે સિખોએ પૂછયું કે : "તમે તે વસ્તુ બતાવી દો, તે શું છે ? " બાબૂજી અયાઝે કહ્યું કે : "તે વસ્તુ બતાવ્વાની નથી અને તમે જોઈ લીધું કે તમે લોકો ઈરાદાપૂર્વક મને મારી ન શકયા." આ નાચીઝે જયારે તેમનાથી પૂછયું કે : "તે કઈ વાત હતી ? " તેમણે ફરમાવ્યું કે : "આપે જ તો મને એક દુઆ બતલાવેલી છે :

"اَللّٰهُمَّ اِنَّا نَجْعَلُكَ فِىْ نُحُوْرِهِمْ وَ نَعُوْذُ بِكَ مِنْ شُرُوْرِهِمْ"

હું આ દુઆ પઢતો હતો." હું વિચારતો જ રહ્યો કે (આ દુઆ) બતલાવનાર (મારા પોતાના) પર તો એની કોઈ અસર ન થઈ અને આ એનાથી કેવા લાભ ઉઠાવી રહ્યા છે. ઘણી જ ગૈરત આવી. એ'તિકાદ (શ્રધ્ધા)ની શકિતની વાત છે. જે ખરેખર સત્ય છે. એમાં જરા પણ ખંચકાટ અને જરા પણ શંકા નથી કારણ કે અલ્લાહ તઆલાના પાક કલામમાં એનાથી પણ વધુ કુદરત અને શકિત છે.

['આપ બીતી' : નંબર : ૫, પાનું : ૬]

## અનુભવ : ૨

## દુષ્ટજનોના ટોળાંથી છૂટકારો

બંદાએ (મેં) પોતાના મુહતરમ વાલિદ (હઝરત મવલાના અહમદ લૂલાત સાહબ રહ.)થી આ દુઆ વિષે પોતે આ અનુભવ સાંભળ્યો કે : દારુલ્ ઉલૂમ, બરોડા જે તે સમયે શહેરના વચ્ચે હતો અને ઘર ત્યાંથી એક કિલોમીટરના અંતરે હતું. એ બન્ને વચ્ચે ગૈર મુસ્લિમોના કેટલાક મહોલ્લા છે. એક વખત શહેરમાં અચાનક તોફાનો શરૂ થઈ ગયા અને હું હદીસના સબકથી ફારિગ થઈને પોતાના ઘરે પાછો જઈ રહ્યો હતો તો જયારે હું ગૈર મુસ્લિમોના મહોલ્લામાંથી પસાર થયો તો દૂરથી જ દુષ્ટજનોએ મને જોઈને બૂમો પાડવાનું શરૂ કર્યું "મુલ્લો આવ્યો, મુલ્લો આવ્યો" મેં તત્કાળ ઉપર

જણાવેલ દુઆ પઢવાનું શરૂ કરી દીધું. જયારે તેમના નજીક આવ્યો તો તેમણે મને ઘેરી લીધો બલ્કે એક બદતમીઝે તો ટોપી ઉતારી લીધી અને કહેવા લાગ્યો : "મારો, પીટો." તો પણ મેં આ દુઆ પઢવાનું સતત ચાલુ જ રાખ્યું. થોડાં જ સમયમાં આ દુઆની બરકતથી તેમના જ બે–ત્રણ માણસો આગળ વધ્યા અને મને છોડાવતા છોડાવતા કહેવા લાગ્યા : "અરે ! આ ભલા માણસને જવા દો. આ તો એવા છે તેવા છે." આ વાત પર તેમણે (મને) છોડી મૂકયો. અને હું આફિયતની સાથે (સુખરૂપ) ઘરે પહોંચ્યો.

**સંશોધન** : શૈખ બન્ના ફરમાવે છે :

"و خص النحر بالذكر لان العدو يستقبل به عند التصاق القتال" (الفتح الربانی ج : ١٤ ص : ٢٦٢-بذل المجهود)

**અર્થ** : દુઆમાં 'નહર' શબ્દનો વિશેષરૂપે ઉલ્લેખ કર્યો છે. કારણ કે લડાઈમાં સીનાને સામે રાખી દુશ્મનથી મુકાબલો કરવામાં આવે છે.

અરબી રૂઢીપ્રયોગમાં પણ આજ રીતે ઉપયોગ થાય છે. જેથી હઝરત ઈબ્રાહીમ અને હઝરત સારહ (અલૈ.)ના કિસ્સાવાળી હદીસ શરીફમાં આ છે કે : તેમના ઝમાનાના ઝાલિમ અને ખબીષ (અધમ) બાદશાહે હઝરત સારહ (અલૈ.)ના તરફ ખરાબ ઈરાદાથી હાથ લંબાવ્યો. પરંતુ મઝલૂમહ હઝરત સારહ (અલૈ.) દુઆની બરકતથી બચી ગયા અને તેઓ સુરક્ષિત હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામની ખિદમતમાં પાછા આવ્યા અને કારગુઝારી સંભળાવતા હઝરત સારહ (અલૈ.)એ આ વાકય ઈર્શાદ ફરમાવ્યું :

"رد الله كيد الكافر او الفاجر فی نحره"

અલ્લાહે તેના ખરાબ કાવતરાને ખૂદ તેના ગળા અને છાતી અર્થાત્ તેની ઝાત પર લોટાવી દીધાં. ['બુખારી શરીફ' : ૧ / ૪૭૪]

## ૧૮

# ગરીબી અને તંગદસ્તી દૂર કરવાનો અત્યંત આસાન ઉપાય

" تَوَكَّلْتُ عَلَى الْحَيِّ الَّذِىْ لَا يَمُوْتُ، اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ لَمْ
يَتَّخِذْ وَلَدًا وَّلَمْ يَكُنْ لَّهُ شَرِيْكٌ فِى الْمُلْكِ وَ لَمْ يَكُنْ لَّهُ
وَلِيٌّ مِنَ الذُّلِّ وَ كَبِّرْهُ تَكْبِيْرًا "

**તવક્કલ્તુ અલલ્ હય્યિલ્લઝી લા યમૂત. અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી લમ્ યત્તખિઝ્ વ-લદંવ્ વ લમ્ યકુલ્લહૂ શરીકુન્ ફિલ્ મુલ્કિ વ લમ્ યકુલ્લહૂ વલિય્યુમ્ મિનઝ્ઝુલ્લિ વ કબ્બિર્હુ તકબીરા.**

**અનુવાદ :** હું તે જીવંત હસ્તી પર ભરોસો કરું છું, જેને કદી મોત આવશે નહીં. સર્વ ખૂબીઓ તે જ અલ્લાહના માટે છે જે : ન અવલાદ ધરાવે છે; અને ન બાદશાહીમાં તેનો કોઈ ભાગીદાર છે; અને ન નબળાઈના કારણે તેનો કોઈ મદદગાર છે. અને તેની ખૂબ મહાનતા બયાન કર્યા કરો. (1)

**<u>અનુભવ :</u>**

## એક બેહાલ સહાબી (રદિ.) ટૂંક સમયમાં ખૂશહાલ થઈ ગયા

હઝરત અબૂહુરૈરહ (રદિ.)થી રિવાયત છે : તેઓ ફરમાવે છે

(1) 'તફસીરે મઝહરી', 'મઆરિફુલ્ કુર્આન' : ૫ / ૫૩૧, 'અદુઆઉ લિત્તબરાની' : ૩ / ૧૨૮૫, 'અમલુલ્ યવમિ વલ્લયલતિ લિ ઈબ્નિસ્સુન્ની' : ૧૩૯, હદીસ : ૫૪૬

કે એક દિવસ હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે એવી રીતે ચાલી રહ્યો હતો કે મારો હાથ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાના મુબારક હાથમાં લઈ લીધો હતો. ચાલતા ચાલતા અમે એક એવા માણસ પાસેથી પસાર થયા જે ઘણો જ વધારે પરેશાન હતો. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમનાથી પૂછયું કે “ભાઈ ! તમારી આવી હાલત કેવી રીતે થઈ ગઈ ?”

તો તેણે અરજ કરી કે : “યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! બીમારી, ગરીબી અને તંગદસ્તી વગેરેએ મને પરેશાનહાલ કરી દીધો છે.” આ સાંભળીને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : “હું (તમોને) કેટલાક કલિમાત બતાવુ છું, તેને પઢતા રહેશો તો આ દુઃખ, દર્દ, બીમારીઓ અને તંગદસ્તી વગેરે દૂર થઈ જશે.”

આ સાંભળીને હઝરત અબૂ હુરૈરહ (રદિ.)એ પણ અરજ કરી કે : “યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મને પણ શિખવી દો.” તો હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઉપર જણાવેલ કલિમાત પઢવા માટે ફરમાવ્યું કે આ કલિમાતને પઢયા કરો.

આ બનાવના થોડાં જ સમય પછી બીજી વખત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તે તરફ તશરીફ લઈ ગયા, તો પેલા સહાબીને સારી હાલતમાં જોયા. હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમને જોઈને ખૂશી જાહેર કરી. તે સહાબી (રદિ.) કહેવા લાગ્યા કે : જયારથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને આ કલિમાત શિખવ્યા હતા, ત્યારથી હું તે કલિમાતને પાબંદીની સાથે પઢું છું.

**મૈં ઉનકે સિવા કિસ પર ફિદા હૂં યે બતા દે**
**લા મુઝકો દિખા ઉનકી તરહ કોઈ અગર હૈ**

# ૧૯

# તીવ્ર ફાકહ (ભૂખની હાલત) દૂર કરવા અને રોઝીમાં વિશાળતા માટે સૌથી સહેલા બે ઉપાયો

## [૧]

"قُلْ هُوَ اللّٰهُ اَحَدٌ" (پارہ ۳۰ / سورہ اخلاص)

**'કુલ્ હુ-વલ્લાહુ અહદ'** [પા. : ૩૦, સૂરએ 'ઈખ્લાસ']

**ફઝીલત :** આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : "જે માણસ ઘરમાં દાખલ થતી વખતે સૂરએ 'ઈખ્લાસ' પઢશે, અલ્લાહ તઆલા તેનાથી અને તેના પડોશીઓથી તંગી અને ભૂખમરાને દૂર કરી દેશે." (1)

**અનુભવ :**

**એવી બરકત જેનાથી પડોશીને પણ લાભ થવા લાગ્યો**

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મજલિસમાં એક સહાબી (રદિ.) પોતાની ગરીબી અને ભૂખની હાલત તેમજ રોઝીની તંગીની ફરિયાદ લઈને હાજર થયા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમને ઉપાયરૂપે ફરમાવ્યું : "જયારે પણ તમે ઘરમાં દાખલ થાઓ ત્યારે જો ઘરમાં કોઈ હાજર હોય તો તેને સલામ કરો, અને જો કોઈ હાજર ન હોય તો મારા પર દુરૂદ શરીફ મોકલો. તદઉપરાંત

(1) 'કુર્તુબી નકલન્ અનિત્તબરાની' : ૧૦ / ૧૯૮

એક વખત સૂરએ 'ઈખ્લાસ' પઢો.'' તે સહાબી (રદિ.)એ એ પ્રમાણે જ કર્યું. અલ્લાહ તઆલાએ રોઝીમાં એવી વિશાળતા પૈદા કરી દીધી કે તેઓ પોતાના પડોશીઓની મદદ કરવા લાગ્યા. ['કુર્તુબી' : ૧૦/૧૯૮]

## [૨]

"سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ وَ بِحَمْدِهٖ،

سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ، اَسْتَغْفِرُ اللّٰهَ"

**'સુબ્હા-નલ્લાહિલ્ અઝીમિ વ બિ હમ્દિહી,**
**સુબ્હા-નલ્લાહિલ્ અઝીમિ, અસ્તગફિરુલ્લાહ'**

સુબ્હ સાદિક થાય ત્યારે આ ત્રણે જુમ્લાઓ (વાકયો) ૧૦૦ (એક સો) વખત પઢે.

**અનુભવ :**

### રિસાયેલી દુનિયા (ની સંપત્તિ) એવી આવી પહોંચી કે કયાં રાખવી એ જ સમજમાં નહિ આવ્યું

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) ફરમાવે છે કે એક સહાબી (રદિ.)એ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી તંગી અને ભૂખમરાની ફરિયાદ આ શબ્દોમાં કરી : "હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! દુનિયા તો જાણે મારાથી રિસાઈ ગઈ અને તેણે મારા તરફથી મોંઢું ફેરવી લીધું છે. (જેથી કોઈ ઉપાય બતાવો ?)"

આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) ફરમાવ્યું : "ફરિશ્તાઓની દુઆ અને અસંખ્ય મખ્લૂકની મશહૂર અને જાણીતી તસ્બીહથી તું શા માટે ગાફિલ (બેપરવાહ) છે ? અરે ! તેનાથી જ તો

લોકોને રોઝી આપવામાં આવે છે. એટલાં માટે તું દરરોજ સુબ્હ સાદિકના સમયે તેને પઢયા કર.

سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ وَ بِحَمْدِهٖ سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ اَسْتَغْفِرُ اللّٰهَ

પછી જો ! ઈન્શાઅલ્લાહ આ દુનિયા તારા પગતળે આવી જશે." જેથી તે સહાબી (રદિ.)એ આ અમલ શરૂ કર્યો. થોડાં જ દિવસોમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થઈને કહેવા લાગ્યા :

"لَقَدْ اَقْبَلَتْ عَلَیَّ الدُّنْيَا فَمَا اَدْرِیْ اَيْنَ اَضَعُهَا"

આ દુઆની બરકતથી તો આ માલસામાન એટલો વિપુલતાથી મારી પાસે આવી ગયો છે કે હવે એ સમજમાં નથી આવતું કે તેને કયાં રાખું. ['સુબુલુલ્ હુદા વર્રશાદ' : ૧૦ / ૨૨૭]



## ૨૦

# મુસીબતનો અજ્ર (વળતર) અને નેઅમુલ્ બદલ હાસિલ થવાની દુઆ

"اَللّٰهُمَّ اَجُرْنِىْ فِىْ مُصِيْبَتِىْ وَاَخْلِفْ لِىْ خَيْرًا مِنْهَا"

**અલ્લાહુમ્મ અજુર્ની ફી મુસીબતી**
**વ અખ્લિફ્ લી ખય્રમ્ મિન્હા.**

**અનુવાદ :** હે અલ્લાહ તઆલા ! મને પોતાની આ મુસીબતમાં અજર અતા ફરમાવ અને મારા માટે એનાથી પણ સારી વસ્તુની વ્યવસ્થા ફરમાવ.

**ફઝીલત :** હઝરત ઉમ્મે સલમહ રદિયલ્લાહુ અન્હાથી રિવાયત છે કે, હુઝૂરે અનવર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો : "જે મુસલમાન કોઈ મુસીબતમાં સપડાયેલો હોય અને અલ્લાહ તઆલાના ઈર્શાદ પ્રમાણે "اِنَّا لِلّٰهِ وَ اِنَّا اِلَيْهِ رَاجِعُوْنَ" [ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન] પઢે અને પછી આ દુઆ માંગે : હે અલ્લાહ ! તું મારી આ મુસીબતમાં મને અજ્ર અતા ફરમાવ અને બહેતરીન (શ્રેષ્ઠ) બદલો અર્પણ ફરમાવ. તો અલ્લાહ તઆલા તે મુસીબતમાં તેને બદલો અતા ફરમાવે છે અને બહેતરીન (શ્રેષ્ઠ) બદલાથી નવાઝે છે." (1) ['મુસ્લિમ શરીફ']

(1) 'મુસ્લિમ શરીફ' : ૧ / ૨૦૦, હદીસ નં. : ૯૧૮, 'કિતાબુલ્ જનાઈઝ', 'મુસ્નદે અહમદ', હદીસ નં. : ૧૫૭૫૦, 'તિરમિઝી શરીફ' : ૨ / ૧૯૧, હદીસ નં. : ૩૫૧૧, 'અલ્ ઈસાબહ ફી તમીઝિસ્સહાબહ' : ૪ / ૧૩૨

## અનુભવ :

## હઝરત ઉમ્મે સલમહ (રદિ.)ને આ દુઆની બરકતથી બન્ને દુનિયાના સરદાર પતિ રૂપે અર્પણ થયા

હઝરત ઉમ્મે સલ્મહ રદિયલ્લાહુ અન્હા ફરમાવે છે કે : જયારે અબૂ સલમહ (રદિ.) (પહેલાં પતિ)નો ઈન્તિકાલ થઈ ગયો તો મેં પોતાના દિલમાં કહ્યું : ભલા ! અબૂ સલ્મહ (રદિ.)થી બહેતર કોણ હોઈ શકે છે ? તેઓ પ્રથમ વ્યકિત હતા જેમણે પોતાના પ્રિય વતનથી હિજરત કરી. પરંતુ પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બતાવેલી દુઆ મેં પઢી લીધી. આ દુઆની બરકતથી અલ્લાહ તઆલાએ હઝરત અબૂ સલ્મહ (રદિ.)થી પણ બહેતર પતિ અતા ફરમાવ્યા. અને એ રીતે બન્ને દુનિયાના સરદાર જનાબ રસૂલે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નિકાહના બંધનમાં દાખલ થયા.

## સંશોધન :

” عن ام سلمة رضي اللّٰه عنها انها قالت : سمعتُ رسول اللّٰه ﷺ يقول ما من مسلم تصيبه مصيبة فيقول ما امره اللّٰه، انا للّٰه و انا اليه راجعون ، اللّٰهم اجرني في مصيبتي و اخلف لي خيراً منها الااخلف اللّٰه له خيرا منها ، قالت : فلما مات ابو سلمة قلتُ اى المسلمين خير من ابى سلمة ، اول بيت هاجر الى رسول اللّٰه ﷺ فاخلف اللّٰه لى خيرا منه و فى حديث آخر فلما توفى ابو سلمة ، قلت من خير من ابى سلمة صاحب رسول اللّٰه ﷺ ثم عزم لى فقلتها ، قال : فتزوجت رسول اللّٰه ﷺ “

(مسلم شريف ج / ١ ص / ٢٠٠ ، كتاب الجنائز، باب بلا ترجمه)

**અર્થ :** હઝરત ઉમ્મે સલ્મહ (રદિ.) રિવાયત કરે છે કે, મેં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આ ઈરશાદ ફરમાવતા સાંભળ્યા કે, "જે કોઈ મુસલમાનને કોઈ પણ પ્રકારની મુસીબત પહોંચે અને તે અલ્લાહના હુકમ પ્રમાણે 'ઈન્ના લિલ્લાહ... (અંત સુધી)' પઢે તો અલ્લાહ તઆલા તેને બહેતરીન બદલો આપે છે.

હઝરત ઉમ્મે સલ્મહ (રદિ.) ફરમાવે છે કે : જયારે હઝરત અબૂ સલ્મહ (રદિ.)નો ઈન્તિકાલ થયો તો હું વિચારવા લાગી કે અબૂ સલ્મહની જગ્યાએ મારા માટે કોણ બહેતર હોઈ શકે છે ? જેથી અલ્લાહ તઆલાએ મને અબૂ સલ્મહ કરતાં બહેતર શૌહર (પતિ) અતા ફરમાવ્યા."

એક બીજી હદીસમાં આ છે કે અબૂ સલમહ (રદિ.)ના ઈન્તિકાલ પર જયારે હું એ વિચારવા લાગી કે એમનાથી વધારે બહેતર કોણ હોઈ શકે છે ? તેમ છતાં મેં આ દુઆને પૂરા યકીનની સાથે પઢી જેના પરિણામે આપ (સલ.) સાથે મારા નિકાહ થઈ ગયા."

'મુસ્લિમ શરીફ'ની ઉપરની રિવાયતથી આ માલૂમ થયું કે આ રિવાયત ઉમ્મે સલ્મહ (રદિ.)એ સીધી અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાંભળી છે. જયારે 'તિરમિઝી શરીફ' અને 'તફસીરે બગવી'માં મજકૂર છે કે : આ દુઆ પોતે હઝરત અબૂ સલ્મહ (રદિ.)એ જ હઝરત ઉમ્મે સલ્મહ (રદિ.)ને બતાવી હતી. ઈબારત (લખાણ) આ પ્રમાણે છે :

"وَاَخْرَجَ الْبَغْوِیُّ من طريق سليمان بن المغيرة ، عن ثابت : حدثني ابنُ ام سلمة أنَّ أبا سلمة جاء الى أم سلمة فقال : سمعتُ من رسول الله ﷺ حديثاً أحب الیّ من كذا و كذا؛ سمعته يقول: لا يصيب احداً مصيبة فيسترجع عند الله ثم يقول : اللّٰهم عندك احتسبتُ مصيبتي هذه ، اللهم اخلفني

فيها الاّ اعطاه الله" (ترمذی شریف ج / ۲ ص / ۱۹۱، باب بلا ترجمه ، رقم الحديث : ۳۵۱۱، الاصابة فی تمیز الصحابة ج / ٤ ص / ۱۳۲)

**અર્થ :** હઝરત ઉમ્મે સલ્મહ (રદિ.)ના સાહબઝાદહ ફરમાવે છે કે એક વખત હઝરત અબૂ સલ્મહ (રદિ.) હઝરત ઉમ્મે સલ્મહ (રદિ.) પાસે આવ્યા અને ફરમાવવા લાગ્યા કે મેં આજે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી એક એવી ઉમદા હદીસ સાંભળી છે કે જે મને ફલાણી ફલાણી વસ્તુઓ કરતાં પણ વધારે પસંદ છે. જેથી આપનો ઈરશાદ આ છે કે જયારે કોઈને કોઈ મુસીબત પહોંચે એને તે ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન પઢે અને સાથે સાથે આ પણ કહે : હે અલ્લાહ ! હું મારી આ મુસીબતમાં આપથી સવાબ અને સારા બદલાની ઉમ્મીદ રાખું છું.

તો એની બરકતથી અલ્લાહ તઆલા બહેતરીન બદલો અતા ફરમાવે છે."

તો તેનો જવાબ આ છે કે શકય છે કે ઉપર જણાવેલ દુઆ હઝરત ઉમ્મે સલ્મહ રદિયલ્લાહુ અન્હાએ પ્રથમ પોતાના પતિ હઝરત અબૂ સલ્મહ (રદિ.)થી સાંભળી હોય. પછી બીજી વખત સીધી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી પણ સાંભળી હોય.

['ઉમ્મહાતુલ્ મુ'મિનીન (રદિ.)' : ૪૬૫]

**તંગદસ્તી કે જો આલમ મેં મૈં ઘબરાતા હૂં**
**પર તેરે દર પે જાતે હુવે કતરાતા હૂં**

**હાથ ફૈલાને મેં મુહતાજ કો ગૈરત કૈસી**
**શર્મ આતી હૈ કે બંદા તેરા કેહલાતા હૂં**

## ૨૧

# ચોરી, લૂંટ વગેરેથી હિફાઝતની દુઆ

" قُلِ ادْعُوا اللّٰهَ أَوِ ادْعُوا الرَّحْمٰنَ ط أَيًّا مَّا تَدْعُوْا فَلَهُ الْاَسْمَآءُ الْحُسْنٰى ج وَ لَا تَجْهَرْ بِصَلَاتِكَ وَ لَا تُخَافِتْ بِهَا وَابْتَغِ بَيْنَ ذَالِكَ سَبِيْلًا "

**કુલિદ ઉલ્લા–હ અવિદ ઉર્રહમાન. અય્યમ્મ્ મા તદ્ ઊ ફ લહુલ્ અસ્માઉલ્ હુસ્ના. વ લા તજ્હર્ બિ સલાતિ–ક વ લા તુખાફિત્ બિહા વબ્તગિ બય્–ન ઝાલિ–ક સબીલા.**

**અનુવાદ :** (હે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) આપ ફરમાવી દો કે, ચાહે અલ્લાહ કહીને પુકારો અથવા રહમાન કહીને પુકારો; જે નામથી પણ પુકારશો તો (તે બહેતર છે, કારણ કે) તેનાં ઘણાં સારા સારા નામો છે અને પોતાની નમાઝમાં ન બહુ જોરથી પઢો અને ન બિલ્કુલ ચુપકે ચુપકે પઢો, પણ એના વચ્ચેનો એક તરીકો ધારણ કરો. (1)

**ફઝીલત :** હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી આ રિવાયત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઉપર જણાવેલ આયતે શરીફા વિષે ફરમાવ્યું : " وهو امان من السرقة " અર્થાત તેના ઝરીએ ચોરીથી હિફાઝત અને સલામતી નસીબ થાય છે.

['સુબુલુલ્ હુદા વર્રશાદ' : ૨૨૮]

(1) સૂરએ 'બની ઈસ્રાઈલ', પારહ : ૧૫, આયત નં. : ૧૧૦, 'સુબુલુલ્ હુદા વર્રશાદ' : ૨૨૮

અનુભવ :

## ચોરીનો માલ ઉપાડયો તો દરવાજો બંધ દેખાયો અને પરત કર્યો તો દરવાજો ખુલ્લો દેખાયો

એક વખત એક સહાબી (રદિ.) રાત્રે આ આયતને પઢીને પથારી પર સૂતા જ હતાં કે થોડાં સમય પછી તેમના મકાનમાં ચોર ઘુસી ગયો અને મકાનમાં જે કંઈ સામાન હતો તેને ભેગો કરીને ખભા પર મૂકયો અને બહાર નીકળવાના ઈરાદાથી દરવાજા તરફ આગળ વધ્યો, પણ દરવાજાને બંધ જોયો. આ જોઈને તે ઘણો પરેશાન થયો. કોઈ યુકિત સમજમાં ન આવી. છેવટે બધો સામાન ઘરમાં પાછો મૂકી દીધો અને (બહાર નીકળવા માટે) દરવાજા પર પહોંચ્યો તો તેણે દરવાજાને ખુલ્લો જોયો. આ જોઈને પાછી તેની નિય્યત બગડી અને ઘરનો સામાન ઉઠાવીને દરવાજાથી બહાર નીકળવાનો પ્રયત્ન કર્યો, પણ પહેલાંની જેમ પાછો દરવાજો બંધ જોયો. એવું ત્રણ–ત્રણ વખત થયું. આ તરફ આ સહાબી (રદિ.) પોતાની પથારી પર સૂતા સૂતા આ બનાવ જોઈ રહ્યા હતા. આ આશ્ચર્યજનક હિફાઝત અને સલામતીને જોઈને પ્રથમ તો તે (સહાબી રદિ.) હસ્યા, તે પછી ચોરથી કહેવા લાગ્યા કે : "મિયાં ! મેં તો પોતાના આખા મકાનની હિફાઝતની વ્યવસ્થા કરી લીધી છે.

"اِنِّیْ اَحْصَنْتُ بَیْتِیْ" (પછી ચોરી કેવી રીતે થઈ શકે છે ?) "

જેથી તે ચોર નાકામ (નિષ્ફળ થઈને) પાછો જતો રહ્યો.

['સુબુલુલ્ હુદા વર્રશાદ' : ૨૨૮]

> વો મિલેં યા ન મિલેં ઉસકા હમ કરેં ક્યું ગમ
> હમેં ખુલૂસ સે કરના હૈ કોશિશ પૈહમ

## ૨૨

# કેદ અને બંધનમાંથી મુક્તિ અપાવનારી દુઆ

"لَا حَوْلَ وَ لَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمِ"

**લા હવ્-લ વ લા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહિલ્ અલિય્યિલ્ અઝીમ.**

**અનુવાદ :** ઈબાદત કરવાની અને ગુનાહોથી બચવાની શકિત તે અલ્લાહ તઆલાની તવફીકના વગર શકય નથી, જે અત્યંત બુલંદ અને બાલા (ઉચ્ચતમ) છે. (1)

**<u>અનુભવ :</u>**

## બેડીઓ આપોઆપ ખુલી ગઈ

હઝરત અવ્ફ બિન માલિક અશ્જઈ રદિયલ્લાહુ અન્હુ એક વખત આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયા અને અરજ કરી કે : "મારા છોકરા (હઝરત) સાલિમ (રદિયલ્લાહુ અન્હુ)ને દુશ્મન પકડીને લઈ ગયા છે, એની મા ઘણી જ પરેશાન છે. હવે મારે શું કરવું જોઈએ ? (કોઈ) ઉપાય બતાવો." આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે : "આપ પોતાની અહલિયહ સાથે પુષ્કળ પ્રમાણમાં : "لَا حَوْلَ وَ لَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ" [લા હવ્-લ વ લા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહ] પઢતા રહો." જેથી એ બન્નેએ હુકમનું પાલન કર્યું. જેની અસર આ થઈ કે એક દિવસ સાલિમ બેઠેલા હતા. અચાનક એ જ હાલતમાં તેમની બેડી ખુલી ગઈ અને (હઝરત) સાલિમ (રદિયલ્લાહુ અન્હુ) ત્યાંથી ભાગી છૂટયા. દુશ્મનોની એક

(1) 'તફસીર ઈબ્ને કસીર' : ૫ / ૩૭૬, 'મઆરિફુલ્ કુર્આન' : ૮ / ૪૮૭

ઊંટણી હાથમાં આવી ગઈ, જેના પર સવાર થઈ ગયા. રસ્તામાં તેમને ઊંટોનું ધણ (ટોળું) મળ્યું. તેને પણ પોતાની સાથે હાંકી લાવ્યા.

દુશ્મન તેમના પાછળ પકડવા માટે દોડયા. પણ તેઓ કોઈના હાથમાં ન આવ્યા અને સીધા પોતાના ઘરે પહોંચ્યા. દરવાજા પર ઊભા રહીને અવાજ આપ્યો. હઝરત અવ્ફ (રદિ.)એ અવાજ સાંભળીને પોતાની અહલિયહને ફરમાવ્યું : "અલ્લાહની કસમ ! આ તો સાલિમ છે." પત્નીએ કહ્યું : "અરે ! તે કયાં આવવાનો !! તે તો બીચારો કેદખાનાની તકલીફો વેઠી રહ્યો હશે." (તેમને આ યકીન ન આવતુ હતું કે એવી સખત બેડીઓથી છૂટીને તે કેવી રીતે આવી શકે છે ?)" તે પછી તેઓ બન્ને અને ખાદિમ દરવાજા તરફ ઝડપથી આગળ વધ્યા. દરવાજો ખોલ્યો તો શું જુએ છે કે હઝરત સાલિમ રદિયલ્લાહુ અન્હુ ઊભા છે અને આખું આંગણ ઊંટોથી ભરેલું છે. આ (દૃશ્ય) જોઈને ખૂશીથી ઝૂમી ઉઠયા. ખૈર અને આફિયત પૂછવા પછી પૂછયું કે : "આ ઊંટો કેવા છે ?" તેમણે તેનો આખો બનાવ બયાન કર્યો. આ સાંભળીને હઝરત અવ્ફ (રદિ.) કહેવા લાગ્યા કે : સારું ! થોભો ! હું હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી આ વિષે મસઅલો પૂછીને આવું છું. આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : "આ બધો માલ તમારો છે. જે રીતે યોગ્ય હોય તે રીતે ઉપયોગ કરો." ['તફસીર ઈબ્ને કષીર' : ૫ / ૩૭૬, 'મઆરિફુલ્ કુર્આન' : ૮ / ૪૮૭]

**સંશોધન** : અમુક રિવાયતોથી આ માલૂમ થાય છે કે આપ અલયહિસ્સલામે તેમને તકવો (સંયમ) અપનાવવાનો હુકમ આપ્યો. પણ એમાં કોઈ ઈશ્કાલ (વાંધો) નથી કે શકય છે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તકવો અપનાવવા અને પુષ્કળ પ્રમાણમાં "لَا حَوْلَ وَ لَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ" [લા હવ્-લ વ લા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહ] પઢવાનો હુકમ આપ્યો.

## ૨૩

# દુશ્મન પર ગલબો (વર્ચસ્વ) મેળવવાનો નુસ્ખો

" يَا مَالِكَ يَوْمِ الدِّيْنِ اِيَّاكَ نَعْبُدُ وَ اِيَّاكَ نَسْتَعِيْنُ "

**યા માલિ-ક યવ્મિદ્દીનિ ઈય્યા-ક નઅ્બુદુ**
**વ ઈય્યા-ક નસ્તઈન.**

**અનુવાદ :** હે તે (અલ્લાહ) ! જે રોઝે જઝા (કિયામતના દિવસ)નો માલિક છે. અમે આપની જ ઈબાદત કરીએ છીએ અને આપથી જ દરેક કામમાં મદદ માંગીએ છીએ. (1)

**અનુભવ : ૧**

## દુશ્મનોને ફરિશ્તાઓ મારફતે ચારે બાજુથી માર પડયો

હઝરત અબૂ તલ્હા રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે કે : અમે લોકો એક ગઝવહ (જે લડાઈમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ શરીક થયા હોય)માં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે હતા. જયારે દુશ્મનથી મુકાબલો થયો તો મેં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આ (ઉપર જણાવેલ) દુઆ કરતા સાંભળ્યા. મેં જોયું કે દુશ્મનના માણસો નીચે પડી રહ્યા છે અને અનુમાન આ છે કે ફરિશ્તાઓ તેમને આગળ-પાછળથી મારી રહ્યા હતા.

['હયાતુસ્સહાબા' : ૩ / ૬૦૨, 'નુઝહતુલ અબરાર' : ૨૬૦]

(1) 'હયાતુસ્સહાબા' : ૩ / ૬૦૨, 'અમલુલ યવ્મિ વલ્લયલહ' : ૮૭, હદીસ નં. : ૩૩૪, 'અલ્ અઝકાર લિન્નવવી' : ૧૦૫

## અનુભવ : ૨

## અલ્લામહ ઈબ્ને તયમિયહ (રહ.) અને ત્યારના બાદશાહને મોટી કામિયાબી હાસિલ થઈ

શયખુલ્ ઈસ્લામ અલ્લામહ ઈબ્ને તયમિયહ (રહ.) એક વખત તે સમયના બાદશાહની સાથે જિહાદ માટે નીકળ્યા. જયારે લડાઈ શરૂ થઈ, તો બાદશાહે પોતાના મત પ્રમાણે શુકન માટે “યા ખાલિદ ઈબ્નુલ્ વલીદ” જોર જોરથી પુકાર્યું. (કદાચ તેનો મકસદ આ હોય કે : હે ખાલિદ બિન વલીદને કામિયાબી આપનારા રબ ! અમને પણ સફળતા અને કામિયાબી અતા ફરમાવ) અલ્લામહ ઈબ્ને તયમિયહ (રહ.)એ આ સાંભળતા જ બાદશાહની આ વાતનો વાંધો લીધો અને ઈર્શાદ ફરમાવ્યો : અરે ! આ પ્રમાણે કહો :

“ اِيَّاكَ نَعْبُدُ وَ اِيَّاكَ نَسْتَعِيْنُ ”

[ઈય્યા–ક નઅ્બુદુ વ ઈય્યા–ક નસ્તઈન]

[હે અલ્લાહ ! અમે આપની જ ઈબાદત કરીએ છીએ અને આપથી જ મદદ માંગીએ છીએ.]

જેથી નેક દિલ (વિનમ્ર) બાદશાહે એ પ્રમાણે જ કર્યું, તો ઝટપટ દુશ્મનો પર ગલબહ (વિજય) હાસિલ થઈ ગયો.

[‘નુઝુલુલ્ અબરાર’ : ૨૬૦]

**બે ગુનાહોં મેં ચલા ઝાહિદ જો ઉસકો દેખને**
**મગફિરત બોલી ઇધર આ, મૈં ગુનેહગારોં મેં હૂં**

**વો કરિશ્મે શાહે રહમત ને દિખાએ રોઝે હશ્ર**
**ચીખ ઉઠા હર બે ગુનાહ મૈં ભી ગુનેહગારોં મેં હૂં**

## ૨૪

# દરેક પ્રકારના મરીઝ (બીમાર)ને પઢીને દમ કરવાની દુઆ

"بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ، اُعِيْذُكَ بِاللّٰهِ الْاَحَدِ الصَّمَدِ الَّذِىْ لَمْ يَلِدْ وَ لَمْ يُوْلَدْ وَ لَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ مِنْ شَرِّ مَا تَجِدُ_"

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ. ઉઈઝુ-ક બિલ્લાહિલ્ અ-હદિસ્સ-મદિલ્લઝી લમ્ યલિદ્ વ લમ્ યૂલદ વ લમ્ યકુલ્લહૂ કુફુવન્ અહદ મિન્ શર્રિ મા તજિદુ.**

**અનુવાદ :** તે અલ્લાહના નામથી જે બેહદ મહેરબાન અને અત્યંત રહમ કરનારો છે; જે યકતા (અનન્ય, અદ્વિતીય) છે; જે બેનિયાઝ છે. (અર્થાત્ તે કોઈનો મુહતાજ નથી, બધાં તેના મુહતાજ છે.) જેણે (સ્ત્રીની જેમ પોતાની કૂખથી) કોઈને જન્મ આપ્યો નથી. જે (બાળકની જેમ કોઈ સ્ત્રીની કૂખથી) જન્મ્યો નથી. જેના સમાન (બીજો) કોઈ જ નથી. (હે અલ્લાહ ! હું) આપની હિફાઝત તલબ કરું છું. અને તે બૂરાઈથી (મુકિત માંગું છું) જે તમે મહેસૂસ કરો છો. (1)

**<u>અનુભવ :</u>**

### પળવારમાં બીમારી જતી રહી

હઝરત ઉસ્માન ગની રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે : હું

(1) 'અદ્દુઆ' : ૩ / ૧૩૨૪, 'અલ્ ફુતૂહાત' : ૪ / ૭૨, અબૂ યઅ્લા

એક વખત બીમાર થયો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બીમારપુર્સી માટે તશરીફ લાવ્યા. ઉપર જણાવેલ તઅવ્વુઝ (બૂરાઈથી પનાહ માટેના કલિમાત) પઢીને પછી દુઆ ફરમાવી અને જતાં જતાં ફરમાવ્યું : "હે ઉસ્માન (રદિયલ્લાહુ અન્હુ) ! આ દુઆ પઢીને દમ કર્યા કરો, એની કોઈ મિષ્લ (જોડ) નથી."

'અત્તબરાની'ની કિતાબુદ્દુઆમાં આ વધારો છે કે : આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ઉપર જણાવેલ કલિમાત પઢીને દમ કર્યો તો અલ્લાહપાકે તંદુરસ્તી આપી દીધી.

['અદ્દુઆ' : ૨ / ૧૩૨૪, 'અદ્દુઆઉલ્ મસ્નૂન' : ૩૧૧]

મુહબ્બત સે ખાલી બશર દેખ લીજે
ઝમાના સરાપા હૈ શર દેખ લીજે

ન દોઝખ સે ખાઇફ ન જન્નત કે શાઇક
અયાં હૈ ઝરર હી ઝરર દેખ લીજે

કયામત કે આને મેં અબ દેર ક્યા હૈ
સિતમગર હૈ અબ ચારાગર દેખ લીજે

ન પુરકૈફ દિન હૈં ન પુરકૈફ રાતેં
ગુનાહોં કા અપને અસર દેખ લીજે

નહીં જિનકે પરવાઝ કી ઇન્તિહા થી
વહી અબ હૈં બે બાલો પર દેખ લીજે

## ૨૫

# દુનિયા અને આખિરતમાં બહેતરી માટે મકબૂલ બલ્કે લાઈલાજ (અસાધ્ય) બીમારી માટે પણ અનુભવસિધ્ધ દુઆ

رَبَّنَا اٰتِنَا فِی الدُّنْیَا حَسَنَةً وَّ فِی الْاٰخِرَةِ حَسَنَةً وَّقِنَا عَذَابَ النَّارِ

**રબ્બના આતિના ફિદુન્યા હ-સ-ન-તંવ્ વ ફિલ્ આખિ-રતિ હ-સ-ન-તંવ્ વ કિના અઝા-બન્નાર.**

**અનુવાદ :** હે અમારા પરવરદિગાર ! અમોને દુનિયામાં પણ બહેતરી અતા ફરમાવો અને આખિરતમાં પણ બહેતરી અતા ફરમાવો અને દોઝખના અઝાબથી બચાવો. (1)

**ફઝીલત :** આ દુઆ ઘણી જ જામિઅ (સર્વગ્રાહી) છે. આ જ કારણ છે કે : હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી જયારે કોઈ દુઆ કરવા માટે કહેતું તો ઉપર જણાવેલ દુઆ પઢી દેતા અને જયારે આ દુઆથી વધુ દુઆનો આગ્રહ કરતો તો ફરમાવતા : “હવે આનાથી વધુ શું દુઆ કરું ?” ['કુર્તુબી']

**અનુભવ :**

**મરઘીના બચ્ચાની જેમ પાતળા-નિર્બળ કરી દેનારી બીમારીથી શિફા મળી**

હઝરત અનસ બિન માલિક રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક બીમારની બીમારપુર્સી માટે તશરીફ લઈ ગયા. તે સહાબી (રદિ.) બીમારીના કારણે અશકત

(1) 'મુસ્લિમ શરીફ' : ૨ / ૩૪૩, હદીષ નં. : ૨૬૮
'અલ્ ફત્હુર્રબ્બાની' : ૧૪ / ૨૮૭, 'ઈબ્ને કષીર' : ૧ / ૩૨૭

થઈને મરઘીના બચ્ચાની જેમ થઈ ગયા હતા. (ઘણાં જ અશકત અને નિર્બળ થઈ ગયા હતા) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમને પૂછયું : "આપ કેવી રીતે દુઆ કરો છો ? " તેમણે જવાબ આપ્યો કે : "હું આ રીતે દુઆ કરું છું કે : હે અલ્લાહ ! જે કંઈ તું મને આખિરતમાં સઝા આપવાનો હોય, તે દુનિયામાં જ મને આપી દે." આ સાંભળીને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે : "ભાઈ ! તમે તેને બરદાશત નથી કરી શકતા. (જેથી એવી દુઆ માંગો નહીં) ભલા ! તમે આ પ્રમાણે દુઆ કેમ ન માંગી ?

رَبَّنَا اٰتِنَا فِی الدُّنْیَا حَسَنَةً وَّ فِی الْاٰخِرَةِ حَسَنَةً وَّ قِنَا عَذَابَ النَّارِ

**[રબ્બના આતિના ફિદ્દુન્યા હ-સ-ન-તંવ્ વ ફિલ્ આખિ-રતિ હ-સ-ન-તંવ્ વ કિના અઝા-બન્નાર]**

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે : તે પછી તેમણે ઉપર જણાવેલ દુઆ માંગવાની શરૂ કરી દીધી. જેની બરકતથી અલ્લાહ તઆલાએ તેમને સંપૂર્ણ શિફા અતા ફરમાવી દીધી.

**સંશોધન (૧) :** હદીષ શરીફમાં : "قد صار مثل الفرخ" "રિવાયત થયેલ છે. અને 'ફર્ખ'નો અર્થ મરઘીનું તે બચ્ચું છે જે હમણાં જ ઈંડામાંથી નીકળ્યું હોય. અને સ્પષ્ટ છે કે તે સમયે તે ઘણું જ અશકત હોય છે. આ જ આદેશને નજર સમક્ષ રાખીને વર્તમાન કાળના કેટલાક અકાબિર ફરમાવે છે કે : એઈડઝના રોગી માટે આ દુઆ ફાયદાકારક છે, કારણ કે આ બીમારીમાં રોગીની એવી જ હાલત થાય છે. જેથી તે બીમારે સંપૂર્ણ યકીનની સાથે આ દુઆ પઢતા રહેવું જોઈએ. ઈન્શાઅલ્લાહ ઘણી જલ્દી શિફા પ્રાપ્ત થશે.

**સંશોધન (૨) :** આ હદીષ શરીફથી જયાં ઉપર જણાવેલ "રબ્બના"ની મહત્ત્વતા સમજમાં આવે છે, ત્યાં જ આ પણ માલૂમ થાય છે કે આખિરતની સઝા અને આફતને માંગવું ન જોઈએ.

## ૨૬

# વસવસા દૂર કરવાનો ઈલાજ

"اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطَانِ الرَّجِيْمِ"

**અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ.**

**અનુવાદ :** હું મરદૂદ (હડધૂત થયેલા) શયતાનથી અલ્લાહ તઆલા પાસે પનાહ ચાહું છું. (1)

**રીત :** ત્રણ વખત પઢીને ડાબી તરફ ત્રણ વખત થૂં થૂં કરી દે.

**અનુભવ :**

**તાઈફના હાકિમ (ગર્વનર) અને જલીલુલ્ કદ્ર સહાબીનો વસવસો દૂર થઈ ગયો**

હઝરત ઉસ્માન ઈબ્નુલ્ આસ અસ્સકફી (રદિ.) (જે બનૂ ષકીફ કબીલાના પ્રતિનિધિ મંડળ સાથે ૯, હિજરીસનમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દરબારમાં હાજર થયા હતા) તેઓ ફરમાવે છે કે, એક વખતે મેં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી આ ફરિયાદ કરી કે : અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આ શયતાન નમાઝમાં મારા અને મારી કિરા'તના દરમિયાન અવરોધ બની જાય છે અને તિલાવતમાં શંકા પૈદા કરી દે છે. (જેથી તેનો કોઈ ઉપાય બતાવો) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જવાબમાં આ ફરમાવ્યું : "આ 'ખિન્ઝબ' નામનો શયતાન હોય છે (જે આ પ્રમાણેની શરારત કરે છે) જેથી જયારે પણ તમોને એનો

(1) 'કિતાબુલ્ અઝકાર' : ૧૦૫

એહસાસ થાય તો તેનાથી બચવા માટે અલ્લાહથી પનાહ ચાહો. (પુષ્કળ પ્રમાણમાં 'અઊઝુ બિલ્લાહ' પઢો) અને પોતાની ડાબી તરફ ત્રણ વખત થૂં થૂં કરી દો." જેથી મેં એ પ્રમાણે જ કર્યું, તો તેની બરકતથી અલ્લાહ તઆલાએ વસવસાને હંમેશા માટે દૂર જ કરી દીધો. ['કિતાબુલ્ અઝકાર' : ૧૦૫]

**ફાયદો :** અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને સહાબા રદિયલ્લાહુ અન્હુમ અજમઈન વગેરેથી મનકૂલ, વસવસાઓ દૂર કરવાના અન્ય ઝિક્રોમાંથી, નમૂના તરીકે (કેટલાક નીચે પ્રમાણે છે) :

[૧] હદીષ શરીફમાં આવે છે કે હઝરત આઈશા (રદિ.)એ અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી આ નકલ ફરમાવ્યું કે : "વસવસામાં માણસ "اٰمَنَّا بِاللّٰهِ وَ بِرَسُوْلِهٖ" [આમન્ના બિલ્લાહિ વ બિ રસૂલિહી] ત્રણ વખત પઢે."

['કિતાબુલ્ અઝકાર' : ૧૦૪]

[૨] 'બુખારી શરીફ' અને 'મુસ્લિમ શરીફ'માં હઝરત અબૂ હુરૈરહ (રદિ.)થી આ રિવાયત છે કે : અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે : "વસવસા આવતા હોય તો પુષ્કળ પ્રમાણમાં 'તઅવ્વુઝ' (અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ) પઢો."

['કિતાબુલ્ અઝકાર' : ૧૦૪]

[૩] હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ એક સાહબને વસવસાના ઉપાયમાં આ ફરમાવ્યું : "જયારે તમોને વસવસા પરેશાન કરે તો આ આયત પઢી લો.

"هُوَ الْاَوَّلُ وَالْاٰخِرُ وَالظَّاهِرُ وَالْبَاطِنُ"

[હુવલ્ અવ્વલુ વલ્ આખિરુ વઝ્ઝાહિરુ વલ્ બાતિન]

['અબૂ દાઊદ શરીફ' : ૬૯૬, હદીષ નં. : ૫૧૧૦]

[૪] અમુક આલિમોએ વુઝૂ, નમાઝ વગેરેના વસવસાઓ દૂર કરવા માટે "لا اله الا الله" [લા ઈલા—હ ઈલ્લલ્લાહ]ની તલકીન (નસીહત) ફરમાવી. ['કિતાબુલ્ અઝકાર' : ૧૦૫]

[૫] અબૂ સુલયમાન દારાનીએ અહમદ બિન અબીલ્ હવારીને વસવસાના નિવારણ માટે હંમેશા ખૂશ રહેવાની હિદાયત ફરમાવી. અને તેનું કારણ આ બતાવ્યું કે મો'મિનની ખૂશી શયતાનના માટે સૌથી વધારે નાપસંદીદહ (અપ્રિય) હોય છે. જેથી મો'મિનની ખૂશી અને આનંદને જોઈને આ શયતાની વસવસો આપમેળે દૂર થઈ જશે. ['કિતાબુલ્ અઝકાર' : ૧૦૫]

રહમત કા અબર બન કે જહાં ભર મેં છાઇયે
આલમ યે જલ રહા હૈ બરસ કર બુઝાઇયે

ખુલ્કે નબી કા અબ તો નમૂના દિખાઇયે
અગ્યાર કો ભી અપને ગલે સે લગાઇયે

અઅમાલે બદ સે અબ ન જહાં કો હંસાઇયે
ઇસ્લામ પર ખુદારા ન ધબ્બા લગાઇયે

દિલ કો ખુદા કે વાસ્તે ફિર દિલ બનાઇયે
યઅની ખુદા કી યાદ સે ઉસકો બસાઇયે

**૨૭**

# ગયરત (લજ્જા, સંકોચ, લઘુતાગ્રંથી)નો ઈલાજ

" بِسْمِ اللّٰهِ اَللّٰهُمَّ دَاوِنِىْ بِدَوَائِكَ وَاشْفِنِىْ بِشِفَائِكَ
وَاغْنِنِىْ بِفَضْلِكَ عَمَّنْ سِوَاكَ وَاحْذِرْ عَنِّىْ اَذَاكَ "

**બિસ્મિલ્લાહિ અલ્લાહુમ્મ દાવિની બિ દવાઈ-ક વશ્ફિની બિ શિફાઈ-ક વગ્નિની બિ ફઝ્લિ-ક અમ્મન્ સિવા-ક વહ્ઝિર્ અન્ની અઝા-ક.**

**અનુવાદ :** હું અલ્લાહના નામથી મદદ માંગું છું. હે અલ્લાહ ! પોતાની દવાથી મારો ઈલાજ ફરમાવ અને પોતાના શિફાના ખઝાનાથી મને તંદુરસ્તી અતા ફરમાવ અને પોતાના ફઝલ (કૃપા)ના તુફૈલ મને તારા સિવાયથી બેનિયાઝ કરી દે અને તારા હુકમથી આવેલી તે તકલીફ આપનારી વસ્તુને મારાથી હટાવી દે. (1)

**અનુભવ :**

**સુબ્હાનલ્લાહ! ઔરતની ગયરતની તીવ્રતા ખત્મ થઈ ગઈ**

હઝરત મયમૂનહ બિન્તે અબી અસીબ (તાબિઈયહ)એ હઝરત આઈશા (રદિ.)થી નકલ કર્યું છે કે : બનૂ જર્શના કબીલાની એક સ્ત્રી ઊંટણી પર સવાર થઈને નબી અલયહિસ્સલામની ખિદમતમાં હાજર થઈ અને દૂરથી જ મને જોઈને અવાજ આપવા લાગી : "હે આઈશા (રદિયલ્લાહુ અન્હા) ! નબી અલયહિસ્સલામથી કોઈ દુઆનો નુસ્ખો અપાવીને મારી મદદ કરો. જેથી મને આરામ

(1) 'અમલુલ્ યવમિ વલ્લયલતિ લિ ઈબ્નિસ્સુન્ની' : ૧૫૮

અને સુકૂન તેમજ ઈત્મીનાન હાસિલ થઈ જાય. (અને ગયરતના કારણે થનારી બેચેની ખતમ થઈ જાય)''

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તે સ્ત્રીથી ફરમાવ્યું કે : ''પોતાની છાતી પર હાથ મૂકીને તેને ફેરવતા ફેરવતા આ (ઉપરવાળી) દુઆ પઢો.'' તે (સ્ત્રી) કહે છે કે : ''મેં એ પ્રમાણે દુઆને પઢી, જેનાથી ઘણો જ ફાયદો થયો.''

આજ હદીષ શરીફના એક રાવી મુન્તજઅ બિન મુસ્અબ અલ્ અબદી આ ફરમાવે છે કે : મારો ખ્યાલ છે કે મેં જેમની પાસે રિવાયત લીધી છે તે હઝરત રબીઅહ (રદિ.) એ આ હદીષ શરીફમાં ફરમાવ્યું કે : ''બનૂ જર્શ કબીલાની આ સ્ત્રી ઘણી ગૈરતવાળી હતી. (આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દરબારમાં એ જ ફરિયાદ કરવા આવી હશે પરંતુ ગૈરત વધુ હોવાના કારણે હંમેશા પરેશાન રહેતી હશે. તેના ઈલાજ માટે વિનંતી કરવા માંગતી હશે. જેથી નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નુસ્ખા પર અમલ કરવાથી તે ઠીક થઈ ગઈ.''

ખુદા સે હોકર જનાબ ગાફિલ જહાં મેં ક્યું દિલ લગા રહે હૈં
સરાબ હૈ યે નહીં હૈ પાની ફરેબ ક્યું આપ ખા રહે હૈં

કહાં સે મકસૂદ હાથ આએ જો રાહે હક સે ભટક ગએ હમ
કહાં થા અફસોસ હમકો જાના કહાં હમ અફસોસ ! જા રહા હૈં

ખુદા કે તુમ હો ખુદા તુમ્હારા ખુદા કો રાઝી કરો ખુદારા
ખુદા સે જિનકો હૈ કુછ મુહબ્બત યહી સદા વો લગા રહે હૈં

## ૨૮

# દર્દને દૂર કરવાની દુઆ

"اَعُوْذُ بِعِزَّةِ اللّٰهِ وَ قُدْرَتِهٖ مِنْ شَرِّ مَا اَجِدُ"

**અઊઝુ બિઈઝ્ઝતિલ્લાહિ વકુદ્-રતિહી મિન શર્રિ મા અજિદુ.**

**અનુવાદ :** હું અલ્લાહની ઈઝ્ઝત અને કુદરતના વસીલાથી પનાહ માંગું છું દરેક તે બુરાઈ અને તકલીફથી જેને હું મહેસૂસ કરું છું. (1)

**અનુભવ :**

## સફળ અનુભવ પછી સંબંધિત વ્યક્તિઓને પણ તાકીદ અને તલકીન

હઝરત ઉસ્માન ઈબ્નુલ્ આસ (રદિ.) ફરમાવે છે કે : એક વખત અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારી બીમારપુર્સી માટે તશરીફ લાવ્યા. મને તે સમયે સખ્ત પ્રકારનું દર્દ હતું તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : "પોતાના જમણા હાથને દર્દવાળી જગ્યા પર ફેરવતા ફેરવતા સાત વખત આ (ઉપર જણાવેલ) દુઆ પઢી લો." મેં એ પ્રમાણે જ કર્યું. તો અલ્લાહ તઆલાએ મારું દર્દ બિલ્કુલ ખતમ જ કરી દીધું. મને આ ઈલાજનો નુસ્ખો એટલો પસંદ આવ્યો કે હું પોતાની તમામ સંબંધિત વ્યક્તિઓને હંમેશા તેની તાકીદ અને તલકીન કરતો હતો.

(1) 'અમલુલ્ યવમિ વલ્લયલતિ લિ ઈબ્નિસ્સુન્ની' : ૧૩૮, હદીષ નં. : ૫૪૫, 'નુઝુલુલ્ અબરાર' : ૩૭૩

**સંશોધન :** 'નુઝુલુલ્ અબરાર'માં આ વધારો છે કે : ઈસ્લામ લાવવા પછીથી હદીષ શરીફમાં ઉપર જણાવેલ બનાવ પેશ આવવા સુધી તે દર્દ પરેશાન કરતું રહ્યું. ઉપરાંત 'મુઅત્તા'ની રિવાયતમાં છે કે : હઝરત ઉસ્માન ઈબ્નુલ્ આસ (રદિ.) ફરમાવે છે કે : "હું અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે આ હાલતમાં પહોંચ્યો કે મારો આ માથાનો દુ:ખાવો એટલો તીવ્ર હતો કે મને મૃત્યુનો અંદેશો હતો."

**આહ જાતી હૈ ફલક પર અસર લાને કે લિયે**
**બાદલો હટ જાઓ દે દો રાહ જાને કે લિયે**

**અય સબા હાં અર્ઝ કર અર્શે ઇલાહી થામ કે**
**અય ખુદા અબ ફેર દે રુખ ગર્દિશે અય્યામ કે**

**સુલહ થી કલ જિનસે અબ વો બરસરે પૈકાર હૈં**
**વક્ત ઔર તકદીર દોનોં દર-પએ આઝાર હૈં**

**ઢૂંડતે હૈં અબ મુદાવા સોઝિશે ગમ કે લિયે**
**કર રહે હૈં ઝખ્મી દિલ ફરિયાદ મર્હમ કે લિયે**

**રહમ કર અપને ન આઈને કરમ કો ભૂલ જા**
**હમ તુઝે ભૂલે હૈં લેકિન તૂ ન હમકો ભૂલ જા**

**ખલ્ક કે રાંદે હુવે દુનિયા કે ઠુકરાએ હુવે**
**આએ હૈં અબ તેરે દર પર હાથ ફૈલાએ હુવે**

**ખ્વાર હૈં બદકાર હૈં ડૂબે હુવે ઝિલ્લત મેં હૈં**
**કુછ ભી હૈં લેકિન તેરે મહબૂબ કી ઉમ્મત મેં હૈં**

**હક પરસ્તોં કી અગર કી તૂને દિલજોઈ નહીં**
**તઅના દેંગે બુત કે મુસ્લિમ કા ખુદા કોઈ નહીં**

## ૨૯

# દરેક પ્રકારના દર્દને દૂર કરવાની એક અજીબ દુઆ અને તેની ખાસ રીત

"بِسْمِ اللّٰهِ تُرْبَةُ اَرْضِنَا وَ رِيْقِ بَعْضِنَا يَشْفِى سَقِيْمَنَا"

**બિસ્મિલ્લાહિ તુર્-બતુ અર્ઝિના વ રીકિ બઅ્ઝિના યશ્ફી સકી-મના.**

**અનુવાદ :** અમે તો જમીનની માટી અને પોતાની જ અમુક વ્યકિતઓના થૂંક જેવું પાણી (વિર્ય)થી બન્યા છે, પણ અલ્લાહના નામની બરકતથી આ ઈચ્છીએ છીએ કે હે અલ્લાહ ! આપ અમારા બીમારને તંદુરસ્તી અતા ફરમાવી દો. (1)

**રીત :** અલ્લામહ નવવી (રહ.)એ આ દુઆના માટે એવી રીત બતાવી છે જેને દુઆના મઝમૂન (વિષય) અને મોકા તેમજ સ્થાનની દષ્ટિએ ઘણી જ મુનાસબત છે. તેઓ ફરમાવે છે : દુઆ પઢનારો માણસ સૌથી પ્રથમ પોતાની શહાદતની આંગળી પર થોડું થૂંક લઈ લે અને પછી માટી પર થૂંકવાળી આંગળીને લગાવે. તે પછી તે જ આંગળીને દુ:ખાવાવાળી જગ્યા પર ફેરવતા ફેરવતા ઉપર જણાવેલ દુઆ એકી સંખ્યામાં પઢતો રહે. ઈન્શાઅલ્લાહ થોડો સમય એ પ્રમાણે કરવાથી અલ્લાહ તઆલા તેની તકલીફને દૂર કરી દેશે.

(1) 'બુખારી શરીફ' : ૨/૮૫૫, હદીષ નં. : ૫૭૪૫, 'નુઝુલુલ્ અબરાર' : ૨૭૨

**અનુભવ :**

## લાંબી મુદ્દતનું દર્દ મટી ગયું

[૧] એક વખત સવારના સમયે હદીષ શરીફના દર્સ (સબક)થી ફારિગ થઈને બંદો (હું) દારુલ્ હદીષમાં બેઠો હતો. એકાએક નજીકના ગામના એક સાહબ આવ્યા. અને આમ–તેમ તેમજ પરિચયની વાતો પછી તેમણે પોતાના પગના એક ભાગ તરફ ઈશારો કરતા આ બતાવ્યું કે : "ઘણાં માસથી મને આ જગ્યાએ એવો તીવ્ર દુઃખાવો છે કે ઘણાં ઉપચાર કરાવવા છતાં દુઃખાવામાં કોઈ સુધારો થતો નથી. મહેરબાની કરી માર્ગદર્શન આપો."

બંદાને (મને) તેમની પરેશાનીની વાત સાંભળીને ઘણી દયા આવી. તત્કાળ દારુલ્ હદીષના બહાર આંગણામાં લાગેલા નારિયેળના ઝાડ પાસે આવ્યો. અને ઉપર જણાવેલ રીત પ્રમાણે પ્રથમ જમણા હાથની શહાદતવાળી આંગળી પર થૂંક લીધું અને પછી તે આંગળીને માટીમાં લગાવીને તેમની પાસે પહોંચ્યો અને દુઃખાવાવાળી જગ્યા પર આંગળી ફેરવતા ફેરવતા ઉપર જણાવેલ દુઆ એકી સંખ્યામાં પઢી દીધી. અને હદીષ શરીફનો હવાલો આપીને યકીન અપાવ્યો કે ઈન્શાઅલ્લાહ ઘણાં જલ્દી સારા થઈ જશો. એક અઠવાડિયા પછી ખૂશી ખૂશી એ જ દારુલ્ હદીષમાં બીજી વખત આવ્યા અને કહેવા લાગ્યા કે, અલ્લાહ તઆલાએ લાંબી મુદતોનો આ દુઃખાવો દૂર જ કરી દીધો.

[૨] એવી જ રીતે એક વખત રાત્રે ઈશા પછી સબકથી ફારિગ થઈને પોતાના ઘરે જઈ રહ્યો હતો. રસ્તામાં એક સાહબ સામે જ મળ્યા અને તે પણ પોતાના પગના એક ભાગ તરફ ઈશારો કરીને તીવ્ર દુઃખાવાની ફરિયાદ કરવા લાગ્યા. તેમની વાત સાંભળીને બંદાએ (મેં) રસ્તામાં જ ઉપર જણાવેલ અમલ કર્યો. બીજા દિવસે આવીને

કહેવા લાગ્યા કે : "અલ્હમ્દુલિલ્લાહ ! ! દુ:ખાવો બિલ્કુલ જ દૂર થઈ ગયો." બંદાએ (મેં) તેમને પણ ઉપર જણાવેલ હદીષ શરીફ સંભળાવી. "فَلِلّٰهِ الْحَمْدُ وَالشُّكْرُ" એટલું જ નહિ, આ બીજા બનાવવાળા સાહબ આ લખાણ પછી એક દિવસ એકાએક ઘરે પહોંચીને ઉપર જણાવેલ બનાવની યાદ અપાવતા કહેવા લાગ્યા કે : "અલ્હમ્દુલિલ્લાહ ! બે વર્ષ થઈ ગયા. હજુ સુધી કોઈ તકલીફ નથી થઈ. પણ મારી પત્નીને પણ એવી શિકાયત છે, જો તમોને યોગ્ય લાગે તો મને આ રીત અને દુઆ બતલાવી દો." બંદાએ (મેં) તેમને પૂરેપૂરી રીત બતાવી દીધી.



30

# પગની તકલીફ દૂર થઈ જવાની દુઆ

" بِسْمِ اللّٰهِ وَ بِاللّٰهِ اَعُوْذُ بِاللّٰهِ وَ قُدْرَتِهٖ مِنْ شَرِّ مَا فِيْهَا "

**બિસ્મિલ્લાહિ વ બિલ્લાહિ અઊઝુ બિલ્લાહિ વ કુદ્-રતિહી મિન્ શર્રિ મા ફીહા.**

**અનુવાદ :** અલ્લાહનું નામ, તેની રહમત બલ્કે તેની કુદરતના વસીલાથી હું પનાહ માંગું છું તે તકલીફમાં જે કંઈ નુકસાન છે તેનાથી. (1)

**ફઝીલત :** હઝરત કઅબ બિન માલિક (રદિ.) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદ નકલ ફરમાવે છે કે : "કોઈ માણસને કેવોય દુઃખાવો હોય, તેને જોઈએ કે પોતાનો હાથ દુઃખાવાવાળી જગ્યા પર મૂકીને સાત વખત ઉપર જણાવેલ દુઆ પઢી લે." ['નુઝુલુલ્ અબરાર']

**અનુભવ :**

**સાત વખત દુઆ પઢીને દમ કરતાં જ તકલીફ મટી ગઈ**

હઝરત ઉસ્માન રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે કે : હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક જમાઅત યમન માટે નિમણૂક ફરમાવી અને એક ઓછી ઉંમરના સહાબીને તેમના અમીર નક્કી કર્યા. પણ આ હઝરાત ઘણાં દિવસો સુધી મદીના મુનવ્વરામાં જ રોકાયા અને ન જઈ શકયા. એક દિવસ તે જમાઅતના એક

(1) 'હયાતુસ્સહાબા' : ૨ / ૭૮

માણસથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુલાકાત થઈ. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેને પૂછયું : "હે ફલાણાં ! તમોને શું થયું ? તમે હજુ સુધી કેમ ન ગયા ?" તેમણે જવાબ આપ્યો : "યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! અમારા અમીરના પગમાં તકલીફ છે (તેમના ઠીક થવા સુધી અમે રોકાયેલા છીએ)" આ વાત સાંભળીને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અમીરની પાસે તશરીફ લઈ ગયા અને સાત વખત આ (ઉપરવાળી) દુઆ પઢીને તેમના પર દમ ફરમાવ્યો. તેઓ તે જ સમયે સારા થઈ ગયા.

['હયાતુસ્સહાબા' : ૨ / ૭૮]

અપને મન મેં ડૂબ કર પા જા સુરાગે ઝિંદગી
તૂ અગર મેરા નહીં બનતા ન બન, અપના તો બન

મન કી દુનિયા, મન કી દુનિયા, સોઝો મસ્તી જઝબો શૌક
તન કી દુનિયા, તન કી દુનિયા, સૂદો સૌદા મકો ફન

મન કી દૌલત હાથ આતી હે તો ફિર જાતી નહીં
તન કી દૌલત છાંવ હે આતા હૈ ધન, જાતા હૈ ધન

પાની પાની કર ગઈ મુઝકો કલન્દર કી યે બાત
તૂ ઝુકા જબ ગૈર કે આગે ન મન તેરા ન તન

૩૧

# પેશાબની રુકાવટ અને પથરી દૂર કરવાની દુઆ

" رَبُّنَا الَّذِىْ فِى السَّمَاءِ تَقَدَّسَ اِسْمُكَ، اَمْرُكَ فِى السَّمَاءِ وَالْاَرْضِ، كَمَا رَحْمَتُكَ فِى السَّمَاءِ، فَاجْعَلْ رَحْمَتَكَ فِى الْاَرْضِ، وَاغْفِرْ لَنَا حُوْبَنَا وَ خَطَايَانَا، اَنْتَ رَبُّ الطَّيِّبِيْنَ، فَاَنْزِلْ شِفَاءً مِّنْ شِفَائِكَ، وَرَحْمَةً مِّنْ رَحْمَتِكَ عَلٰى هٰذَا الْوَجْعِ ـ "

**રબ્બુ-નલ્લઝી ફિસ્સમાઈ ત-કદ્-સ ઈસ્મુ-ક. અમ્રુ-ક ફિસ્સમાઈ વલ્ અર્ઝ. કમા રહ્-મતુ-ક ફિસ્સમાઅ. ફજ્અલ્ રહ્-મ-ત-ક ફિલ્ અર્ઝ. વગ્ફિર્ લના હૂ-બના વ ખતાયાના. અન્ત રબ્બુત્તચ્યિબીન. ફ અન્ઝિલ્ શિફાઅમ્ મિન્ શિફાઈક. વ રહ્-મતમ્ મિન્ રહ્-મતિ-ક અલા હાઝલ્ વજ્અ.** [1]

**અનુવાદ :** આપણો રબ તે છે જે આસમાનમાં છે. આપનું નામ મુકદ્દસ (પવિત્ર) છે. આપનો હુકમ જમીન અને આસમાનમાં છે. જે રીતે આપે આસમાનવાળાઓ પર રહમ ફરમાવ્યો છે એ જ રીતે જમીનવાળાઓ પર પણ પોતાની રહમત નાઝિલ ફરમાવો.

(1) 'અમલુલ્ યવ્મિ વલ્લયલહ', હદીસ નં. : ૫૬૭, 'અબૂ દાઊદ શરીફ' : ૫૪૩, હદીસ નં. : ૩૮૯૨, 'નુઝુલુલ્ અબરાર' : ૨૬૭

અમારા ગુનાહ માફ કરો. આપ જ પાકીઝા (પવિત્ર) હસ્તીઓના રબ છો ! પોતાના શિફાના ખઝાનામાંથી શિફા અને પોતાના રહમતના ખઝાનામાંથી રહમત આ બીમારી પર નાઝિલ ફરમાવો.

**રીત :** પોતે આ દુઆને પઢતો રહે અને પોતે ન પઢી શકે તો કોઈ બીજો માણસ આ દુઆ પઢીને તેના પર દમ કરી દે અથવા કાગળ પર આ દુઆને લખીને તેનું પાણી પિવડાવી દે.

['અદ્દુઆઉલ્ મસ્નૂન' : ૩૦૫]

**અનુભવ :**

## દુઆ પઢતાં જ પેશાબ શરૂ થઈ ગયો

હઝરત અબૂ દરદા (રદિ.) પાસે એક માણસ આવ્યો અને કહ્યું, "મારા વાલિદનો પેશાબ રોકાઈ ગયો છે અને પેશાબમાં પથરી આવી ગઈ છે." એના માટે હઝરત અબૂ દરદા (રદિ.)એ તેમને એક દુઆ શિખવાડી. જેને તેમણે રસૂલે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી હાસિલ કરી હતી. જેથી તે માણસે આ દુઆને પઢી તો પેશાબ શરૂ થઈ ગયો.

ઈમામ નસાઈ (રહ.)એ આ બનાવ આ પ્રમાણે બયાન કર્યો છે કે : હઝરત અબૂ દરદા (રદિ.)ની ખિદમતમાં ઈરાકના બે માણસો કોઈ માણસના વિષે પેશાબની રુકાવટની ફરિયાદ લઈને આવ્યા. હઝરત અબૂ દરદા (રદિ.)એ ઈલાજરૂપે ફરમાવ્યું કે : "મેં રસૂલે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાંભળ્યું છે, જે કોઈને અથવા તેના ભાઈને આ (પેશાબની રુકાવટની) ફરિયાદ હોય તો તેને જોઈએ કે આ (ઉપર જણાવેલ દુઆ) પઢે." જેથી તેમણે આ દુઆ પઢી તો તેમનું કામ થઈ ગયું. ['અમલુલ્ યવ્મિ વલ્લયલતિ લિ ઈબ્નિસ્સુન્ની' : ૫૬૭]

## ૩૨

# ફોડા ફુનસીનો ઈલાજ

"اَللّٰھُمَّ مُصَغِّرَ الْکَبِیْرِ وَ مُکَبِّرَ الصَّغِیْرِ صَغِّرْ مَا بِیْ"

**અલ્લાહુમ્મ મુસગ્ગિરલ્ કબીરિ વ મુકબ્બિરસ્સગીરિ સગ્ગિર્ મા બી.**

**અનુવાદ :** હે અલ્લાહ ! મોટાને નાના કરી દેનારા અને નાનાને મોટા કરનારા ! મારા શરીરની ફોડા ફુનસીને ખતમ ફરમાવી દે. (1)

**અનુભવ :**

### ઉમ્મુલ્ મુ'મિનીન હઝરત ઝયનબ બિન્તે જહશ (રદિ.)ની ફુનસી (ફોલ્લી) ફૂટી ગઈ

ઉમ્મુલ્ મુ'મિનીન હઝરત ઝયનબ બિન્તે જહશ (રદિ.) ફરમાવે છે કે : એક વખત આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારા ઘરે તશરીફ લાવ્યા. મારી આંગળી પર ફોલ્લી નીકળેલી હતી. તેને જોઈને ફરમાવ્યું કે : "તમારી પાસે ઝરીરહ (હિન્દુસ્તાનની ખૂશબૂવાળી લાકડી) છે ?" જવાબ આપ્યો : "હાં." જેથી તે લાકડીને ફોલ્લી પર મૂકી અને (મને) હુકમ આપ્યો કે : "હવે આ દુઆ પઢો." મેં જયારે એવું કર્યું તો અચાનક તે ફોલ્લી ફૂટીને સારી થઈ ગઈ.

**સંશોધન (૧) :** સામાન્ય રીતે રિવાયતમાં "عَنْ بَعْضِ

(1) 'અલ્-અઝકારુ લિન્નવવી' : ૧૦૭, 'નુઝુલુલ્ અબરાર' : ૨૭૧, 'અમલુલ્ યવ્મિ વલ્લયલતિ લિ ઈબ્નિસ્સુન્ની' : ૧૬૨, હદીસ નં. : ૬૩૫

" أَزْوَاجِ النَّبِيِّ ﷺ " રિવાયત થયેલ છે.

પણ હાકિમ (રહ.)એ એનો એવો અર્થ નક્કી કર્યો કે તેનાથી હઝરત ઝયૂનબ બિન્તે જહશ (રદિ.) મુરાદ છે.

['અમલુલ્ યવ્મિ વલ્લયૂલતિ લિ ઈબ્નિસ્સુન્નીની ફૂટનોટ' : ૧૬૨]

સંશોધન (૨) :

" الذريرة نوع من الطيب مجموع من اخلاط، قيل هى فتات قصب ما كان النشاب و غيره "

કેટલાક અત્તરોથી મુરક્કબ (મિશ્રિત) એક પ્રકારની ખૂશ્બૂ. અને એક કોલ (કથન) પ્રમાણે વાંસની લાકડીની ભૂસી, જે વાંસથી તીર વગેરે બનાવે છે.

['અન્નિહાયહ' : ૨ / ૧૫૬]

રહા મૈં દિનં રાત ગફલતોં મેં
અબસ યૂંહી ઝિંદગી ગુઝારી

કિયા ન કુછ કામ આખિરત કા
કટી ગુનાહોં મેં ઉમ્ર સારી

મૈં સર ઝુકાતા હૂં મેરે મૌલા
મૈં તૌબા કરતા હૂં મેરે માલિક

## 33

# તાવ દૂર કરવા માટે ઝાડ અર્થાત્ દમ કરવાની રીત

"بِسْمِ اللّٰهِ اَرْقِيْكَ وَاللّٰهُ يَشْفِيْكَ مِنْ كُلِّ دَاءٍ يُؤْذِيْكَ
وَ مِنْ كُلِّ نَفْسٍ حَاسِدَةٍ وَ طَرَفَةِ عَيْنٍ وَاللّٰهُ يَشْفِيْكَ"

**બિસ્મિલ્લાહિ અર્કી-ક વલ્લાહુ યશ્ફી-ક મિન્ કુલ્લિ દાઈન્ યુઅ્ઝી-ક વ મિન્ કુલ્લિ નફ્સિન્ હાસિ-દતિન્ વ ત-ર-ફતિ અય્નિન્ વલ્લાહુ યશ્ફી-ક.**

**અનુવાદ :** અલ્લાહના નામની મદદથી હું તને દમ કરું છું. અલ્લાહ જ તને દરેક તકલીફ આપનારી બીમારીથી તંદુરસ્તી અતા ફરમાવે અને દરેક હસદ (ઈર્ષા) કરનારા અને દરેક બૂરી નઝરથી દૂર રાખે અને અલ્લાહ તને વધારે તંદુરસ્તી અતા ફરમાવે. (1)

**<u>અનુભવ :</u>**

### પળવારમાં અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો તાવ દૂર થઈ ગયો

હઝરત ઉમર ફારૂક (રદિ.) ફરમાવે છે :

એક વખત હું અને હઝરત અબૂબક્ર (રદિ.) અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયા. તે સમયે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને તીવ્ર તાવ હતો અને પથારી પર સુતેલા હતા. અમે સલામ કરી, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ

(1) 'અમલુલ્ યવ્મિ વલ્લય્લતિ લિ ઈબ્નિસ્સુન્ની' : ૧૪૫, હદીસ નં. : ૫૬૯

સલ્લમ) જવાબ ન આપી શકયા. જયારે અમે આપની આ હાલત જોઈ તો ઘરથી બહાર ચાલી આવ્યા. હજુ નીકળ્યા જ હતા કે આપનો કાસિદ અમોને બોલાવવા આવી ગયો. જયારે અમે ખિદમતમાં હાજર થયા તો આપ એવી રીતે બેઠેલા હતા કે જાણે કોઈ તકલીફ જ ન હતી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : "આપ બન્નેના બહાર ચાલ્યા જવા પછી મારી પાસે બે ફરિશ્તાઓ આવ્યા. એક મારા માથા પાસે બેઠો અને બીજો ફરિશ્તો પગ તરફ બેઠો. પગ તરફના ફરિશ્તાએ માથા પાસે બેસેલા ફરિશ્તાથી પૂછયું કે : "એમને શું તકલીફ છે ?" તો બીજા (ફરિશ્તા)એ જવાબ આપ્યો કે : "તેમને ઘણો તીવ્ર તાવ છે." પગ તરફના ફરિશ્તાએ કહ્યું કે : "તો તેમને આ કલિમાત પઢીને દમ કરી દેવામાં આવે, ફાયદો થઈ જશે." (આ કહીને ઉપરોકત કલિમાત બતાવ્યા) તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે : "આ ફરિશ્તાઓએ પઢીને દમ કર્યો જ હતો કે બધી તકલીફ દૂર થઈ ગઈ. આજ ખૂશખબરીને સંભળાવવા માટે આપ બન્ને હઝરાતને બોલાવ્યા."

ટૂટે રિશ્તે વો જોળ દેતા હૈ
બાત રબ પે જો છોળ દેતા હૈ

ઉસકે લુત્ફો કરમ કા ક્યા કેહના
હઝાર માંગો કરોડ દેતા હૈ

## (૩૪)

# ઝેર દૂર કરવા માટે ઝાડ અર્થાત્ દમ કરવાની બે રીતો

## [૧]

"بِسْمِ اللّٰهِ شَجَّةٌ قَرَنَةٌ مِلْحَةٌ بَحْرٌ قَفْطَا"

**બિસ્મિલ્લાહિ શજ્જતુન્ ક-ર-નતુન્ મિલ્હતુન્ બહ્રુન્ કફતા.** (1)

**ફાયદો :** આ કલિમાતનો અર્થ મજહૂલ (અજ્ઞાત) છે. જાણે આ એક મંત્ર છે. જે રીતે નકલ થયેલ છે એ જ પ્રમાણે પઢીને દમ કરી દેવામાં આવે. ['નુઝુલુલ્ અબરાર' : ૨૬૯]

**ફઝીલત :** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ એક વખત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતે અકદસમાં ઝેરીલા જનાવર (વીંછી, સાપ વગેરે)ના ડંખના ઝાડ (દમ કરવાનો) અને મંત્રનો ઉલ્લેખ ફરમાવ્યો. (હેતુ આ હતો કે આ મંત્ર પઢવું દુરુસ્ત છે કે નથી ?) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે : "મંત્રના તે કલિમાત મને સંભળાવો ?" જેથી મેં આ (ઉપરોકત) કલિમાત પેશ કર્યા. આપે મંત્ર સાંભળવા પછી ફરમાવ્યું : "આ તો અહદ (વચન) અને કરાર (કબૂલાત) છે જે હઝરત સુલયમાન બિન દાઊદ અલયહિસ્સલામે ડંખ મારનારા જનાવરોથી લીધો હતો. જેથી આ કલિમાત પઢવામાં કોઈ વાંધો નથી."

(1) 'અમલુલ્ યવ્મિ વલ્લયલતિ લિ ઈબ્નિસ્સુન્ની' : ૧૪૬, હદીસ નં. : ૫૭૩
'નુઝુલુલ્ અબરાર' : ૨૬૯

## અનુભવ :

## ઝેરની અસર દુઆની બરકતથી દૂર થઈ ગઈ

રિવાયત કરનાર ફરમાવે છે કે : એક વખત હઝરત અલ્કમહ (રહ.)ના સાથે સફરમાં એક માણસ હતો. તેને કોઈ ઝેરીલા જનાવરે ડંખ માર્યો. તો આપે આ કલિમાત પઢીને તેને દમ ફરમાવ્યો. તે એવો સહીહ અને તંદુરસ્ત થઈ ગયો જેમ કે દોરડીથી બાંધેલું જાનવર આઝાદ થઈ જાય છે.

**સંશોધન (૧) :** અલ્લામહ કહસ્તાની (રહ.) ફરમાવે છે કે :

અમે પોતાના શય્ખથી સાંભળ્યું છે કે : આ ઝાડ (દમ કરવા)ના સાથે : " سَلَامٌ عَلٰى نُوْحٍ فِى الْعَالَمِيْنَ " પણ શામિલ કરી લેવામાં આવે. કારણ કે હઝરત નૂહ અલયહિસ્સલામની કૌમ પર જયારે તોફાન આવ્યું હતું તે સમયે સાપ અને વીંછી વગેરેએ હઝરત નૂહ અલયહિસ્સલામથી આ અરજ કરી હતી કે : આપ અમોને વહાણમાં સવાર કરી લો. અમે આપથી આ અહદ (વચન) કરીએ છીએ કે જે આપનું નામ લેશે અને " سَلَامٌ عَلٰى نُوْحٍ فِى الْعَالَمِيْنَ " **[સલામુન્ અલા નૂહિન્ ફિલ્ આલમીન]** પઢશે, તેને અમે નુકસાન ન પહોંચાડીશું. ['કૌલે મતીન શર્હે હિસ્ને હસીન' : ૩૭૩]

**સંશોધન (૨) :** આ હદીસ શરીફથી માલૂમ થયું કે : એવું મંત્ર જેનો અર્થ ખબર ન હોય, તેનાથી ઉપચાર દુરુસ્ત છે. આ શર્તે કે તેના ફાયદાકારક હોવાનો અનુભવ હોય અને ઈલાજ કરનાર (ચિકિત્સક) આ સમજતો હોય કે જાદૂથી આ મંત્રને કોઈ સંબંધ નથી.

## [૨]

# ઝેરીલા જનાવરનો એક બીજો ઝાળ (દમ)

હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહૂથી નકલ થયેલ છે કે નબીએ પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને વીંછીએ નમાઝની હાલતમાં ડંખ માર્યો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પાણી અને મીઠું મંગાવ્યું અને ડંખની જગ્યા પર હાથ ફેરવતા ફેરવતા :

قُلْ يَاأَيُّهَا الْكَافِرُوْنَ [કુલ્ યા અય્યુહલ્ કાફિરૂન]

અને قُلْ اَعُوْذُ بِرَبِّ الْفَلَقِ [કુલ્ અઊઝુ બિ રબ્બિલ્ ફલક]

અને قُلْ اَعُوْذُ بِرَبِّ النَّاسِ [કુલ્ અઊઝુ બિ રબ્બિન્નાસ]

પઢવા લાગ્યા. ['અદ્દુઆઉલ્ મસ્નૂન' : ૩૦૩]

**સંશોધન** : 'નુઝુલુલ્ અબરાર'માં ઈબ્ને અબી શયૂબહ (રદિ.)ની હદીષે ઈબ્ને મસ્ઊદ (રદિ.) નકલ થયેલ છે. તેમાં આ છે કે : આપે તે સમયે આ પણ ફરમાવ્યું : "અલ્લાહ તારા પર લઅનત કરે. (તું) ન નબીને છોડે છે અને નબી સિવાયના લોકોને છોડે છે." આ પ્રમાણે ઝાડ (દમ)ના માટે કુલ બે રીત આપણા સમક્ષ આવી.

**મિટા દો હાં મિટા દો અપની હસ્તી તુમ મુહબ્બત મેં**
**યહી કેહતે હૈં બુસ્તામી, ગઝાલી ઔર જીલાની**

**સુનો તુમ ગોશે દિલ સે હઝરત અહમદ યે કેહતે હૈં**
**મુહબ્બત મેં ફના હો તબ ગિઝા મિલતી હૈ રૂહાની**

## ૩૫

# ઝેરની અસર નહિ ચઢવા માટે દુઆ

"اَعُوْذُ بِكَلِمَاتِ اللّٰهِ التَّامَّةِ مِنْ شَرِّ مَا خَلَقَ"

**અઊઝુ બિ કલિમાતિલ્લાહિત્તામ્મતિ મિન્ શર્રિ મા ખલક.**

**અનુવાદ :** હું જામિઅ (સર્વગ્રાહી) કલિમાતના સદકહમાં અલ્લાહની પનાહ ચાહું છું દરેક તે વસ્તુની બૂરાઈથી જેને અલ્લાહે પૈદા કરી. (1)

**ફઝીલત :** 'બયહકી' અને 'મુસ્નદે અહમદ'માં આ છે કે : અબૂ સાલિહે અસ્લમ કબીલાના એક માણસથી આ રિવાયત કરી છે કે : એક વખત એક માણસને ખતરનાક પ્રકારના વીંછીએ ડંખ માર્યો. તેની ખબર અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને થઈ, તો આપે ફરમાવ્યું : "જો તે સાંજે આ કલિમાત પઢી લેતે :

"اَعُوْذُ بِكَلِمَاتِ اللّٰهِ التَّامَّةِ مِنْ شَرِّ مَا خَلَقَ"

તો વીંછીનું ઝેર તેને કોઈ નુકસાન ન પહોંચાડતે."

**<u>અનુભવ :</u>**

## ઝેર અસર વગરનું થઈ ગયું

અસ્લમ કબીલાના ઉપરોકત રિવાયત કરનાર ફરમાવે છે કે : "આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આ ઈર્શાદે ગિરામીને સાંભળવા પછી મારા ખાનદાનની એક સ્ત્રીએ તેના પર અમલ કરવાનું શરૂ કર્યું. એક દિવસે જયારે કે તેણે આ દુઆ પઢી હતી. કોઈ

(1) 'સુબુલુલ્ હુદા વર્રશાદ' : ૧૦/૨૨૬, 'અલ્ ફત્હુર્રબ્બાની' : ૧૪/૨૩૫

સાપે તેને ડંખ માર્યો. પણ સાપના ઝેરથી તેને કોઈ નુકસાન ન પહોંચ્યું.” ['સુબુલુલ્ હુદા વર્રશાદ' : ૧૦ / ૨૨૬]

**સંશોધનો** [૧] : 'મુસ્નદે અહમદ'માં 'અત્તામ્મતિ' એકવચનની જગ્યાએ 'અત્તામ્માત' બહુવચન આવ્યું છે અને તેના ઘણાં અર્થ છે : (૧) **કામિલાત** : જેવી ઈન્સાનની વાતચીતમાં ત્રુટી અને ખામી હોય છે, તેની અલ્લાહના કલામમાં કોઈ ગુંજાઈશ નથી. (૨) **નાફિઆત** : નફો આપનારી (૩) **અશ્શાફિયાત** : શિફા આપનરી. ['અલ્ ફત્હુર્રબ્બાની' : ૧૪ / ૨૩૫]

[૨] 'મુસ્નદે અહમદ'માં છે કે : સુહૈલ બિન અબી સાલિહ ફરમાવે છે કે : મારા વાલિદ સાહબ પાસે કોઈ સાપ કરડેલ વ્યક્તિને લાવવામાં આવતી તો આપ પ્રથમ તેને આ પૂછતા : “શું તેં આ દુઆ પઢી હતી ?” જો તે જવાબમાં 'હાં' કહેતો, તો ફરમાવતા કે “તો આ ઝેર કંઈ અસર ન કરશે.” ['અલ્ ફત્હુર્રબ્બાની' : ૧૦ / ૨૩૫]

**યે રાઝ વો હૈ જિસકો સમઝતે હૈં અહલે ઇશ્ક**
**કુછ ખો રહે હૈં શૌક સે કુછ પા રહે હૈં હમ**

**લુટા દેતા હૈ જન્નત કી બહારેં શૌક સે આશિક**
**મઝા કુછ ઇસ તરહ પાતા હૈ ગુલઝારે મુહબ્બત મેં**

**કોઈ નાઝાં ન હો ગર જાન ભી ઉન પર ફિદા કર દે**
**નહીં કુછ જાન કી કીમત હૈ બાઝારે મુહબ્બત મેં**

## ૩૬

# દાઝેલા ભાગની શિફા માટે દુઆ

"اَذْهِبِ الْبَاْسَ رَبَّ النَّاسِ اِشْفِ اَنْتَ الشَّافِیْ
لَا شَافِیْ اِلَّا اَنْتَ"

**અઝ્હિબિલ્ બઅ્-સ રબ્બન્નાસિ ઈશ્ફિ અન્તશ્શાફી લા શાફી ઈલ્લા અન્ત.**

**અનુવાદ :** હે લોકોના પરવરદિગાર ! આપ તકલીફને દૂર ફરમાવી દો અને શિફા તેમજ તંદુરસ્તી અતા ફરમાવી દો. એટલા માટે કે આપના સિવાય કોઈ તંદુરસ્તી આપનાર નથી. (1)

**<u>અનુભવ :</u>**

### દાઝેલો હાથ સારો થઈ ગયો

હઝરત મુહમ્મદ બિન હાતિબ (રદિ.) ફરમાવે છે કે : એક વખત (ભૂલથી) મેં ગરમ તપેલી પકડી લીધી. જેનાથી મારો હાથ દાઝી ગયો. મારી માતા તત્કાળ મને એક મોટા માણસની ખિદમતમાં લઈ ગઈ જે પોતાની મજલિસમાં બેઠા હતા. (કદાચ નાની વય અને પહેલી મુલાકાતના કારણે તેઓ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ઓળખી ન શકયા.) મારી માતાએ તેમને કહ્યું : "હે અલ્લાહના રસૂલ !" આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) ફરમાવ્યું : "લબ્બૈક વ સઅ્દયૂક ! હાં, હું સાંભળું છું, બતાવો ! શું વાત છે ?" તો મારી માતાએ તત્કાળ મને નબી અલયહિસ્સલામની બિલ્કુલ સામે કરી

(1) 'નુઝુલુલ્ અબરાર' : ૭૩

દીધો. આપે મારા દાઝેલા હાથને જોઈને કંઈક પઢીને દમ કર્યો. મને તો ખબર ન પડી કે આપે શું પઢયું ? અલબત્ત, થોડા સમય પછી મેં મારી માતાને પૂછયું કે : તેઓ (આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) શું પઢી રહ્યા હતા ? તો માતાએ બતાવ્યું કે : આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ (ઉપરવાળી) દુઆ પઢી હતી.

**સંશોધનો :** [૧] હઝરત મુહમ્મદ બિન હાતિબ (રદિ.)ની વાલિદહના નામ વિષે અલગ અલગ મંતવ્યો છે : (૧) ઉમ્મે જમીલ (૨) ફાતિમા અને (૩) જુવૈરિયહ.

[૨] વિવેરણકર્તાઓ ફરમાવે છે કે : જો કે આ દુઆ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ બનાવમાં દાઝેલા હાથ પર દમ ફરમાવી. પણ તેનો આ અર્થ નથી કે આ દુઆ માત્ર તે મોકાની સાથે ખાસ છે. બલ્કે દરેક પ્રકારની મુસીબત અને બીમારી માટે તેને પઢી શકે છે. એટલા માટે કે હદીષ શરીફમાં અન્ય મોકાઓ પર પઢવું પણ અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાબિત છે.

['નુઝુલુલ્ અબરાર' : ૨૭૩]

સમઝતા હે કે ક્યું જાતી નહીં હે તેરી મન માની
મુહબ્બત કી હકીકત હે અભી તૂને નહીં જાની

ઉસે આગોશે રહમત મેં વો લે લેતે હૈં ખુદ બઢ કર
ઝુકાએ ઉસકે દર પર સિદક દિલ સે જિસને પેશાની

૩૭

# કર્ઝની અદાયગી માટે બે મહત્ત્વની દુઆઓ

[૧]

" اَللّٰهُمَّ اِنِّی اَعُوْذُ بِكَ مِنَ الْهَمِّ وَالْحُزْنِ وَ اَعُوْذُ بِكَ
مِنَ الْعَجْزِ وَالْكَسْلِ وَ اَعُوْذُ بِكَ مِنَ الْجُبْنِ وَالْبُخْلِ
وَ اَعُوْذُ بِكَ مِنْ غَلَبَةِ الدَّيْنِ وَ قَهْرِ الرِّجَالِ"

**અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિ–ક મિનલ્ હમ્મિ વલ્ હુઝ્નિ વ અઊઝુ બિ–ક મિનલ્ અજ્ઝિ વલ્ કસ્લિ વ અઊઝુ બિ–ક મિનલ્ જુબ્નિ વલ્ બુખ્લિ વ અઊઝુ બિ–ક મિન્ ગ–લ–બતિદ્દય્નિ વ કહ્રિર્રિજાલ.**

**અનુવાદ :** હે અલ્લાહ ! હું દરેક ફિક્ર અને રંજથી તારી પનાહ ચાહું છું ; અને મજબૂર–નિઃસહાય થઈ જવાથી તથા આળસથી તારી પનાહ ચાહું છું ; અને બુઝદિલી તથા કંજૂસાઈથી તારી પનાહ ચાહું છું ; અને કર્ઝના ગલ્બહ (દબાણ) તથા લોકોના મારા પર વર્ચસ્વ જમાવી લેવાથી તારી પનાહ ચાહું છું. (1)

**અનુભવ :**

## બેબસ કરી દેનારું કર્ઝ અદા થઈ ગયું

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે : હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક દિવસ મસ્જિદમાં તશરીફ લાવ્યા.

(1) 'હયાતુસ્સહાબા' : ૩ / ૫૩૩, 'સુબુલુલ્ હુદા વર્રશાદ' : ૧૦ / ૨૨૪, 'અબૂ દાઊદ શરીફ' : ૨ / ૩૭૦

અચાનક આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નઝર એક અન્સારી સહાબી અબૂ ઉમામહ (રદિ.) પર પડી. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : "હે અબૂ ઉમામહ (રદિ.) ! શી વાત છે ? તમે આજે મસ્જિદમાં નમાઝના સમય વગર બીજા સમયમાં બેઠેલા નઝર આવી રહ્યા છો ? " તેમણે જવાબ આપ્યો : "યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! બેહદ (અપાર) ચિંતા અને કર્ઝે મને ઘેરી લીધો છે." હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : "શું હું તમોને એવી દુઆ ન શિખવાડું કે જયારે તમે તે દુઆ પઢશો તો અલ્લાહ તઆલા તમારી ચિંતા દૂર કરી દેશે અને કર્ઝ અદા કરાવી દેશે." તેમણે કહ્યું : "યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! જરૂર શિખવી દો." હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : "સવારે અને સાંજે આ (ઉપર જણાવેલ) દુઆ પઢયા કરો."

હઝરત અબૂ ઉમામહ (રદિ.) ફરમાવે છે : "મેં એ પ્રમાણે કર્યું તો અલ્લાહ તઆલાએ મારી ચિંતાને પણ દૂર કરી દીધી અને મારું કર્ઝ પણ બધું અદા કરાવી દીધું." ['હયાતુસ્સહાબા' : ૩ / ૫૩૩, 'સુબુલુલ્ હુદા વર્રશાદ' : ૧૦ / ૨૨૪, 'અબૂ દાઊદ શરીફ' : ૨ / ૩૭૦]

## [૨]

" اَللّٰهُمَّ فَارِجَ الْهَمِّ كَاشِفَ الْغَمِّ، مُجِيْبَ دَعْوَةَ الْمُضْطَرِّيْنَ رَحْمَانَ الدُّنْيَا وَالْاٰخِرَةِ وَ رَحِيْمَهُمَا اَنْتَ تَرْحَمُنِىْ بِرَحْمَةٍ تُغْنِيْنِىْ بِهَا عَنْ رَحْمَةِ مَنْ سِوَاكَ "

**અલ્લાહુમ્મ ફારિ-જલ્ હમ્મિ કાશિ-ફલ્ ગમ્મિ મુજી-બ દઅ્-વ-તલ્ મુઝ્તરી-ન રહ્મા-નદ્દુન્યા વલ્ આખિ-રતિ વ રહી-મહુમા અન્ત તર્-હમુની બિ રહ્-મતિન્ તુગ્નીની**

**બિહા અન્ રહ્-મતિ મન્ સિવાક.**

**અનુવાદ :** હે બેચેનીને દૂર કરનારા, અને પરેશાનીને ખતમ કરનારા, બેકરારો (બેચેનો)ની દુઆ કબૂલ કરનારા, દુનિયા અને આખિરત બન્ને જગતમાં શફક્કત અને મહેરબાની કરનારા ! આપ પોતાની એવી રહમતના ઝરીએ મારા પર રહમ ફરમાવો કે જે મને આપના સિવાય દરેકની ઈનાયત (કૃપા) અને તવજ્જુહ (ધ્યાન)થી બેનિયાઝ (નિર્લેપ) કરી દે. (1)

**ફઝીલત :** 'નુઝુલુલ્ અબરાર'માં હઝરત આઈશહ (રદિ.)થી રિવાયત છે કે : તેમણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હવાલાથી પોતાના મુહતરમ વાલિદ સાહબને ઉપર જણાવેલ દુઆ કર્ઝની અદાયગી માટે નકલ કરતા આ પણ બતાવ્યું કે "આ જ દુઆ હઝરત ઈસા બિન મરયમ (અલયહિસ્સલામ) પોતાના હવારીઓ (2) અને સંબંધીઓને શિખવતા હતા."

['નુઝુલુલ્ અબરાર' : ૨૬૩]

**<u>અનુભવ (૧)</u>**

## હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)નો અદ્ભુત સ્વાનુભવ

'બયહકી'માં હઝરત આઈશહ (રદિ.) ફરમાવે છે કે : એક વખત મુહતરમ વાલિદ સાહબ હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ તઆલા અન્હુ મારા ઘરે તશરીફ લાવ્યા. મેં તેમને કહ્યું કે : અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી એવી દુઆ સાંભળી છે કે : જો કોઈ માણસ પર પહાડ જેટલું સોનું કર્ઝ હોય અને તે આ દુઆ પઢે તો

(1) 'સુબુલુલ્ હુદા વર્રશાદ' : ૧૦/૨૨૩, 'નુઝુલુલ્ અબરાર' : ૨૬૩

(2) હઝરત ઈસા અલયહિસ્સલામના ૧૨ (બાર) સાથીઓ અથવા સહાબાને 'હવારી' કહેવામાં આવે છે. પ્રથમ જે બે માણસો તા'બે થયા તે કપડાં ધોતાં હોવાથી 'હવારી' (ધોબી) કહેવાતા હતા.

અલ્લાહ તઆલા તે કર્ઝને પણ અદા કરાવી દેશે. પછી મેં તે દુઆ પઢીને સંભળાવી. હઝરત અબૂબક્ર રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે : મારા પર વાદી ભરીને (પુષ્કળ) કર્ઝ હતું જેનાથી હું ઘણો પરેશાન હતો. આ દુઆની બરકતથી થોડાં જ દિવસો વીત્યા કે અલ્લાહ તઆલાએ વેપારમાં તે નફો આપ્યો કે જેટલું કર્ઝ હતું તે બધું અદા થઈ ગયું.

## અનુભવ (૨)

## હઝરત આઈશહ સિદ્દીકા (રદિ.)નો અદ્‌ભુત સ્વાનુભવ

હઝરત આઈશહ રદિયલ્લાહુ અન્હા ફરમાવે છે કે : મારા ઝિમ્મે હઝરત અસ્મા બિન્તે ઉમૈસ (રદિ.)નું એક દીનાર અને ત્રણ દિરહમ કર્ઝ હતું. હું એવી પરેશાન હતી કે જયારે પણ અસ્મા (રદિ.)ને જોતી તો શરમાઈ જતી. પણ આ દુઆ પઢતી રહી તો અલ્લાહ તઆલાએ રોઝીમાં તે બરકત આપી કે મેં તેમનું બધું કર્ઝ અદા કરી દીધું. ['સુબુલુલ્ હુદા વર્રશાદ' : ૧૦ / ૨૨૩, 'નુઝુલુલ્ અબરાર']

**સંશોધન** : 'નુઝુલુલ્ અબરાર'માં 'મુસ્તદરક હાકિમ'ના હવાલાથી આ હદીષ શરીફમાં [હઝરત આઈશહ (રદિ.)ના શબ્દોમાં] આ વધારો રિવાયત થયેલ છે કે : હઝરત અસ્મા બિન્તે ઉમૈસ (રદિ.) જયારે પણ મારા ઘરે આવતી તો શરમના કારણે તેમના ચહેરા તરફ જોવું મુશ્કિલ થઈ જતું. કારણ કે કર્ઝની અદાયગીના માટે મારી પાસે કોઈ વસ્તુ ન હતી. અને જયારે આ દુઆની બરકતથી અલ્લાહ તઆલા તરફથી વ્યવસ્થા થઈ ગઈ તો કર્ઝની અદાયગીની સાથે સંબંધીઓમાં પણ (માલ) વહેંચ્યો અને પોતાની ભત્રીજી હઝરત અબ્દુર્રહમાનની પુત્રીને પણ ઘરેણાં આપ્યા. તે પછી પણ કંઈક બચ્યું.

['સુબુલુલ્ હુદા વર્રશાદ' : ૧૦ / ૨૨૩, 'નુઝુલુલ્ અબરાર']

## ૩૮

# કોઇ મુસીબતમાં સપડાયેલી વ્યક્તિ પર નઝર પડતી વખતે પઢવાની દુઆ

" اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْ عَافَانِیْ مِمَّا ابْتَلَاكَ بِهٖ
وَ فَضَّلَنِیْ عَلٰی كَثِیْرٍ مِّمَّنْ خَلَقَ تَفْضِیْلاً "

**અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી આફાની મિમ્મબ્-તલા-ક બિહી વ ફઝ્ઝ-લ-ની અલા કષીરિમ્ મિમ્મન્ ખ-લ-ક તફઝીલા.**

**અનુવાદ :** તમામ તા'રીફો તે અલ્લાહ તઆલા માટે છે, જેણે મને આવી મુસીબતથી બચાવ્યો, જેમાં તું સપડાયો છે અને તેણે પોતાની ઘણી મખ્લૂક પર મને ફઝીલત આપી છે. (1)

**ફઝીલત :** હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે કે : અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો, "જયારે પણ કોઈ માણસ કોઈ મુસીબતમાં સપડાયેલ વ્યકિત (બીમાર, એકસીડન્ટમાં ઝખમી, કેદખાનામાં અને ઘરપકડ થયેલ વગેરે નાગવાર અને અજુગતી હાલતવાળા)ને જોઈને ઉપરોકત દુઆ પઢે તો અલ્લાહ તઆલા પઢનારને બેશક આખી ઝિંદગી જયાં સુધી તે જીવતો રહે આ મુસીબતથી આફિયત આપશે, બચાવશે. (તે મુસીબતથી આખી ઝિંદગી અલ્લાહ તઆલાના હુકમથી તેને દૂર રાખવામાં આવશે.)"

(1) 'તિરમિઝી શરીફ' : ૨ / ૧૮૧, હદીષ નં. : ૩૪૩૧, 'ઈબ્ને માજહ શરીફ', હદીષ નં. : ૩૮૯૨, 'કિતાબુદ્દુઆ લિત્તબ્રાની' : ૨૫૩, હદીષ નં. : ૭૯૭, 'અમલુલ્ યવ્મિ વલ્લયૂલતિ લિ ઈબ્નિસ્સુન્ની' : ૮૨, હદીષ નં. : ૩૦૮

**અનુભવ :**

## ગુણવંતી એકની એક બેટી પર કેન્સરની શંકા ગલત સાબિત થઈ

એક ઈલાકામાં એ'જાઝ નામના ઘણાં જ દીનદાર અને અખ્લાકવાળા માણસ રહેતા હતા. તે ધનવાન હોવા ઉપરાંત ઘણાં જ હમદર્દ હતા. દરેક દુઃખી માણસની મદદમાં ઘણો જ હિસ્સો લેતા હતા. જેના કારણે ખાનદાનમાં અને અન્ય લોકોની નજરમાં ઘણાં મહેબૂબ (પ્રિય) હતા. તેમની એક જ બેટી "અતિય્યહ બતૂલ" નામની ઘણાં જ ગુણોથી સુશોભિત હતી. એક દીની ઈદારાથી આલિમહનો કોર્સ પણ કર્યો હતો. ઘણી જ હયાવાળી અને પાકદામન હતી. અલ્લાહ તઆલાએ અસામાન્ય હુસ્ન (સૌંદર્ય) અને જમાલ (સુંદરતા) પણ આપેલા હતા. પોતાના ખાનદાનમાં દરેક તેને ચાહતું હતું. એ'જાઝભાઈએ પોતાના ખાનદાનના એક ભણેલા દીનદાર નવૂજવાનથી તેનો રિશ્તો નક્કી કરી દીધો અને તે નિકાહ માટે દરેક પ્રકારની તૈયારી થવા લાગી. અચાનક એક દિવસે બેટીના પેટમાં તીવ્ર દુઃખાવો થયો. સતત ઊલટી થવાના કારણે તે દુઃખી થઈ ગઈ. ફેમેલી ડોકટરની સલાહથી શહેરની જ પ્રખ્યાત હોસ્પિટલમાં દાખલ કરી. અનુભવી ડોકટરના કહેવા પર પેટનો એક્ષ–રે કરવામાં આવ્યો. જયારે તેનો રિપોર્ટ સામે આવ્યો તો એ'જાઝભાઈના હોશ ઊડી ગયા કારણ કે ડોકટરે આ બતાવ્યું કે : "અતિય્યહ બતૂલ"ને તો કેન્સર થયું છે જેથી તત્કાળ કોઈ અનુભવી ડોકટર પાસે લઈ જવામાં આવે. બીચારા ઘણાં જ પરેશાન થઈ ગયા અને બેટીથી આ વાતને સંતાડવાના હેતુથી તેની સામે ન આવ્યા. છેવટે બેટીએ જ વાલિદ પાસે જઈને રિપોર્ટની હકીકત મા'લૂમ કરી. બાપે તકલ્લુફ (બનાવટ કરતાં)થી કહ્યું : "બેટી ! ગભરાવવાની કોઈ વાત નથી. અહીંયાથી નજીક કાલીકટમાં આ બીમારીઓનો મોટો અનુભવી ડોકટર છે.

ડોકટરે ત્યાં જવાની સલાહ આપી છે. હવે આપણે ત્યાં બતાવી દઈશું.'' બેટીને બાપના આ જવાબ પર સંતોષ ન થયો અને કહ્યું : ''અબ્બા ! એવું લાગે છે કે આપ મારાથી કોઈ વાત સંતાડી રહ્યા છો. જયાં સુધી મને સાચી વાત ન બતાવશો ત્યાં સુધી હું ન ગોળી ખાઈશ અને ન દવા લઈશ.'' લાચાર થઈને બાપે બેટીને બતાવવું પડયું. આ વાત સાંભળતા જ વગર સંકોચે બેટી સંપૂર્ણ વિશ્વાસની સાથે કહેવા લાગી કે : ''મને કોઈ પણ હાલતમાં કેન્સરનો રોગ લાગુ થઈ શકતો નથી કારણ કે મેં વારંવાર આ રોગમાં સપડાયેલ માણસોને જોઈને આ (ઉપરોકત) દુઆ પઢી છે જેના પઢવા પર આકાએ મદની સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ બતાવ્યું છે કે : આ દુઆ પઢનારાને કદી તે તકલીફ થઈ જ નથી શકતી. અને સાથે સાથે ઉપર જણાવેલ હદીષ પણ સંભળાવી દીધી. જેથી ચિંતા કરવાની જરૂરત નથી.'' બેટીની આ દીની વાતચીત સાંભળીને એ'જાઝ સાહબને પણ ઘણી ખૂશી થઈ અને તેમનું દુઃખ આનંદમાં તેમજ નિરાશા ઉમ્મીદમાં બદલાઈ ગઈ. છેવટે આ વિષે પોતાના મોટા ભાઈથી મશ્વરહ કર્યો. અને વાત નક્કી થઈ કે દુનિયા દારુલ્ અસ્બાબ છે જેથી સબબના દરજામાં આપણે દેશની સૌથી મોટી હોસ્પિટલ ''ટાટા રીસર્ચ ઈન્સટીટયૂટ, મુંબઈ''માં બેટીને લઈ જઈએ. અલ્લાહ તઆલાએ સાધનો પણ આપેલા છે અને ત્યાં સાધનો ઘણાં સારા છે. ઈન્શા અલ્લાહ સંતોષપૂર્વક કોઈ વાત સામે આવશે. સલાહ અનુસાર તત્કાળ હવાઈ જહાઝથી એ'જાઝ સાહબ પોતાની બેટીને લઈને હોસ્પિટલ પહોંચી ગયા અને બેટીને દાખલ કરી દીધી. ત્યાંના મશહૂર અને જાણીતા ડોકટરે બતાવ્યું : સાચો વિગતવાર રિપોર્ટ જો તમે ઈચ્છતા હોય તો બે–ત્રણ દિવસ આપે રાહ જોવી પડશે અને તેનો ખર્ચ પણ વધુ થશે. વિચારી લો, શું કરવું છે ? એ'જાઝ ભાઈએ 'હાં' કહ્યું. અને ડોકટર સાહેબોએ પોતાની કાર્યવાહી શરૂ કરી. પેલી તરફ આખું ઘર અલ્લાહથી લવ્ લગાવીને દુઆ કરતા

રહ્યા. ચોથા દિવસે તે જ ડોકટરે એ'જાઝ ભાઈને પોતાના કાર્યાલયમાં બોલાવ્યા. ધડકતા દિલ સાથે અલ્લાહ પર વિશ્વાસ કરીને ડોકટરની કેબિનમાં એ'જાઝ મિયાં દાખલ થયા. ડોકટરે દૂરથી જ એ'જાઝ ભાઈને હસીને મુબારકબાદી આપવાની શરૂ કરી. આ વાત સાંભળીને ઉમ્મીદના કિરણો બંધાઈ ગયા. ડોકટરે કહ્યું કે : એ'જાઝ ભાઈ ! આ અત્યંત અચંબાની વાત છે કે છોકરીમાં કેન્સર ઉત્પન્ન થવાના બધાં કારણો મૌજૂદ છે, પણ તે છતાં કેન્સરનો રોગ લાગુ ન થયો. એવું લાગે છે કે ઉપરવાળાની મોટી મહેરબાની આપની સાથે છે. આવા કેસ હઝારોમાં મુશ્કિલથી એક–બે નીકળે છે. આ સંતોષકારક રિપોર્ટ સાંભળીને એ'જાઝ ભાઈની આંખોથી અનાયાસ ખૂશીના આંસૂ ટપકી પડયા. અને પાછા ફરીને જયારે પોતાની લાડલી બેટીને આ રિપોર્ટ બતલાવ્યો તો તેણે બેધડક આ કહ્યું કે : આ વાતથી અલ્લાહ તઆલા પર ઈમાન કવી અને મજબૂત થઈ ગયું. અબ્બા ! મને તો પહેલાંથી જ હદીષ શરીફ પર અમલ કરવાના કારણે આ યકીન હતો કે એવી કોઈ વાત થઈ જ નથી શકતી. તે પછી જયારે આ ખબર ઘરે પહોંચી તો ત્યાં પણ મૂંઝવણ અને નિરાશાનું વાતાવરણ ખૂશીમાં બદલાઈ ગયું. فلله الحمد والشکر ['દુઆઓંકે મુઅ્જિઝાનહ અસરાત વાકિઆતકી રોશનીમેં' :૩૧]

મુહક્કિક (સંશોધક) ઉલમા ફરમાવે છે કે : બીમારપુર્સી કરનારાઓ માટે યોગ્ય છે કે આ દુઆ ધીમેથી પઢે, જેથી બીમાર માણસને સંભળાય નહી. કારણ કે એનાથી બીમાર માણસને તકલીફ થશે. તે સમજશે કે આ લોકો મારી બીમારી પર ખૂશ થઈ રહ્યા છે. અલબત્ત, બીમાર માણસ ફાસિક અને ફાજિર છે તો ઊંચા અવાજે પઢવામાં કોઈ વાંધો નથી. બલ્કે શકય છે કે એવું કરવાથી તે સજાગ થઈ જશે.

['મિરકાત']

## ૩૯

# ઓટોમેટિક (સ્વયંસંચાલિત) એલાર્મ

"قُلْ اِنَّـمَـا اَنَـا بَشَرٌ مِّثْلُكُمْ يُوْحٰى اِلَيَّ اَنَّمَا اِلٰهُكُمْ اِلٰهٌ وَّاحِدٌ فَـمَنْ كَانَ يَرْجُوْا لِقَآءَ رَبِّهٖ فَلْيَعْمَلْ عَمَلًا صَالِحاً وَّلَا يُشْرِكْ بِعِبَادَةِ رَبِّهٖٓ اَحَداً"

**કુલ્ ઈન્નમા અ-ન બ-શ-રુમ્ મિસ્લુકુમ્ યૂહા ઈલય્ય અન્નમા ઈલાહુકુમ્ ઈલાહુવં વાહિદુન્ ફ મન્ કા-ન યર્જૂ લિકા-અ રબ્બિહી ફલ્યઅ્મલ્ અ-મ-લન્ સાલિહંવ્ વ લા યુશ્રિક્ બિ ઈબા-દતિ રબ્બિહી અ-હ-દા.**

[સૂરએ 'ક-હ-ફ', પારહ : ૧૬, આયત નં. : ૧૧૦]

**અનુવાદ :** આપ ફરમાવી દો કે હું પણ તમારા જેવો જ એક માણસ છું. (પણ) મારી પાસે આ વહી આવે છે કે તમારો ખરો મઅબૂદ એક જ મઅબૂદ છે. માટે જે કોઈ શખ્સ પોતાના પરવરદિગારની મુલાકાતની આરઝૂ (તમન્ના) રાખતો હોય તો તેને સત્કાર્યો કરતાં રહેવું જોઈએ અને તે પોતાના પરવરદિગારની ઈબાદતમાં બીજા કોઈને શરીક કરે નહિ. (1)

**ફઝીલત : [૧]** હઝરત ઝિર બિન હુબૈશ (રદિ.) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદે ગિરામી નકલ ફરમાવે છે કે :

(1) 'કિતાબુ ફઝાઈલિલ્ કુર્આનિ લિ અબી ઉબૈદ, બાબુ ફી ફઝ્લિ સૂરતિલ્ કહ્ફ', 'અઝ્ઝિયાદતુ વલ્ ઈહસાનુ ફી ઉલૂમિલ્ કુર્આનિ લિલ્ ઈમામિ મુહમ્મદ ઈબ્નિ અહમદ બિન અકીલહ અલ્ મક્કી' : ૨ / ૧૬૮, 'ફયઝુલ્ કદીર' : ૩ / ૧૦૪

"જે માણસ સૂરએ 'ક–હ–ફ'ની અંતિમ આયત આ ઈરાદાથી પઢે છે કે રાતના ફલાણા ભાગમાં ઊંઘમાંથી જાગૃત થઈ જાઉં અને મારી આંખ ખુલી જાય તો અલ્લાહ તઆલા તેને નિર્ધારિત સમય પર જાગૃત ફરમાવી દે છે."

[૨] હઝરત આઈશહ (રદિ.) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદે ગિરામી નકલ ફરમાવે છે કે : "શું હું આપ લોકોને એવી સૂરત બતાઉં ? જેના અઝીમુશ્શાન (મહાન) સવાબે આસમાન અને જમીનના ખાલી ભાગને ભરી દીધો. અને તેના લખનારાઓના માટે પણ પઢનારાઓની જેમ એટલો જ સવાબ છે. અને જે માણસ તેને જુમ્અહના દિવસે પઢે, અલ્લાહ તઆલા બીજી જુમ્અહ સુધીના બધાં ગુનાહ માફ ફરમાવી દે છે. અને જે માણસ આ સૂરતની અંતિમ પાંચ આયતોને સૂવાથી પહેલાં પઢે છે તો તેની બરકતથી રાતના જે સમયે ઉઠવા ચાહે, અલ્લાહ તઆલા તે જ સમયે જાગૃત ફરમાવી દે છે. અને તે સૂરત સૂરએ 'ક–હ–ફ' છે."

**ફાયદો** : પહેલી રિવાયતથી આ મા'લૂમ થયું કે : નક્કી કરેલ સમયે જાગૃત થવા માટે આ સૂરતની માત્ર અંતિમ આયત પઢી લેવામાં આવે. જયારે બીજી રિવાયતથી મા'લૂમ થયું કે : અંતિમની કુલ પાંચ આયતો અર્થાત્ :

اِنَّ الَّذِيْنَ اٰمَنُوا وَ عَمِلُوا الصّٰلِحٰتِ

**[ઈન્નલ્લઝી–ન આમનૂ વ અમિલૂસ્સાલિહાતિ]**

થી સૂરતના અંત સુધી પઢે.

**અનુભવો**

**[૧] હદીષના રાવીનો સ્વાનુભવ**

હદીષના રાવી "અ–બદહ" ફરમાવે છે કે ; અમે તેનો ઘણી વખત અનુભવ કર્યો અને એ જ પ્રમાણે થયું.

## [૨] મશહૂર તથા જાણિતા કારીનો સ્વાનુભવ

ઈબ્ને કષીર મક્કી (રહ.) ફરમાવે છે કે : બંદાએ (મેં) અસંખ્ય વખત જિહાદ વગેરેમાં તેનો અંનુભવ કર્યો કે તેને પઢીને જયારે હું સૂતો તો જે સમયે ઉઠવાની ઈચ્છા થતી તે જ સમયે મારી આંખ ખુલી જતી. અલબત્ત, હું :

اِنَّ الَّذِیْنَ اٰمَنُوا وَ عَمِلُوا الصّٰلِحٰتِ

**[ઈન્નલ્લઝી-ન આમનૂ વ અમિલૂસ્સાલિહાતિ]**

થી સૂરતના અંત સુધી પઢું છું.

[હાશિયહ 'અઝ્ઝિયાદતુ વલ્ ઈહસાન' : ૨ / ૧૬૯]

**માંગી હૈં ઐસી ભી દુઆએં રબ સે**
**નુસરતેં આઈ હૈં ફૌરન ગૈબ સે**

**દુનિયા કી મેહફિલોં સે ઉકતા ગયા હૂં યા રબ**
**ક્યા લુત્ફ અંજુમન કા જબ દિલ હી બુઝ ગયા હો**

**શોરિશ સે ભાગતા હૂં દિલ ઢૂંડતા હે મેરા**
**ઐસા સુકૂત જિસ પર તકરીર ભી ફિદા હો**

**ફૂલોં કો આએ જિસ દમ શબનમ વુઝૂ કરાને**
**રોના મેરા વુઝૂ હો નાલા મેરી દુઆ હો**

**હર દર્દમંદ દિલ કો રોના મેરા રુલા દે**
**બેહોશ જો પળે હૈં શાયદ ઉન્હેં જગા દે**

(૪૦)

# ઊંઘમાં ગભરાટ (ઝબકી જવું)ના બે મહત્ત્વના ઈલાજો

[૧]

" اَعُوْذُ بِكَلِمَاتِ اللّٰهِ التَّامَّةِ مِنْ غَضَبِهٖ وَ عِقَابِهٖ وَ مِنْ شَرِّ عِبَادِهٖ وَ مِنْ هَمَزَاتِ الشَّيَاطِيْنِ وَاَنْ يَّحْضُرُوْنَ"

**અઊઝુ બિ-કલિમાતિલ્લાહિત્તામ્મતિ મિન્ ગ-ઝ-બિહી વ ઈકાબિહી વ મિન્ શર્રિ ઈબાદિહી વ મિન્ હ-મઝાતિશ્શયાતીનિ વ અંય્ યહઝુરૂન.**

**અનુવાદ :** હું અલ્લાહ તઆલાના સર્વગ્રાહી કલિમાતના વાસ્તાથી તેની નારાઝગીથી અને તેના અઝાબથી અને તેના બંદાઓની બુરાઈથી અને એ જ પ્રમાણે શયતાનોના વસવસાઓથી અને આ વાતથી કે આ બધાં ભેગા થઈને મારા પર મુસલ્લત થાય તેનાથી પનાહ માગું છું. (1)

**<u>અનુભવ :</u>**

## સહાબીનો ગભરાટ દૂર થઈ ગયો

હઝરત અમ્ર બિન શુઐબ પોતાના વાલિદ અને દાદાથી રિવાયત નકલ કરે છે કે : એક માણસ અલ્લાહના નબી સલ્લલ્લાહુ

(1) 'અમલુલ્ યવ્મિ વલ્લયલતિ લિ ઈબ્નિસ્સુન્ની' : ૧૮૭,'હદીષ નં. : ૭૪૮, પેજ : ૧૮૮, હદીષ નં.: ૭૫૦, 'અબૂ દાઊદ શરીફ ફિલ્ આદાબ': ૪૮૫૬

અલયહિ વ સલ્લમની પાસે તશરીફ લાવ્યા અને પોતાની આ ફરિયાદ બયાન કરી કે હું ઊંઘમાંથી ચોંકીને ઊઠી જાઉં છું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે : "જયારે તમે પોતાની પથારી પર સૂવા માટે જાઓ તો આ (ઉપરોકત) દુઆ પઢી લો."

તે સહાબી (રદિ.) ફરમાવે છે કે : મેં એના પર અમલ કર્યો તો આ ફરિયાદ દૂર થઈ ગઈ. હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર (રદિ.) આ દુઆનો એટલો પ્રબંધ ફરમાવતા હતા કે પોતાની અવ્લાદમાં જે પઢી શકતા હતા તેમને તો આ દુઆ યાદ કરાવી દીધી અને જેમને પઢવાની શકિત ન હતી તો તેમના માટે આ દુઆને લખીને તેમના ગળામાં લટકાવી દીધી.

## [૨]

"اَللّٰهُمَّ غَارَتِ النُّجُوْمُ وَ هَدَأَتِ الْعُيُوْنُ اَنْتَ حَيٌّ قَيُّوْمٌ لَا
تَاْخُذُكَ سِنَةٌ وَّلَا نَوْمٌ يَا حَيُّ يَا قَيُّوْمُ اَهْدِأْ لَيْلِىْ وَاَنِمْ عَيْنِىْ"

**અલ્લાહુમ્મ ગા–રતિન્નુજૂમુ વ હ–દ–અતિલ્ ઉયૂનુ અન્ત હય્યુન્ કય્યૂમુન્ લા તઅ્ખુઝુ–ક સિ–નતુવ્ં વ લા નવ્મુન્ યા હય્યુ યા કય્યૂમુ અહ્દિઅ્ લય્લી વ અનિમ્ અય્ની.**

**અનુવાદ :** હે અલ્લાહ ! તારાઓ પણ સંતાઈ ગયા. આંખોને પણ આરામ મળી ગયો અને આપ જીવંત કાયમ છો. ન આપને ઊંઘ આવે છે અને ન નિદ્રા આવે છે. હે જીવંત કાયમ રહેનારા ! મારી રાતને આરામવાળી બનાવી દે. આંખોમાં નિદ્રા અતા ફરમાવી દે. (1)

(1) 'અમલુલ્ યવ્મિ વલ્લયલતિ લિ ઈબ્નિસ્સુન્ની' : ૧૮૭, હદીષ નં. : ૭૪૯, 'સુબુલુલ્ હુદા વર્રશાદ' : ૧૦/૨૨૭

## <u>અનુભવ :</u>

## હઝરત ઝય્દ બિન સાબિત (રદિ.)ની તકલીફ દૂર થઈ ગઈ

હઝરત ઝય્દ બિન સાબિત (રદિ.) ફરમાવે છે કે : મેં અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી ઊંઘ ઊડી જવાની ફરિયાદ કરી તો આપે ફરમાવ્યું : "આ (ઉપરોક્ત) દુઆ પઢયા કરો."

મેં આ દુઆ પઢી તો અલ્લાહ તઆલાએ તે તકલીફને દૂર કરી દીધી જેમાં હું સપડાયેલો હતો.



(૪૧)

# જિન વગેરેથી હિફાઝતની બે મહત્ત્વની દુઆઓ

[૧]

" اَعُوْذُ بِكَلِمَاتِ اللّٰهِ التَّامَّاتِ الَّتِيْ لَا يُجَاوِزُهُنَّ بَرٌّ وَّلَا فَاجِرٌ مِّنْ شَرِّ مَا يَنْزِلُ مِنَ السَّمَاءِ وَ مِنْ شَرِّ مَا يَعْرُجُ فِيْهَا وَ مِنْ شَرِّ مَا ذَرَأَ فِي الْاَرْضِ وَ مِنْ شَرِّ مَا يَخْرُجُ مِنْهَا، وَ مِنْ شَرِّ فِتَنِ الَّيْلِ وَالنَّهَارِ وَ مِنْ شَرِّ طَوَارِقِ اللَّيْلِ وَالنَّهَارِ، اِلَّا طَارِقًا يَطْرُقُ بِخَيْرٍ يَا رَحْمٰنُ"

**અઊઝુ બિ કલિમાતિલ્લાહિત્તામ્માતિલ્લતી લા યુજાવિઝુહુન્ન બર્રુવં વ લા ફાજિરુમ્ મિન્ શર્રિ મા યન્ઝિલુ મિનસ્સમાઈ વ મિન્ શર્રિ મા યઅ્રુજુ ફીહા વ મિન્ શર્રિ મા ઝ-ર-અ ફિલ્ અર્ઝિ વ મિન્ શર્રિ મા યખ્રુજુ મિન્હા, વ મિન્ શર્રિ ફિ-તનિલ્લય્લિ વન્નહારિ વ મિન્ શર્રિ તવારિકિલ્ લય્લિ વન્નહાર, ઈલ્લા તારિકન્ યત્રુકુ બિ ખય્રિન્ યા રહમાન.**

**અનુવાદ :** અલ્લાહ તઆલાના તે સંપૂર્ણ કલિમાતના વાસ્તાથી જે કલિમાતને કોઈ સારો અને ખરાબ માણસ ઓળંગી નથી શકતો. (કલિમાતથી ઈલ્મ મુરાદ છે અર્થાત્ કોઈનો ઈલ્મ અલ્લાહ તઆલાના ઈલ્મથી આગળ વધી શકતો નથી.) તેના ઝરીએ પનાહ માંગું છું દરેક તે શરારતથી જે આસમાનથી ઉતરે છે અને દરેક તે

બુરાઈથી જે ઉપર ચઢે છે. એ જ પ્રમાણે દરેક તે શરારતથી જે જમીનમાં અલ્લાહ તઆલાએ પૈદા ફરમાવી છે અને દરેક તે શરારતથી જે જમીનમાંથી નીકળે છે. એ જ પ્રમાણે રાત અને દિવસના તમામ ફિત્નાઓની શરારતથી (પનાહ માંગું છું) ઉપરાંત રાત અને દિવસમાં પ્રગટ થનારી મખ્લૂકની શરારતથી (પનાહ માંગું છું) અલબત્ત, રાતના પ્રગટ થનાર તે જે ભલાઈની સાથે આવે છે, હે કૃપાળુ! (1)

## વાઘ-સિંહ જેવી બહાદુરી અને શક્તિ હાસિલ થઈ ગઈ

હઝરત ખાલિદ બિન વલીદ (રદિ.) એક વખત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયા અને આ ફરિયાદ કરી કે: "મને રાત્રે ખતરનાક ગભરાટ થાય છે."

'મુઅત્તા'ની રિવાયતમાં આ છે કે: "મને રાત્રે ડરાવવામાં આવે છે." આ વાત પર અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે: "હું તને તે કલિમાત શિખવાડું છું જે હઝરત જિબ્રઈલ અમીને (અલૈ.) મને તે સમયે શિખવ્યા હતા જયારે કે એક વખત રાત્રે ખતરનાક જિન્નાતે મારી સાથે ખરાબ વર્તાવ કરવાનો ઈરાદો કર્યો હતો અને જેના માટે તેમણે ખતરનાક કાવતરાઓ બનાવ્યા હતા." આ વાતચીત પછી આપે આ (ઉપરોકત) કલિમાત ઈર્શાદ ફરમાવ્યા.

આ મઝમૂન (બાબત) 'તબરાની'માં હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત થયેલ છે જેના અંતમાં છે કે: હઝરત આઈશહ (રદિ.) ફરમાવે છે: થોડી જ રાત્રીઓ વીતી હતી કે હઝરત ખાલિદ

(1) મુસન્નફ ઈબ્ને રઝ્ઝાક, બયહકી અને ઈબ્ને સઅદ, 'સુબુલુલ્ હુદા વર્રશાદ' ૧૦/૨૨૪, 'ફત્હુર્રબ્બાની' : ૧૪/૨૬૦, 'અમલુલ્ યવ્મિ વલ્લયલતિ લિ ઈબ્નિસ્સુન્ની' : ૧૬૩, હદીષ નં. : ૬૩૭, 'નુઝુલુલ્ અબરાર' : ૧૨૪

બિન વલીદ (રદિ.) બીજી વખત ખિદમતમાં હાજર થયા અને કહેવા લાગ્યા : "અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મારા મા–બાપ આપ પર કુર્બાન. તે ઝાતની કસમ જેણે આપને હક લઈને મોકલ્યા. આપે બતાવેલ કલિમાત (ઉપરોક્ત દુઆ) મેં હજુ ત્રણ જ વખત પઢયા હતા કે અલ્લાહ તઆલાએ મારી બધી ગભરાટ દૂર કરી દીધી. હવે તો આ હાલત છે કે રાતના કોઈ પણ સમયે સિંહની બોડ (ગુફા)માં ચાલ્યો જાઉં, તો પણ મને કોઈ પરવાહ અને ડર નથી."

ઈબ્ને અબીદુન્યાએ આ રિવાયતને હઝરત ખાલિદ (રદિ.)થી નકલ કરી છે તેમાં આ છે કે : આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે દુઆ શિખવતા શિખવતા (દુઆની મહત્ત્વતાના તરફ ઈશારો કરવા માટે) ફરમાવ્યું કે : "તે સમયે જિબ્રઈલ અમીને (અલૈ.) મને આ બતાવ્યું કે : એક માથા ફરેલ જિન આપની સાથે શરારત કરી રહ્યો છે, તેના શર (બુરાઈ)થી બચવા માટે આ દુઆ પઢયા કરો (જેથી હે ખાલિદ ! હું તમોને તે જ કલિમાત શિખવાડું છું, તેનો પ્રબંધ કરો, મોટો ફાયદો થશે.)"

['સુબુલુલ્ હુદા વર્રશાદ' : ૧૦ / ૨૨૪]

**સંશોધનો :** [૧] 'ઈબ્નુસ્સુન્ની'ની એક હદીષ શરીફથી આ વાતની સ્પષ્ટતા થઈ જાય છે કે : માથા ફરેલ શયૃતાનોએ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે બદ સુલૂકી (દુષ્ટાચાર)નો જે ઈરાદો કર્યો હતો, તે શું છે ? જેથી હદીષ શરીફમાં આ છે કે : એક માણસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સહાબી હઝરત અબ્દુર્રહમાન બિન ખંબશ (રદિ.) જે ઘણાં વૃધ્ધ થઈ ગયા હતા, તેમને આ પૂછયું કે : "હે ઈબ્ને ખંબશ (રદિ.) ! જયારે શયૃતાનોએ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વિરુદ્ધ કાવતરાઓ કર્યા. તો અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમના બચાવ માટે કઈ રીત અપનાવી ?" હઝરત અબ્દુર્રહમાન બિન ખંબશ (રદિ.)એ જવાબ આપ્યો કે, "શયૃતાનોની આખી જમાઅતે અલગ અલગ

ખીણો અને ઘાટીઓથી નીકળીને નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પરેશાન કરવા માટે ઘેરી લીધા. તેમનામાં એકની પાસે ધગધગતી આગનો અંગારો હતો. તે એના વડે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને નઊઝુ બિલ્લાહ (અલ્લાહની પનાહ) સળગાવવા ચાહતો હતો. આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) તેને જોયો તો (માનવસહજ સ્વભાવના કારણે) ગભરાઈ ગયા. તત્કાળ હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) તશરીફ લાવ્યા અને ફરમાવ્યું કે : "હે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! આ (ઉપરવાળા) કલિમાત પઢો." આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) કલિમાત પઢ્યા જ હતા કે તે આગ ઓલવાઈ ગઈ અને અલ્લાહ તઆલાએ તે બધાંને સ્પષ્ટ પરાજય આપી દીધો અને તેમના ઈરાદામાં નાકામ (નિષ્ફળ) ફરમાવ્યા." ['અમલુલ્ યવ્મિવલ્લયૂલતિ લિ ઈબ્નિસ્સુન્ની' : ૧૬૩]

[૨] 'અલ્ ફત્હુર્રબ્બાની'માં બગવી (રહ.)ના હવાલાથી નકલ કર્યું છે કે : નસીબીનવાળા ૭ (સાત) જિન્નાતને નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે નાઈબ (પ્રતિનિધિ) બનાવીને દઅવત અને તબ્લીગના હેતુથી તેમની બિરાદરી (કૌમ)માં રવાના કર્યા, તો કુલ ૭૦ (સિત્તેર) વ્યક્તિઓ મુસલમાન થઈને નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયા અને 'બત્હાઅ' નામની વાદી (ખીણ)માં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે વઅ્ઝ અને તબ્લીગ ફરમાવી. તે જ સમયે સંશોધન નં. : ૧ વાળો બનાવ બન્યો.

[૩] કલિમાતથી મુરાદ અલ્લાહ તઆલાની સિફાત (ગુણો) અથવા ઈલ્મ અથવા કુર્આન છે.

[૪] 'તવારિક' આ તુરુકનું બહુવચન છે. જેનો અર્થ 'અદુક' છે. અને ગુજરાતી ભાષામાં ઠોકવું અર્થ થાય છે. કારણ કે રાત્રે આવનારાને દરવાજો ઠોકવાની જરૂરત પેશ આવે છે, એટલા માટે તેને 'તારિક' કહેવામાં આવે છે. ['અલ્ ફત્હુર્રબ્બાની', 'નુઝુલુલ્ અબરાર']

## [૨]

“بِسْمِ اللّٰهِ مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ، اِخْسَأْ عَدُوَّاللّٰهِ”

**બિસ્મિલ્લાહિ મુહમ્મદુર્રસૂલુલ્લાહ. ઈખ્સઅ્ અદુવ્વલ્લાહ.**

**અનુવાદ :** તે અલ્લાહ તઆલાના નામની મદદ માંગું છું, મુહમ્મદ જે અલ્લાહના રસૂલ છે. હે અલ્લાહ તઆલાના દુશ્મન ! તૂ દૂર થા. (1)

**અનુભવ :**

### હે ખુદાના દુશ્મન ! તૂ દૂર થા !

હઝરત યઅ્લા બિન મુર્રહ (રદિ.) આ ફરમાવે છે કે : એક સ્ત્રી અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં પોતાના પુત્રને લઈને હાજર થઈ અને કહેવા લાગી કે : “મારા આ પુત્ર પર જિન સવાર થઈ ગયો છે. (ભૂત પ્રેતની અસર છે)” તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેના ચહેરા પર થૂ થૂ કર્યું અને પછી આ વાક્ય (ઉપરવાળો) ઈર્શાદ ફરમાવ્યુ.

રિવાયત કરનાર કહે છે કે : તે પછી તે છોકરાને કદી કોઈ વસ્તુએ તકલીફ ન પહોંચાડી.

**કિસી કે સામને મેં ક્યું ઝુકૂં પરવાહ ક્યા મુઝકો**
**ખુદા કે સામને જબ શોક સે ગર્દન મેરી ખમ હૈ**

(1) ‘અમલુલ્ યવ્મિ વલ્લયલતિ લિ ઈબ્નિસ્સુન્ની’ : ૧૬૨, હદીષ નં. : ૬૩૩

## ૪૨

# અલ્લાહની મદદ હાસિલ કરવાની ટૂંકી દુઆ

"یَآ اَرْحَمَ الرَّاحِمِیْنَ، یَآ اَرْحَمَ الرَّاحِمِیْنَ، یَآ اَرْحَمَ الرَّاحِمِیْنَ"

**યા અર્-હમર્રાહિમીન. યા અર્-હમર્રાહિમીન.**
**યા અર્-હમર્રાહિમીન.** (1)

**ફઝીલત :** હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે કે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે : "અલ્લાહ તઆલાના તરફથી એક ફરિશ્તો નકકી છે કે જે માણસ ત્રણ વખત 'યા અર્-હમર્રાહિમીન' કહે છે તો ફરિશ્તો તેના જવાબમાં આ કહે છે : 'અર્-હમર્રાહિમીને' તારી તરફ ધ્યાન કેન્દ્રિત કર્યું. બસ, માંગ અને દરખાસ્ત કર." ['મુસ્તદરક હાકિમ']

**અનુભવ :**

## આ કલિમાત પઢતાં જ સાતમાં આસમાનના ફરિશ્તા મારફતે તત્કાળ મદદ

હઝરત ઝયૂદ બિન હારિસહ રદિયલ્લાહુ અન્હુને એક અદ્‌ભૂત અને આશ્ચર્યજનક બનાવ આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પવિત્ર જીવનમાં પેશ આવ્યો. જેની વિગત આ છે : હઝરત ઝયૂદ રદિયલ્લાહુ તઆલા અન્હુએ તાઈફથી વાપસીમાં એક ખચ્ચર ભાડે લીધું. (ખચ્ચરનો) માલિક પણ સાથે ચાલ્યો અને રસ્તામાં એક ઉજજડ જગ્યાએ ખચ્ચર લઈ જઈને ઊભું કરી દીધું. જયાં ઘણાં કતલ થયેલાઓની લાશો પડેલી હતી અને તેણે હઝરત ઝયૂદ (રદિયલ્લાહુ તઆલા અન્હુ)ને કતલ કરવાનો ઈરાદો કર્યો. આ દૃશ્ય જોઈને હઝરત

(1) 'સીરતુલ્ મુસ્તફા' : ૨ / ૨૬૨

ઝયૂદ રદિયલ્લાહુ તઆલા અન્હુએ ફરમાવ્યું : મને બે રકા'ત નમાઝ પઢવાનો સમય આપો. તે માણસે મજાકરૂપે આ કહ્યું કે : હાં ! તમે પણ બે રકા'ત નમાઝ પઢી લો. તમારાથી પહેલાં આ લોકોએ પણ નમાઝો પઢી હતી પરંતુ નમાઝે તેમને કોઈ ફાયદો ન પહોંચાડયો. હઝરત ઝયૂદ બિન હારિસહ (રદિ.) જયારે બે રકા'ત નમાઝથી ફારિગ થયા તો આ માણસ કતલ કરવાના ઈરાદાથી તેમની તરફ આગળ વધ્યો. તેને આગળ વધતો જોઈને હઝરત ઝયૂદ (રદિ.)એ આ કહ્યું : **''યા અર્‌-હમર્રાહિમીન''** [હે સૌથી વધારે રહમ ફરમાવનારા મહેરબાન !] અહીંયા હઝરત ઝયૂદ (રદિ.)ની ઝબાનથી આ ઈસ્મે આ'ઝમ નીકળ્યું અને તે તરફ તેણે એક ગેબી કડક અવાજ સાંભળ્યો. **''લા તક્તુલ્હુ''** [તેમને કતલ ન કર] તે માણસ આ ગેબી અને આકસ્મિક અવાજથી ડઘાઈને અને ડરીને આમ–તેમ જોવા લાગ્યો. જયારે કોઈ માણસ ન દેખાયો તો પાછો આ નાપાક ઈરાદાથી આગળ વધ્યો. હઝરત ઝયૂદ (રદિ.)એ બીજી વખત **''યા અર્‌-હમર્રાહિમીન''** કહ્યું. તે માણસને બીજી વખત કોઈ ગેબી કડક અવાજ સંભળાયો. તે માણસ પાછળ હટી તો ગયો, પણ પ્રથમ વખતની જેમ ફરી આપની તરફ આગળ વધ્યો. આપે ફરી **''યા અર્‌-હમર્રાહિમીન''** કહ્યું. ત્રીજી વખત **''યા અર્‌-હમર્રાહિમીન''** કહેવું હતું કે શું જુએ છે કે એક ઘોડેસવાર ભાલો હાથમાં લઈને ઊભો છે અને તે ભાલાના છેડાના ભાગે આગની એક જવાળા છે. તે ભાલો પેલા માણસને માર્યો તો તરત જ પીઠની આરપાર થઈ ગયો અને તે જ સમયે તે માણસ મુર્દહ થઈને જમીન પર ઢળી પડયો.

તે પછી પેલા સવારે હઝરત ઝયૂદ (રદિ.)ને સંબોધીને કહ્યું કે જયારે તમે પ્રથમ વખત **''યા અર્‌-હમર્રાહિમીન''** કહ્યું, ત્યારે હું સાતમા આસમાન પર હતો અને જયારે બીજી વખત કહ્યું, ત્યારે હું દુનિયાના આસમાન પર હતો અને જયારે ત્રીજી વખત કહ્યું ત્યારે હું તમારી પાસે આવી પહોંચ્યો. ['સીરતુલ્ મુસ્તફા' : ૨ / ૨૬૨]

## ૪૩

# સર્વ રોગો માટે એક અકસીર ઈલાજ

"اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ الخ"

**અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન.** (છેવટ સુધી) (1)

[સૂરએ 'ફાતિહા', પારહ : ૧]

**અનુભવ :**

**દમ કરતાં જ સાપે ડંખ મારેલ કૌમનો સરદાર સારો થઈ ગયો**

સૂરએ 'ફાતિહા'ના ફઝાઈલની ઉપર જણાવેલ હદીષ શરીફ ઉપરાંત બીજી હદીષ શરીફ પણ છે. 'સહીહ બુખારી શરીફ'માં ફઝાઈલે કુર્આનમાં હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે : અમે એક વખત સફરમાં હતા. એક જગ્યાએ ઉતર્યા હતા. અચાનક એક લોંડી (છોકરી) આવી અને કહ્યું કે : "અહીંના કબીલાના સરદારને સાંપે ડંખ માર્યો છે, અમારા માણસો અહીં હાજર નથી. તમારામાંથી કોઈ એવો માણસ છે જે ઝાડ ફૂંક કરી દે ?" અમારામાંથી એક માણસ ઊભો થઈને તેની સાથે થઈ ગયો. અમને ખબર ન હતી કે આ માણસ કંઈ ઝાડ ફૂંક પણ જાણે છે. તેણે ત્યાં જઈને કંઈક પઢીને દમ કર્યો. અલ્લાહ તઆલાના ફઝલથી તે બિલ્કુલ સારો થઈ ગયો. ૩૦ (ત્રીસ) બકરીઓ તેણે આપી અને અમારી મહેમાની માટે દૂધ પણ પુષ્કળ મોકલાવ્યું. જ્યારે તેઓ પાછા આવ્યા

(1) 'તફસીર ઈબ્ને કષીર' (ઉર્દૂ) : ૧૪, પા. : ૧, 'બુખારી શરીફ' : ૨ / ૭૪૯

તો અમે કહ્યું કે : "શું તમોને એનો ઈલ્મ યાદ હતો ?" તેમણે કહ્યું : "મેં તો માત્ર સૂરએ 'ફાતિહા' પઢીને દમ કર્યો છે." અમે કહ્યું : "તેં હદિયહમાં આવેલ માલને હમણાં હાથ ન લગાવો. પ્રથમ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી મસઅલો પૂછી લો." મદીના મુનવ્વરા આવીને અમે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી એ વાતનો ઝિક્ર કર્યો. આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) ફરમાવ્યું : "તેને કેવી રીતે મા'લૂમ થઈ ગયું કે આ પઢીને દમ કરવાની સૂરત છે ? આ માલના ભાગ પાડી લો. મારો પણ એક ભાગ રાખજો." 'સહીહ મુસ્લિમ શરીફ' અને 'અબૂ દાઊદ શરીફ'માં પણ આ હદીષ શરીફ છે. 'મુસ્લિમ શરીફ'ની અમુક રિવાયતોમાં છે કે : દમ કરવાવાળા હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) જ હતા. ['બુખારી શરીફ']

إِنَّ أَكْرَمَكُمْ عِنْدَ اللهِ أَتْقَاكُمْ

## ૪૪

# મગફિરતની કામિયાબ સિફારિશ

تَبَارَكَ الَّذِىْ بِيَدِهِ الْمُلْكُ وَهُوَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرَ الخ

**તબા-ર-કલ્લઝી બિ યદિહિલ્ મુલ્કુ વ હુ-વ અલા કુલ્લિ શયઈન્ કદીર.** (છેવટ સુધી) (1)

[સૂરએ ‘મુલ્ક’, પારહ : ૨૯]

**ફઝીલત** : હઝરત અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે કે : આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : “કુર્આને પાકની એક સૂરત એવી છે જેની ૩૦ (ત્રીસ) આયતો છે. તે પોતાના પઢવાવાળાના હકમાં એવી રીતે સિફારિશ કરશે કે તેને બખ્શી દેવામાં આવશે. અને તે સૂરત સૂરએ ‘મુલ્ક’ છે.”

**<u>અનુભવ :</u>**

## મુબારક સૂરતે હુજ્જત (દલીલ) કરીને કબરના ફિત્નાથી બચાવી લીધો

હઝરત ખાલિદ બિન મઅદાન (રદિ.) ફરમાવે છે કે : મને સૂરએ ‘સજદહ’, પારહ : ૨૧ અને સૂરએ ‘મુલ્ક’ના વિષે આ ખબર પહોંચી છે કે : એક માણસ આ જ બે સૂરતોને પઢયા કરતો હતો. એ સિવાય બીજું કંઈ જ પઢતો ન હતો. તે માણસ મોટો ગુનેહગાર હતો. (જયારે તે માણસ મૃત્યુ પછી કબરમાં પહોંચ્યો તો ત્યાં) આ સૂરતોએ (પંખીઓની શકલમાં આવીને) તેના પર પોતાની પાંખોને ફેલાવી

(1) ‘અહમદ’, ‘અબૂ દાઉદ શરીફ’, ‘તિરમિઝી શરીફ’, ‘નસાઈ શરીફ’, ‘ઈબ્ને માજહ શરીફ’ (તફસીરે મઝહરીના હવાલાથી) : ૧૦ / ૨૯

દીધી અને અરજ કરી : “હે અલ્લાહ ! એને બખ્શી દે. કારણ કે આ માણસ મારી ઘણી જ વધારે તિલાવત કરતો હતો.” અલ્લાહ તઆલાએ તેની સિફારિશ કબૂલ ફરમાવી લીધી. ઉપરાંત ફરમાવ્યું : “આ માણસના દરેક ગુનાહના બદલે એક નેકી લખી દો અને એનો દર્જો ઉચ્ચ કરી દો !”

હઝરત ખાલિદ (રદિ.)નો આ પણ કૌલ છે કે : કબરના અંદર આ સૂરત પોતાના પઢનારા તરફથી ઝઘડો કરે છે અને કહે છે કે : “હે અલ્લાહ ! જો હું તારી કિતાબમાં છું, તો મારી સિફારિશ આ પઢનારા વિષે કબૂલ ફરમાવ અને જો તારી કિતાબમાંથી નથી, તો મને તું પોતાની કિતાબમાંથી મિટાવી દે.” આ સૂરત કબરમાં પંખીઓની શકલમાં આવે છે અને પોતાના પઢનારાઓ પર બાઝૂ (પાંખો) ફેલાવી દે છે અને એટલા પ્રમાણમાં સિફારિશ કરે છે કે કબરના અઝાબથી તેને છોડાવી દે છે.

**જિસને મિટાયા અપના નામો નિશાં**
**હફ્ત ઇકલીમ કા બના સુલ્તાં**

**મૈં તો નામો નિશાં મિટા બૈઠા**
**શોહરા મેરા ઉળા દિયા કિસને**

## ૪૫

# દીન અને દુનિયાની સર્વ ભલાઈઓનો સૌથી વધારે અનુભવ પ્રાપ્ત નુસ્ખો : 'આબે ઝમઝમ'

" اَللّٰهُمَّ اِنِّیْ أَسْئَلُكَ عِلْماً نَافِعاً وَّ رِزْقاً وَّاسِعاً
وَّ شِفَآءً مِّنْ كُلِّ دَاءٍ "

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ-ક ઈલ્મન્ નાફિઅંવ્ વ રિઝ્કંવ્ વાસિઅંવ્ વ શિફાઅમ્ મિન્ કુલ્લિ દાઅ.**

**અનુવાદ :** હે અલ્લાહ ! હું આપથી નફાકારક ઈલ્મ, વિશાળ રિઝ્ક અને દરેક બીમારીથી તંદુરસ્તી માંગું છું. (1)

**ફઝીલત :** હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદે ગિરામી નકલ ફરમાવે છે કે : માણસ ઝમઝમનું પાણી પીતા સમયે જે મકસદનો ઈરાદો કરે, અલ્લાહ તેને અતા ફરમાવે છે : જો (ઝમઝમ) પીતી વખતે તંદુરસ્તીની નિય્યત કરી તો અલ્લાહ તેને શિફા અતા ફરમાવશે. ભૂખ દૂર કરવાના ઈરાદાથી ઝમઝમનું પાણી પીએ તો અલ્લાહ તેનુ પેટ ભરી દે છે. તરસ દૂર કરવાનો ઈરાદો હોય તો અલ્લાહ તેની તરસ દૂર કરી દે છે. આ જિબ્રઈલ અમીન (અલૈ.)ની એડીનો નકશ (છાપ) છે અને હઝરત ઈસ્માઈલ અલયહિસ્સલામના માટે ખુદાઈ પીણું છે.

(1) 'દારે કુત્ની અન્ ઈબ્ને અબ્બાસ (રદિ.)', 'ઈબ્ને માજહ શરીફ'

## અનુભવો :

### [૧] પંદર દિવસ સુધી ખોરાક વગર રહ્યો

(હઝરત) અબૂ ઝર (રદિ.)ના ભત્રીજા અબ્દુલ્લાહ બિન સામિત (રદિ.)થી રિવાયત કરવામાં આવે છે કે : તેમણે કહ્યું કે : મારા ચાચા અબૂ ઝરે (રદિ.) મને કહ્યું : "હે ભત્રીજા ! તે બનાવ જેમાં હઝરત અબૂ ઝર (રદિ.)નું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે મક્કા મુકર્રમામાં આવવાનું બયાન કરવામાં આવે છે, તેમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને હઝરત અબૂ ઝર (રદિ.)ની પરસ્પરની વાતચીતમાં આ વાત હતી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત અબૂ ઝર (રદિ.)થી પૂછ્યું કે : "તમે મક્કા મુકર્રમામાં કયારથી આવ્યા છો ? " તેમણે અર્થાત્ હઝરત અબૂ ઝર (રદિ.)એ કહ્યું કે : મેં આં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને બતાવ્યું કે : "૧૪ (ચૌદ) દિવસ—રાતથી અહીંયા છું અને મારી પાસે ઝમઝમના પાણી સિવાય ખાવા—પીવાની કોઈ બીજી વસ્તુ ન હતી અને મેં કોઈ કમઝોરી પણ મહેસૂસ ન કરી અને મારા પેટની (જાડાપણાથી પડેલી) કરચલીઓ પણ દૂર થઈ ગંઈ છે." તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે : "તે (ઝમઝમ) પેટ ભરી દેનારો ખોરાક છે." ['આબે ઝમઝમ ગિઝા ભી દવા ભી' : ૭૫]

### [૨] પેશાબની હાજત દૂર થઈ ગઈ

'નવાદિરુલ્ ઉસૂલ'ના લેખક હકીમ તિર્મિઝીના વાલિદે મુહતરમનો આ બનાવ છે કે : એક વખત હજની મોસમમાં અંધારી રાત્રે ખાનએ કઅબહના તવાફ માટે નીકળ્યો. પેશાબની એવી તીવ્ર હાજત પૈદા થઈ કે બધો ખુશૂઅ પ્રભાવિત થઈ ગયો. યથા શકિત રોકવાનો પ્રયત્ન કર્યો. પણ તકલીફ વધવા લાગી. અને બીજી તરફ આ ભય હતો કે મસ્જિદની બહાર હાજત પૂરી કરવા ગયો તો મારા

પગ લોકોની ગંદકીઓથી નાપાક થઈ જશે. આ વિકટ પરિસ્થિતિમાં મને ઝમઝમના પાણીવાળી હદીષ શરીફ યાદ આવી ગઈ. તત્કાળ ઝમઝમના કૂવા પર પહોંચ્યો અને બરાબર પેટ ભરીને તે.જ નિય્યતથી ઝમઝમનું પાણી પીધું. તેની બરકતથી સવાર સુધી તેની તકલીફ દૂર થઈ ગઈ. ['ફઝલુ માઈ ઝમઝમ' : ૨૭૨, 'મિસ્કુદુઆ' : ૧૫૭]

### [૩] બોલવામાં લુકનત (બોબડાપણું) જતું રહ્યું

શયૂખુલ્ ઈસ્લામ અલ્લામહ ઝફર અહમદ ઉસ્માની (રહ.) ફરમાવે છે કે : અલ્લાહ તઆલાએ કેટલીયે વખત હજની સઆદત નસીબ ફરમાવી. દરેક વખતે ઝમઝમનું પાણી પીતા પીતા અલગ અલગ દીનની અને દુનિયાની હાજતોને માંગતો રહ્યો અને તે દુઆઓ કબૂલ થતી રહી. જેથી જયારે પ્રથમ વખત દુનિયાની હાજતમાં અલ્લાહ તઆલાથી પોતાની ઝબાનની લુકનત (બોબડાપણું) દૂર થવાની દુઆ માંગીને ઝમઝમનું પાણી પીધું તો તે લુકનત (બોબડાપણું) દૂર થઈ ગઈ. અને અસરકારક તદરીસ (શિક્ષણ આપવું) અને સંબોધવું, વઅઝ અને નસીહત (બોધ) પર અલ્લાહ તઆલાએ કુદરત અતા ફરમાવી દીધી જયારે કે એનાથી અગાઉ હું ઘણો જ પરેશાન હતો. ['ફઝલુ માઈ ઝમઝમ' : ૧૪૫]

### [૪] હઝરત ઈમામ શાફિઈ (રહ.)ની ત્રણ હાજતો

હઝરત ફરમાવે છે કે : મેં ઝમઝમનું પાણી પીતી વખતે ત્રણ વસ્તુઓની નિય્યત કરી :

**પહેલી** : મારી તીરંદાઝી ઠીક થાય.
જેથી કયારેક દસમાંથી દસ તીર નિશાના પર લાગતા અને કયારેક દસમાંથી નવ તીર નિશાના પર લાગતા.

**બીજી** : ઈલ્મ માટે જેમ કે તમે જુઓ છો.

**ત્રીજી** : જન્નતમાં દાખલ થવા માટે તેના પ્રાપ્ત થવાની ઉમ્મીદ રાખું છું. ['ફઝલુ માઈ ઝમઝમ' : ૧૩૭]

૪૬

# દાંતના દુઃખાવા માટે બે મહત્ત્વની દુઆઓ

## [૧]

" اَللّٰهُمَّ أَذْهِبْ عَنْهُ مَا يَجِدُ وَ فُحْشَهُ بِدَعْوَةِ
نَبِيِّكَ الْمَكِيْنِ الْمُبَارَكِ عِنْدَكَ "

**અલ્લાહુમ્મ અઝ્હિબ્ અન્હુ મા યજિદુ વ ફહ્-શહુ બિ દઅ્-વતિ નબિય્યિ-કલ્ મકીનિલ્ મુબા-રકિ ઈન્દક.**

**અનુવાદ :** હે અલ્લાહ ! એની તકલીફ અને તીવ્ર દુઃખાવો તારા બરકતવંત અને મર્તબહવાળા નબીની દુઆના સદકહથી દૂર ફરમાવ. (1)

**અનુભવ :**

### ઈબ્ને રવાહાની દાંતની તકલીફ દૂર થઈ ગઈ

'બયહકી' હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા (રદિ.)થી નકલ કરે છે કે : "તેમણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી દાંતોના દુઃખાવાની ફરિયાદ કરી તો હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાનો મુબારક હાથ તેમના તે ગાલ પર જેમાં દુઃખાવો હતો મૂકીને ૭ (સાત) વખત આ (ઉપરોકત) દુઆ પઢી.

મુબારક હાથ ઉઠાવવા પહેલાં જ અલ્લાહ તઆલાએ તેમનો દુઃખાવો દૂર ફરમાવી દીધો."

(1) 'મદારિજુન્નુબુવ્વહ' : ૧ / ૪૨૨ બયહકીના હવાલાથી

## [૨]

”بِسْمِ اللّٰهِ وَ بِاللّٰهِ اَسْئَلُكَ بِعِزِّكَ وَجَلَالِكَ وَ قُدْرَتِكَ عَلٰى كُلِّ شَيْءٍ فَاِنَّ مَرْيَمَ لَمْ تَلِدْ غَيْرَ عِيْسٰى مِنْ رُّوْحِكَ وَ كَلِمَتِكَ اَنْ تَكْشِفَ مَا تَلْقٰى فَاطِمَةَ بِنْتِ خَدِيْجَةَ مِنَ الضُّرِّ مَكَّةَ“

**બિસ્મિલ્લાહિ વ બિલ્લાહિ અસ્અલુ-ક બિઈઝ્ઝિ-ક વ જલાલિ-ક વ કુદ્દરતિ-ક અલા કુલ્લિ શય્ઈન્ ફ ઈન્ન મર્ય-મ લમ્ તલિદ્ ગય્-ર ઈસા મિર્રૂહિ-ક વ કલિમતિ-ક અન્ તક્શિ-ફ મા તલ્કી ફાતિ-મ-ત બિન્તિ ખદી-જ-ત મિનઝ્ઝુર્રિ મક્ક-ત.**

**અનુવાદ :** અલ્લાહની ઝાત અને સિફાત (ગુણો), ઈઝ્ઝત, અઝમત (મહત્તા) અને દરેક વસ્તુની કુદરતના તુફૈલ આ માંગું છું કે ફાતિમહ બિન્તે ખદીજહ (રદિ.)ને થનારી દાંતની તકલીફ દૂર ફરમાવ. આપ એવા શકિતશાળી છો કે હઝરત મરયમ અલયહસ્સલામે હઝરત ઈસા અલયહિસ્સલામને આપના ખાસ હુકમ અને "કુન્" [થઈ જા]ના કલિમહની બરકતથી જન્મ આપ્યો.

**અનુભવ :**

**હઝરત ફાતિમહ (રદિ.)નો દાંતનો દુ:ખાવો દૂર થઈ ગયો**

હુમૈદી (રહ.) રિવાયત કરે છે કે : સય્યિદહ ફાતિમતુઝ્ઝોહરા રદિયલ્લાહુ અન્હા હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે દાંતના દુ:ખાવાની ફરિયાદ કરતી કરતી આવી. તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જમણા હાથ મુબારકની શહાદતની આંગળી તે દાંત પર મૂકી જેમાં દુ:ખાવો થતો હતો અને કંઈક પઢયા. જેથી હઝરત ફાતિમહ રદિયલ્લાહુ અન્હાને પોતાના દાંતના દુ:ખાવાથી આરામ મળ્યો.

## ૪૭

# બુરા ખ્વાબના નુકસાનથી હિફાઝત

"اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطَانِ الرَّجِيْمِ"

**અઊઝુ બિલ્લાહિ મિનશ્શયૂતાનિર્રજીમ.**

**અનુવાદ :** હું અલ્લાહની પનાહ લઉં છું લઅનત કરવામાં આવેલ શયતાનથી. (1)

**રીતઃ** બુરો ખ્વાબ દેખાય ત્યારે ત્રણ વખત 'તઅવ્વુઝ' [અઊઝુ બિલ્લાહિ મિનશ્શયૂતાનિર્રજીમ] પઢીને ડાબી તરફ થૂ થૂ કરી દે.

**<u>અનુભવ :</u>**

**સહાબી અને તાબિઈ દરેકને બુરા ખ્વાબથી મુક્તિ**

હઝરત અબૂ સલમહ બિન અબ્દુર્રહમાન બિન ઔફ (રદિ.) ફરમાવે છે કે : હું ઊંઘમાં ઘણાં એવા બુરા ખ્વાબ જોયા કરતો હતો જેણે મને બીમાર અને પરેશાન કરી દીધો હતો. અહીં સુધી કે એક વખત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સહાબી હઝરત અબૂ કતાદહ (રદિ.)ને આ ફરમાવતા સાંભળ્યા કે : હું પણ એ જ પ્રકારના બુરા ખ્વાબ જોતો હતો જેના કારણે ઘણો બીમાર રહેતો હતો. પણ એક વખત અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ફરમાવતા સાંભળ્યા કે : "સારા ખ્વાબ તો અલ્લાહના તરફથી હોય છે. જેથી તમારામાંથી કોઈ પસંદીદહ ખ્વાબ જુએ, તો પોતાનો આ સારો ખ્વાબ પોતાના ચાહનારાની સામે જ બયાન કરે. અને જો કોઈ

(1) 'બુખારી શરીફ' : ૨ / ૧૦૪૩, 'મુસ્લિમ શરીફ' : ૨ / ૨૪૩

નાપસંદીદહ ખ્વાબ જુએ તો અલ્લાહથી તે ખ્વાબના નુકસાન અને શયતાનની શરારતના વિષે પનાહ માંગે. પછી ત્રણ વખત થૂ થૂ કરી દે. ઉપરાંત પોતાનો આ ખ્વાબ કોઈની સામે બયાન ન કરે. એવું કરવાથી આ બુરો ખ્વાબ તેને કોઈ પ્રકારનું કોઈ નુકસાન ન પહોંચાડશે.'' ['બુખારી શરીફ' : ૨ / ૧૦૪૩, 'મુસ્લિમ શરીફ' : ૨ / ૨૪૩]

'બુખારી શરીફ'માં એક બીજી જગ્યાએ પેજ (૮૫૫) પર આ હદીષ શરીફના અંતમાં (હઝરત) અબૂ સલમહ (રદિ.)નો આ કોલ નકલ કર્યો છે, તેઓ ફરમાવે છે કે : ''હું એવા બુરા ખ્વાબ જોતો હતો કે મારા માટે પહાડથી વધારે ભારી વજનદાર હતા, પણ જયારથી આ હદીષ શરીફ સાંભળી, ત્યારથી તેના પર અમલ કરી લેવા પછી મને હવે આ બુરા ખ્વાબની કોઈ પરવાહ નથી રહેતી.

**સંશોધન** : હદીષ શરીફમાં وليتفل ثلاثاً [વલ્યતફિલ સલાસન] આવ્યું છે જેનો અર્થ થૂ થૂ કરવાનો છે. ક્રમવાર થૂકવા અને ફૂંક મારવા માટે અરબી ભાષામાં આ કલિમાતનો ઉપયોગ થાય છે.

بزق، تفل، نفث، نفخ

આમાં ઉતરતો ક્રમ બતલાવવામાં આવ્યો છે.

થૂ થૂ કરવાનું કારણ આ બતાવવામાં આવે છે કે આ અમલથી શયતાનને ધમકાવવું મકસૂદ છે જે આ બુરા ખ્વાબના નજર આવવાનો સબબ છે. ['નુઝ્લુલ્ અબરાર' : ૧૨૫]

**નિસ્બતે મુસ્તફા ભી અજબ ચીઝ હૈ**
**જિસકો નિસ્બત નહીં ઉસકી ઇઝ્ઝત નહીં**

**ખુદ ખુદા ને નબી સે યે ફરમા દિયા**
**"જો તુમ્હારા નહીં વો હમારા નહીં"**

## ૪૮

# દજ્જાલના ફિત્ના અને સર્વ બલાઓથી હિફાઝત

સૂરએ 'કહફ', પારહ : ૧૫ થી પારહ : ૧૬ સુધી કુલ ૧૨ (બાર) રુકૂઅ છે. [1]

આ મુબારક સૂરહ પારહ : ૧૫ થી પારહ : ૧૬ સુધી લગભગ ૧૨ (બાર) રુકૂઅ પર મુશ્તમિલ (સમાવિષ્ટ) મશહૂર અને જાણીતી સૂરહ છે. દરેક મુસલમાને જુમ્અહના દિવસે તેનો પ્રબંધ કરવો જોઈએ.

**ફઝીલત (૧) :** 'મુસ્નદે અહમદ'માં છે કે : જે માણસે સૂરએ 'ક—હ—ફ'ની શરૂઆતની ૧૦ (દસ) આયતો હિફઝ (યાદ) કરી લીધી, તે દજ્જાલના ફિત્નાથી બચાવી લેવામાં આવ્યો. અલબત્ત, 'મુસ્લિમ શરીફ'માં (સૂરએ 'કહફ'ની) અંતિમ ૧૦ (દસ) આયતોનો ઝિક્ર છે. જયારે કે 'નસાઈ શરીફ'માં કોઈ પણ ૧૦ (દસ) આયતોનું બયાન આવ્યું છે. ['ઈબ્ને કષીર']

**ફઝીલત (૨) :** હાફિઝ ઝિયાઅ મક્દસી (રહ.)ની કિતાબ 'અલ્ મુખ્તારહ'માં છે કે : જે માણસ જુમ્અહના દિવસે સૂરએ 'કહફ'ની તિલાવત કરશે, તે ૮ (આઠ) દિવસ દરેક પ્રકારના ફિત્નાઓથી સુરક્ષિત રહેશે. અહીંયા સુધી કે જો દજ્જાલ પણ તે સમયમાં નીકળે તો તેના ફિત્નાઓથી પણ બચાવી લેવામાં આવશે. ['ઈબ્ને કષીર']

(1) 'બુખારી શરીફ' : ૨ / ૧૦૪૩, 'મુસ્લિમ શરીફ' : ૨ / ૨૪૩

## અનુભવ :

## ખતરનાક અકસ્માતમાં જાન અને જિસ્મ (શરીર)ની હિફાઝત

બંદાએ (મેં) પોતાના મુહતરમ વાલિદ હઝરત મવ્લાના અહમદ લૂલાત સાહબ રવીદ્રવી (રહ.) (ખલીફા : હઝરત શય્ખુલ્ હદીષ મવ્લાના ઝકરિયા સાહબ રહ.)થી પોતે આ સાંભળ્યું કે : એક વખત જુમ્અહના દિવસે હું બસથી સફર કરીને કયાંક જઈ રહ્યો હતો. અમારી બસ પુલ પરથી પસાર થઈ રહી હતી કે બસ પુલના કઠેડા સાથે કંઈક એવી રીતે અથડાઈ કે બસનો આખો ઢાંચો બેહાલ થઈ ગયો. પણ અલ્લાહના ફઝલથી કોઈનું મૃત્યું તો શું ? ઈજા પણ ન થઈ. અને અલ્લાહે પોતાના રહમ અને કરમથી દરેકની હિફાઝત ફરમાવી. જયારે આ દુર્ઘટના થઈ ત્યારે હું બસની બિલ્કુલ અંતિમ સીટ પર બેસીને સૂરએ 'કહફ'ની તિલાવત કરી રહ્યો હતો. આ અદ્ભૂત અને આશ્વર્યજનક હિફાઝત અને સલામતીનું કારણ મારા નાકિસ (અધૂરા) ખ્યાલમાં આ જ છે કે : સૂરએ 'કહફ'ની તિલાવતની બરકતથી બધાંની જ હિફાઝત થઈ ગઈ. અને શા માટે ન થાય ! જયારે કે હદીષે પાકમાં આ મુબારક સૂરહને દજ્જાલવાળા સૌથી મોટા ફિત્નાઓથી બચાવનો ઝરીઓ બતાવ્યો છે. તો તેના સિવાયના બધાં ફિત્નાઓથી તો હિફાઝત અને સલામતી અગ્રતાક્રમે થઈ જાય છે.

**તૂ ગની અઝ હર દો આલમ મન ફકીર**
**રોઝે મહશર ઉઝરહાએ મન પઝીર**

**ગર તુ મી બીની હિસાબમ નાગુઝીર**
**અઝ નિગાહે મુસ્તફા પિન્હાં બગીર**

૪૯

# અઝાન

"اَللّٰهُ اَكْبَرْ، اَللّٰهُ اَكْبَرْ، اَللّٰهُ اَكْبَرْ، اَللّٰهُ اَكْبَرْ، اَشْهَدُ اَنْ لَّا اِلٰهَ اِلَّا اللّٰهْ، اَشْهَدُ اَنْ لَّا اِلٰهَ اِلَّا اللّٰهْ، اَشْهَدُ اَنَّ مُحَمَّداً رَّسُوْلُ اللّٰهْ، اَشْهَدُ اَنَّ مُحَمَّداً رَّسُوْلُ اللّٰهْ، حَيَّ عَلَى الصَّلٰوةْ، حَيَّ عَلَى الصَّلٰوةْ، حَيَّ عَلَى الْفَلَاحْ، حَيَّ عَلَى الْفَلَاحْ،
اَللّٰهُ اَكْبَرْ، اَللّٰهُ اَكْبَرْ، لَا اِلٰهَ اِلَّا اللّٰهْ"

**અલ્લાહુ અક્બર્, અલ્લાહુ અક્બર્. અલ્લાહુ અક્બર્, અલ્લાહુ અક્બર્. અશ્હદુ અલ્ લા ઈલા–હ ઈલ્લલ્લાહ્. અશ્હદુ અલ્ લા ઈલા–હ ઈલ્લલ્લાહ્. અશ્હદુ અન્ન મુહમ્મદર્રસૂલુલ્લાહ્. અશ્હદુ અન્ન મુહમ્મદર્રસૂલુલ્લાહ્. હય્ય અલસ્સલાહ્, હય્ય અલસ્સલાહ્. હય્ય અલલ્ ફલાહ્, હય્ય અલલ્ ફલાહ્. અલ્લાહુ અક્બર્, અલ્લાહુ અક્બર્. લા ઈલા–હ ઈલ્લલ્લાહ.**

[૧] મુહદ્દિસે તબરાનીની 'મુઅજમુલ્ અવ્સત'માં હઝરત અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે કે : અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ ઈર્શાદ ફરમાવ્યો : "ખતરનાક પ્રકારના જિન અને શયતાનો તમોને અલગ અલગ પ્રકારની મુસીબતોમાં સપડાવે તો અઝાન પુકાર્યા કરો. એટલા માટે કે શયતાન જયારે અઝાનની અવાજ સાંભળે છે તો પૂંછડી દબાવીને ભાગી જાય છે."

[૨] 'મુસ્નદે બઝ્ઝાર'માં હઝરત સઅદ (રદિ.)થી નકલ થયેલ છે કે : અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હુકમ

આપ્યો કે : "જયારે જિન અને શયતાન આપણને રસ્તાથી ભટકાવી દે, અને એ જ પ્રમાણે જયારે આપણને જિન અને શયતાન દેખાય તો અઝાન પુકાર્યા કરો."

## અનુભવ :

## જિન્નાતની શરારત અને બેકાબૂ આગ પર કાબૂ મેળવવો

[૧] મશહૂર અને જાણીતા મુહદ્દિષ સય્યિદ મુહમ્મદ સિદીક હસન ખાન ભોપાલી (રહ.) ફરમાવે છે : એક વખત બાળપણમાં એવો સંજોગ થયો કે હું ઘરેથી ફરવા માટે બપોરના સમયે પોતાની વાડી તરફ ચાલી નીકળ્યો. જેવો જ વાડીમાં દાખલ થયો તો મેં જોયું કે આગની જવાળાઓ એક ઝાડથી બીજા ઝાડ પર ઉડી રહી છે. પહેલાં તો હું આ દશ્ય જોઈને ગભરાઈ ગયો, પણ અલ્લાહની તવ્ફીક શામિલે હાલ (મારી સાથે) રહી. મેં તત્કાળ અઝાન આપવાનું શરૂ કર્યું અને સલામતીની સાથે પોતાના ઘરે પાછો ફર્યો. એ પ્રમાણે અલ્લાહ તઆલાએ આ શરારતથી મારી હિફાઝત ફરમાવી દીધી. મારું અનુમાન આ છે કે આ કોઈ જિન અને શયતાનની હરકત અને કાવતરું હતું.

એમ પણ હદીષ શરીફમાં આ આવે છે કે : જયારે કોઈ જગ્યાએ આગ લાગી હોય તો તેના ઓલવવાના બાહ્ય અસ્બાબ (પાણી છાંટવું વગેરે)ને અપનાવવાની સાથે રૂહાની યુકિત તરીકે અઝાન આપવાનો પ્રબંધ કરવો જોઈએ.

[૨] જેથી બંદાએ (મેં) પોતાના બુઝુર્ગ વાલિદ (મવ્લાના અહમદ લૂલાત સાહબ રહ.)થી પણ આ અમલ પોતાની આંખોથી જોયો છે કે એક વખત રવીદ્રામાં એક પટેલ સાહેબને ત્યાં જોરદાર આગ લાગી હતી. આખું ગામ તે આગને ઓલવવામાં મશ્ગૂલ હતું. વાલિદ સાહબને જેવી ખબર પડી કે તત્કાળ ત્યાં પહોંચતા જ પોતે પણ જોરથી અઝાન આપવા લાગ્યા અને બીજા લોકોને પણ અઝાન આપવાની હિદાયત ફરમાવી.થોડીજ વારમાં બેકાબૂ આગ ઓલવાઈ ગઈ.

# ખિતામુહૂ મિસ્ક [કસ્તૂરીનું સીલ]

## અર્થાત્

## દુઆઓના આ અમૂલ્ય ખઝાના પર કસ્તૂરી સમાન બે બીજા કીમતી અમલોનું સીલ

### ૧

## શયતાનને ભગાવવાનું હથિયાર

"اَللّٰهُ لَا اِلٰهَ اِلَّا هُوَ اَلْحَیُّ الْقَیُّوْمُ الخ"

**અલ્લાહુ લા ઈલા–હ ઈલ્લા હુવલ્ હય્યુલ્ કય્યૂમ.** (છેવટ સુધી)

['આયતુલ્ કુર્સી', સૂરહ : 'બ–ક–રહ', પારહ : ૩]

**ફઝીલત (૧) :** હઝરત અબૂ ઉમામહ અને હઝરત અલી બિન અબી તાલિબ રદિયલ્લાહુ અન્હુમ અજમઈનથી મરફૂઅન્ (1) નકલ થયેલ છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : "જે માણસ દરેક ફર્ઝ નમાઝ પછી 'આયતુલ્ કુર્સી ' પઢશે તેને (હિજાબ) મૌતના સિવાય જન્નતમાં દાખલ થવાથી બીજી કોઈ વસ્તુ રોકનારી ન હશે."

['નસાઈ', 'ઈબ્ને હિબ્બાન', 'દારે કુત્ની', શુઅબુલ્ ઈમાનિ લિલ્ બયહકી]

**ફઝીલત (૨) :** એક રિવાયતમાં આવ્યું છે કે : જે માણસ સૂતી વખતે 'આયતુલ્ કુર્સી 'પઢશે, અલ્લાહ તઆલા તેના ઘરને અને.

---

(1) જે હદીષ શરીફના રાવીઓની શ્રૃંખલા હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સુધી અખંડ પહોંચતી હોય તેને 'મરફૂઅ હદીષ' કહે છે.

તેના પડોશીના ઘરને ઉપરાંત આજુબાજુના અન્ય ઘરવાળાઓને પોતાની પનાહમાં રાખશે.

## અનુભવ :

## હઝરત અબૂ હુરયરહ (રદિ.)એ શયતાન ચોરને પકડયો અને હઝરત ઉમર (રદિ.)એ તેને ઊંચકીને નીચે પછાડયો

[૧] હઝરત અબૂ હુરયરહ (રદિ.)નું બયાન છે કે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને રમઝાન માસની ઝકાતના માલની હિફાઝત પર નિયુકત ફરમાવ્યો. (રાત્રે) કોઈ આવીને મુઠઠી ભરી ભરીને અનાજ ઉઠાવીને લેવા લાગ્યો. મેં તેને પકડી લીધો અને તેને કહ્યું કે : "હું તને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં પકડીને લઈ જઈશ." તે બોલ્યો : "હું મોહતાજ છું, બાલબચ્ચાવાળો છું, ઘણો જરૂરતમંદ છું." મેં તેને આ વિનંતી પર છોડી મૂકયો. સવાર થઈ તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયો. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : "અબૂ હુરયરહ (રદિ.) ! રાતવાળા તમારા કેદીનું શું થયું ? " મેં અરજ કરી : "યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! તેણે પોતાની તીવ્ર મોહતાજી અને બાલબચ્ચાવાળા હોવાની તકલીફ જાહેર કરી. મને તેના પર દયા આવી ગઈ. મેં તેને છોડી મૂકયો." (હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) ફરમાવ્યું : "જાણી લો ! તેણે તમારાથી જૂઠી વાત કરી. ભવિષ્યમાં તે પાછો આવશે." આ વાત સાંભળીને મને તેના ફરીથી આવવાનું યકીન થઈ ગયું. જેથી હું તેની તાકમાં લાગી રહ્યો. તે (ચોર) આવ્યો અને પાછો મુઠઠી ભરી ભરીને અનાજ લેવા લાગ્યો. તત્કાળ મેં તેને પકડી લીધો અને (તેને) કહ્યું : "હવે તો હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં તને જરૂર લઈ જઈશ."

તેણે પ્રથમ વખતની જેમ ફરી તે જ વાત કહી, જે અગાઉ કહી હતી. તો મેં (તેને) છોડી મૂકયો.

(સવારે) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પણ તે જ વાત ફરમાવી જે પહેલાં ફરમાવી હતી. છેવટે ત્રીજી વખત (જયારે તે ફરી ચોરી કરવા આવ્યો તો) મેં (તેને) કહ્યું : “આ અંતિમ વખત છે એમ કહીને તું હવે બીજી વખત ન આવવાનો વાયદો કરતો રહ્યો અને તેમ છતાં પાછો આવતો રહ્યો. (હવે હું તને જરૂર જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસે લઈ જઈશ.)” તેણે કહ્યું : “તમે મને છોડી મૂકો. હું તમોને અમુક શબ્દો એવા શિખવાડું છું જેનાથી અલ્લાહ તમોને ફાયદો અતા ફરમાવશે. જયારે તમો પોતાના બિસ્તર પર (રાત્રે સૂવા માટે) જાઓ તો ‘આયતુલ્ કુર્સી ’ :

“اَللّٰهُ لَا اِلٰهَ اِلَّا هُوَ اَلْحَیُّ الْقَيُّوْمُ الخ”

પઢી લો. તમારી દેખરેખ માટે અલ્લાહ તરફથી એક દેખરેખ રાખનાર મુકર્રર રહેશે. પછી સવાર સુધી કોઈ શયતાન તમારી પાસે આવશે નહીં.” મેં તેને છોડી મૂકયો. સવારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં પહોંચ્યો તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : “તમારા રાતવાળા કેદીનું શું થયું ? ” મેં અરજ કરી : “હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! તેણે આ કહ્યું કે હું તમોને અમુક શબ્દ એવા બતાવું છું કે તેના ઝરીઆથી અલ્લાહ તમોને ફાયદો અતા ફરમાવશે.” આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો : “સાંભળો ! તે છે તો જૂઠો, પણ તેણે આ વાત તમોને સાચી કહી. શું તમો જાણો છો ? કે ત્રણ રાતોથી તમે કોની સાથે વાતચીત કરી ? ” મેં અરજ કરી : “નહીં.” આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : “તે શયતાન હતો.”

[‘બુખારી શરીફ’, ‘તફસીરે મઝહરી’ : ૨ / ૨૪]



આજ બનાવને થોડા ફર્કની સાથે આ પ્રમાણે પણ બયાન કરવામાં આવ્યો છે કે : હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની પાસે સદકહની ઓરડી (સ્ટોર રૂમ)ની ચાવી હતી અને તેમાં ખારેક હતી. એક દિવસે જઈને દરવાજો ખોલ્યો તો જોયું કે તેમાંથી એક મુઠઠી ભરીને ખારેક ઓછી થઈ ગઈ છે. પછી બીજી વખત એક દિવસે દરવાજો ખોલ્યો તો જોયું કે તેમાંથી એક મુઠઠી ભરીને ખારેક બીજી ઓછી થઈ ગઈ છે. પછી ત્રીજી વખત એક દિવસે દરવાજો ખોલ્યો તો જોયું કે તેમાંથી પણ એટલી જ ઓછી થઈ ગઈ છે. પછી હઝરત અબૂ હુરયરહ (રદિ.)એ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી તેની ફરિયાદ કરી તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે "શું ! તું આ ચાહે છે કે તે માણસને પકડે ? " મેં અરજ કરી કે : "હાં." આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે : "જયારે તું દરવાજો ખોલે તો કહેજે કે : પાક (પવિત્ર) છે તે જેણે તને મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના માટે કાબૂમાં કરી દીધા." જયારે હઝરત અબૂ હુરયરહ (રદિ.)એ દરવાજો ખોલીને કહ્યું :

"سُبْحَانَ مَنْ سَخَّرَكَ لِمُحَمَّدٍ"

**[સુબ્હા-ન મન્ સખ્ખ-ર-ક લિ મુહમ્મદ.]**

તો અચાનક તે ચોર સામે ઊભો દેખાયો. એટલે હઝરત અબૂ હુરયરહ (રદિ.)એ કહ્યું કે : "હે ખુદાના દુશ્મન ! તું જ આવું કરનાર છે ? " (તે ચોર) બોલ્યો કે : "હાં. પણ મને છોડી મૂકો. હું હવે ન આવીશ. હું અનાજ ચોરતે નહીં, પણ એક જિન્નાત ગરીબી અને જરૂરતના કારણે પોતાના ઘરવાળાઓ માટે લઈ જતો હતો. (હદીષ શરીફના અંત સુધી)" [રવાહુ ઈબ્નુ મરદુવયહ]

ઈમામ અહમદ (રહ.) અને ઈમામ તિરમિઝી (રહ.)એ

એવો જ બનાવ હઝરતનો કંઈક વધારાની સાથે હઝરત અબૂ અય્યૂબ (રદિ.)નો રિવાયત કર્યો છે.



એક અજીબ (અદભુત) બનાવ અબૂ ઉબૈદની કિતાબ 'અલ્ ગરીબ'થી નકલ કરવામાં આવે છે કે : હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.) ફરમાવે છે કે : એક વખત એક માણસ જયારે પોતાના ઘરથી બહાર નીકળ્યો તો કોઈ જિન્નાતથી તેની મુલાકાત થઈ. તે જિન્નાતે તે માણસથી આ કહ્યું કે : "શું તું મારી સાથે કુશ્તી લડશે ? જો તેં મને પછાડી દીધો તો હું તને એક એવી આયત શિખવાડીશ કે જયારે પણ તું પોતાના ઘરમાં દાખલ થતા સમયે તેને પઢશે, તો તેની બરકતથી કોઈ શયતાન દાખલ થઈ શકશે નહીં." તે પછી પરસ્પર કુશ્તી લડયા અને માણસે તેને પછાડી દીધો અને કહ્યું કે "હું તને નબળા શરીરવાળો જોઉં છું અને તારી કલાઈઓ (કોણીથી કાંડા સુધીનો ભાગ) તો કૂતરાઓની કલાઈઓ જેવી છે. તો શું બધાં જિન્નાત એવા જ હોય છે અથવા માત્ર તું જ એવો છે ? " તે બોલ્યો : "હું તો તે બધામાં ઝબરદસ્ત છું. આવો, અને મારી સાથે બીજી વખત કુશ્તી લડો." પછી બીજી વખત પણ માણસે તેને પછાડી દીધો. હવે તેણે વાયદો પૂર્ણ કરતા બતાવ્યું કે : "તું 'આયતુલ્ કુર્સી' પઢયા કર કે જયારે કોઈ માણસ ઘરમાં દાખલ થતા સમયે પઢી લે છે તો જરૂર શયતાન ત્યાંથી ગધેડાની જેમ છલાંગ મારતો મારતો નીકળીને ભાગી જાય છે." આ બનાવને સાંભળવા પછી હાજરજનોમાંથી કોઈએ હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.)થી પૂછયું : "શું તે માણસ હઝરત ઉમર (રદિ.) હતા ? " તો હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.)એ ફરમાવ્યું કે : "હઝરત ઉમર (રદિ.)ના સિવાય બીજા કોના વિષે એવું વિચારી શકાય છે. ?!"

['મવાહિબુર્રહમાન' : ૧૫, તિલ્કર્રુસુલ, સૂરહ : 'બ-ક-રહ']

૨

# જિંદગીના છેલ્લા શ્વાસ સુધી મોટી મુસીબતોથી હિફાઝત અને રાહત આપનારી દુઆ

હઝરત બુસ્ર બિન અલ્ અરતાત અલ્ કુરૈશી (રદિ.) ફરમાવે છે : મેં અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આ દુઆ કરતા સાંભળ્યા :

" اَللّٰهُمَّ اَحْسِنْ عَاقِبَتَنَا فِى الْأُمُوْرِ كُلِّهَا،
وَأَجِرْنَا مِنْ خِزْىِ الدُّنْيَا، وَعَذَابِ الْاٰخِرَةِ "

**અલ્લાહુમ્મ અહ્સિન્ આકિ-બ-તના ફિલ્ ઉમૂરિ કુલ્લિહા વ અજિર્ના મિન્ ખિઝ્યિદ્દુન્યા વ અઝાબિલ્ આખિરહ.**

**અર્થ :** હે અલ્લાહ ! સર્વ કામોમાં અમારા માટે અંજામને બહેતર બનાવ અને દુનિયાની રુસ્વાઈ અને આખિરતના અઝાબથી અમને પનાહ અતા ફરમાવ. ['અલ્ મુસ્નદુલ્ જામિઅ' : ૩ / ૨૪૮, 'મુસ્નદે ઈમામે અહમદ' : ૨૯ / ૧૭૧, હદીષ નં. : ૧૭૬૨૮]

**અનુવાદ :** હે અલ્લાહ ! તું અમારા દરેક કામનું પરિણામ અમારા હકમાં સારું કરી દે અને અમોને દુનિયાની નામોશી અને આખિરતના અઝાબથી પનાહ અતા ફરમાવ.

'તબરાની'ની રિવાયતમાં આ વધારો છે :

" مَنْ لَزِمَهُ مَاتَ قَبْلَ اَنْ يُّصِيبَهُ جُهْدٌ مِّنْ بَلَاءٍ "

**મન્ લઝિ-મહૂ મા-ત કબ્લ અંય્ યુસી-બહૂ જુહ્દુન્ મિન્ બલાઈન્.**

આ દુઆની પાબંદી કરનારાને મૌત સુધી મોટી મુસીબતથી છુટકારો અને રાહત પ્રાપ્ત થાય છે.

# શખ્સિયાત

## અર્થાત્

### આ કિતાબમાં ઉલ્લેખિત મહત્ત્વની વ્યક્તિઓનો પરિચય

## સહાબા રદિયલ્લાહુ અન્હુમ અજમઈન

### [૧] હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)

આપનું મુબારક નામ અબ્દુલ્લાહ બિન ઉષ્માન અબૂ કુહાફહ છે. વંશાવળી આ પ્રમાણે છે : અબ્દુલ્લાહ બિન ઉષ્માન બિન આમિર બિન અમ્ર બિન કઅબ બિન સઅદ બિન તૈમ બિન મુર્રહ બિન કઅબ (અંત સુધી) એમ સમજો કે મુર્રહ પર જઈને વંશાવળી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે મળી જાય છે. માતાનું નામ ઉમ્મુલ્ ખયૂર સલ્મા બિન્તે સખ્ર છે. આપનો જન્મ 'ફીલ' (હાથીવાળા લશ્કરના કઅબહ શરીફ પર આક્રમણના) બનાવના બે વર્ષ; છ માસ પછી થયો. અને લકબો (ઉપનામો) : અતીક, સિદ્દીક, ખલીફએ રસૂલિલ્લાહ વગેરે મશહૂર (જાણીતા) છે. (હઝરત) ફઝલ બિન દુકૈન ફરમાવે છે : એટલા માટે કે ખયૂર અને ભલાઈમાં આપ અગ્રેસર હતા જેથી અતીક લકબથી જાણીતા થયા. જયારે કે ઈમામ ફલ્લાસ (રહ.) ફરમાવે છે કે : ઈઝ્ઝત (માનમર્યાદા)ની શ્રેષ્ઠતાના કારણે આપને આ ઉપનામ મળ્યું. અને આ પણ મશહૂર છે કે : જહન્નમથી આઝાદીની બશારત (ખૂશખબરી)ના કારણે આપને અતીક કહેવામાં આવ્યા. 'મુસ્નદે અબી યઅ્લા'ની હદીષ શરીફ છે કે : એક વખત અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઘરના વરંડામાં સહાબા

રદિયલ્લાહુ અન્હુમ અજમઈન સહિત તશરીફ ફરમાવેલા હતા. એટલામાં હઝરત અબૂબક્ર (રદિ.) તશરીફ લાવ્યા. આપે જોતાં જ ફરમાવ્યું :

"مَنْ سَرَّهٗ اَنْ يَّنْظُرَ اِلٰى عَتِيْقٍ مِّنَ النَّارِ
فَلْيَنْظُرْ اِلٰى اَبِىْ بَكْرٍ رَضِىَ اللّٰهُ عَنْهُ"

[જે જહન્નમથી આઝાદ માણસને જોવા ઇચ્છે
તે અબૂબક્ર (રદિ.)ને જોઈ લે.]

અલ્લામહ દોલાબી (રહ.) પોતાની કિતાબ 'અલ્કુના'માં ફરમાવે છે કે : તેમની માતાનું કોઈ બાળક જીવતું રહેતું ન હતું પણ જયારે હઝરત અબૂબક્ર (રદિ.)નો જન્મ થયો તો તેમને લઈને ખાનએ કઅબહની સામે ઊભી થઈ ગઈ અને આ દુઆ કરી :

"اَللّٰهُمَّ اِنَّ هٰذَا عَتِيْقُكَ مِنَ الْمَوْتِ فَهَبْهُ لِىْ"

[હે અલ્લાહ ! એને મૌતથી આઝાદ રાખીને
મને બક્ષીશ રૂપે અતા ફરમાવ.]

સિદીક ઉપનામ વિષે 'દારે કુત્ની'માં હઝરત અલી (રદિ.)ની રિવાયત છે : જેના રિવાયતકર્તા અબૂ યહ્યા (રહ.) આ ફરમાવે છે કે : મેં વારંવાર હઝરત અલી (રદિ.)ને મિમ્બર પર આ ફરમાવતા સાંભળ્યા કે : "અલ્લાહ તઆલાએ હઝરત અબૂબક્ર (રદિ.)ને પોતાના મહબૂબ (પ્રિય) નબીની મુબારક ઝબાનથી 'સિદીક'નું ઉપનામ અતા ફરમાવ્યું." આપે ઈસ્લામ ધર્મની તે અજોડ ખિદમતો અંજામ આપી કે ખૂદ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે વફાતના સમયે ફરમાવ્યું કે "દરેકનો એહસાન અદા થઈ ગયો પણ અબૂબક્રના એહસાનનો બદલો અલ્લાહ જ આપશે." મક્કા મુકર્રમાના દૌર (ઝમાના)માં ઘણાં મુસલમાન થનારા સહાબા (રદિ.)ને ગુલામીથી આઝાદી અપાવી.

મશહૂર છે કે : ઈસ્લામના સમયમાં ૪૦ (ચાળીસ) હઝાર દિરહમને અલ્લાહની રાહમાં ખર્ચ કરી દીધા. અને કુલ ૭ (સાત) માણસોને આઝાદ કરાવ્યા. જેમાં હઝરત બિલાલ, આમિર બિન ફુહયૂરહ, ઝન્નીરહ રદિયલ્લાહુ અન્હુમ અજમઈન વગેરે છે.

આપને ઈસ્લામ લાવવામાં પ્રથમતાનો શર્ફ (પ્રતિષ્ઠા) હાસિલ (પ્રાપ્ત) છે. આપના કુટુંબવાળાઓને આ સઆદત (સૌભાગ્ય) મળી કે ચાર–ચાર પેઢીઓને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુહબતનો શર્ફ નસીબ થયો. [માતા–પિતાને, ખૂદ પોતાને, અવલાદને અને આપના પૌત્રોને આ શર્ફ પ્રાપ્ત થયો.]

આપની વફાત મદીનહ મુનવ્વરામાં શનિવાર, ૨૨ જમાદિલ્ અવ્વલ, ૧૩ હિજરીસનમાં થઈ. આપની ઉંમર ૬૩ વર્ષ થઈ. હઝરત ઉમર (રદિ.)એ જનાઝહની નમાઝ પઢાવી. ખિલાફતની કુલ મુદત ૨ વર્ષ, ચાર માસ છે. આપથી કુલ ૧૪૨ રિવાયત નકલ થયેલ છે. સર્વસંમતઃ ૦૬ (છ), માત્ર 'બુખારી શરીફ' : ૧૧ (અગિયાર), માત્ર 'મુસ્લિમ શરીફ' : ૦૧ (એક) ('અલ્ ઈસાબહ' : ૪ / ૧૪૪

'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૫૮૭)

## [૨] હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.)

આપનું નામ ઉમર બિન અલ્ ખત્તાબ અલ્ અદવી અલ્ કુરૈશી છે. આપની કુનિયત (તે નામ જે માતા–પિતા, બેટા–બેટી વગેરેના સંબંધથી બોલવામાં આવે) અબૂ હફ્સ અને લકબ (ઉપનામ) ફારૂક છે. માતાનું નામ હંતમહ બિન્તે હિશામ બિન અલ્ મુગીરહ અલ્ મખ્ઝૂમી હતું. જહાલતના ઝમાનામાં પણ ઘણાં પ્રભાવશાળી હતા. વિદેશ ખાતાના પદ પર નિયુકત હતા. આપ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુરાદ કહેવાય છે કારણ કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આપને અલ્લાહથી

માંગીને લીધા હતા. હદીષ શરીફમાં છે કે : આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ દુઆ ફરમાવી :

"اَللّٰهُمَّ اَعِز الْاِسْلَام بِاَبِی جَهْلِ بْنِ هِشَام
اَوْ عُمَرَ بْنِ الْخَطَّابِ"

[હે અલ્લાહ ! ઈસ્લામને અબૂ જહલ બિન હિશામ અથવા ઉમર બિન ખત્તાબના મારફતે ઈઝઝત અતા ફરમાવ]

જેથી તે જ સવારે ઈસ્લામ અંગીકાર કર્યો. 'મુસ્નદે અહમદ'માં હઝરત ઉમર (રદિ.)નો આ ઈર્શાદ નકલ કર્યો છે કે : કુફ્રના સમયમાં એક દિવસ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને તકલીફ પહોંચાડવાના ઈરાદાથી નીકળ્યો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારાથી પહેલાં મસ્જિદ જઈ ચુકયા હતા. હું ત્યાં આપની પાછળ ઊભો થઈ ગયો અને સૂરએ 'અલ્હાક્કહ'ની તિલાવત સાંભળવા લાગ્યો. કુર્આન શરીફના અલ્ફાઝ (શબ્દો) સાંભળીને નવાઈ પામ્યો. મનમાં વિચાર્યુ કે કુરૈશના કહેવા પ્રમાણે આપ શાઈર (કવિ) માલૂમ થાય છે પણ આગળની આયત :

"اِنَّهٗ لَقَوْلُ.....اِلٰی.....وَمَا هُوَ بِقَوْلِ شَاعِرٍ"

સાંભળતા જ તેની તરદીદ (રદીયો) થઈ ગઈ. તો પછી વિચાર્યુ કે : આપ કાહિન (જયોતિષ) છે પણ જેવું જ આપે :

"وَلَا بِقَوْلِ كَاهِنٍ"

પઢયું તો તેની પણ તરદીદ (રદીયો) થઈ ગઈ. એ જ પ્રમાણે મેં આખી સૂરહ ધ્યાનપૂર્વક સાંભળી લીધી. તે જ સમયે ઈસ્લામની મુહબ્બત મારા દિલમાં ઘર કરી ગઈ હતી. આપના ઈસ્લામ કબૂલ કરવાથી ઈસ્લામને એવું બળ નસીબ થયું કે ખુલ્લે આમ હરમ

શરીફમાં નમાઝ પઢાવા લાગી. એટલા જ માટે આપને 'ફારૂક' કહેવામાં આવ્યા. આપે કલિમએ તય્યિબહ પઢયો તો દારે અરકમની રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મજલિસમાં જેટલા લોકો શરીક હતા સર્વેએ ખૂશીના આવેશમાં ના'રએ તકબીર બુલંદ કર્યો, બલ્કે ખૂદ હઝરત જિબ્રઈલ અમીને આપ અલયહિસ્સલાતુ વસ્સલામને આ બતાવ્યું કે : ''ઉમર (રદિ.)ના ઈસ્લામ કબૂલ કરવાથી બધા આસમાનવાળા ખૂશ થઈ ગયા.'' અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુહબતની બરકતથી બેહદ (અનંત) ઈલ્મથી નવાઝયા. એટલા જ માટે તો હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.) ફરમાવે છે કે, ''ત્રાજવાના એક પલ્લામાં (હઝરત) ઉમર (રદિ.)નો ઈલ્મ અને બીજા પલ્લામાં આખી ધરતી (દુનિયા)ના બાકી હઝરાતનો ઈલ્મ મૂકી દેવામાં આવે તો (હઝરત) ઉમર (રદિ.)ના ઈલ્મવાળું પલ્લું ભારી થઈ જશે.'' આપથી કુલ રિવાયત ૫૩૯ નકલ થયેલ છે. જેમાં : સર્વ સંમત : ૧૦ (દસ), માત્ર 'બુખારી શરીફ' : ૦૯ (નવ), માત્ર 'મુસ્લિમ શરીફ' : ૧૫ (પંદર), ૨૬, ઝિલ્હિજ્જહ, ૨૩ હિજરીસનમાં આપ પર હઝરત મુગીરહ બિન શુઅ્બહના ગુલામ અબૂ લુઅ્લુઅ્એ બરછીથી હુમલો કર્યો. છેવટે ૧, મુહર્રમ, ૨૪ હિજરીસનમાં વફાત થઈ. આપની કુલ ઉંમર ૬૩ વર્ષ થઈ. હઝરત સુહૈબ રૂમી (રહ.)એ જનાઝહની નમાઝ પઢાવી. ('અલ્ ઈસાબહ' : ૪ / ૪૮૪, 'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૬૦૨, 'અસ્માઉસ્સહાબતિર્રુવાત લિ અબી મુહમ્મદ અલી બિન અહમદ અલ્ ઉન્દલુસી મુહક્કકહૂ સય્યિદ કિસ્રવી હસન' : ૪૪)

## [3] હઝરત ઉસ્માન બિન અફ્ફાન (રદિ.)

આપનું નામ ઉસ્માન બિન અફ્ફાન બિન અબિલ્ આસ બિન ઉમય્યહ બિન અબ્દે શમ્સ અલ્ કુરશી અલ્ ઉમવી છે. આપની

કુનિયત (તે નામ જે માતા–પિતા, બેટા–બેટી વગેરેના સંબંધથી બોલવામાં આવે) અબૂ અબ્દુલ્લાહ અને અબૂ ઉમર છે. માતાનું નામ અરવા બિન્તે કુરૈઝ બિન રબીઅહ છે. તે ઈસ્લામથી મુશર્રફ હતી. અને આપની નાની (માની મા) બૈઝાઅ બિન્તે અબ્દિલ્ મુત્તલિબ અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ફોઈ હતી. હઝરત ઉસ્માન (રદિ.)નો જન્મ 'ફીલ' (હાથીવાળા લશ્કરના કઅબહ શરીફ પર આક્રમણના) બનાવના ૬ (છ) વર્ષ પછી થયો. આપ કદીમુલ્ ઈસ્લામ (શરૂઆતમાં ઈસ્લામ સ્વીકારનારા) છે. નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દારે અરકમમાં તશરીફ લઈ જવા પહેલાં હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ના હાથે ઈસ્લામ અંગીકાર કર્યો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક પછી એક પોતાની બે સાહબઝાદીઓ હઝરત રુકૈયા (રદિ.) અને હઝરત ઉમ્મે કુલ્સૂમ (રદિ.)ના આપથી નિકાહ ફરમાવ્યા. એટલા માટે આપ ઝૂન્નૂરૈન (બે નૂરવાળા) કહેવાય છે. સૌથી પ્રથમ 'હબ્શહ' હિજરત ફરમાવી. તે પછી ત્યાંથી મક્કા મુકર્રમા તશરીફ લાવીને મદીના મુનવ્વરાની હિજરત ફરમાવી.

૧, મુહર્રમ, ૨૪ હિજરીસનમાં ખલીફા બન્યા. અને ૨૨, ઝિલહિજ્જહ, ૩૫ હિજરીસનમાં જુમ્અહના દિવસે અસર પછી આપ શહીદ થયા. મશહૂર કોલ પ્રમાણે આપની ઉંમર ૮૨ વર્ષની થઈ. ખિલાફતની કુલ મુદ્દત લગભગ ૧૨ (બાર) વર્ષ રહી. આપ અશરએ મુબશ્શરહ [1] માંથી છે. અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આપના વિષે ફરમાવ્યું કે : "દરેક નબીનો એક રફીક (મિત્ર) છે અને મારો મિત્ર જન્નતમાં ઉસ્માન હશે."

(1) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તે ૧૦ (દસ) સહાબા જેમને તેમના જીવનમાં એક જ મજલિસમાં એક સાથે જન્નતની બશારત (ખૂશખબરી) આપવામાં આવી હતી.

હુકમનૂ આપ બદરી છે, કારણ કે બદરના ઝમાનામાં અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાની સાહબઝાદી હઝરત રુકૈયા (રદિ.)ની ખિદમત કરવા માટે આપને મદીના મુનવ્વરામાં જ રહેવા માટે ફરમાવ્યું.

આપ ઘણાં જ ઈબાદતગુઝાર હતા. (આપની) ખાદિમા (સેવિકા)નું બયાન છે કે : હઝરત ઉસ્માન (રદિ.) આખો દિવસ રોઝહ રાખતા હતા અને દરરોજ સૌથી પ્રથમ ઊંઘમાંથી જાગીને તહજ્જુદમાં મશગૂલ થઈ જતા.

આપથી નકલ થયેલ રિવાયત કુલ ૧૪૬ છે. સર્વ સંમત : ૦૩ (ત્રણ), માત્ર 'બુખારી શરીફ' : ૦૮ (આઠ), માત્ર 'મુસ્લિમ શરીફ' : ૦૫ (પાંચ) ('અલ્ ઈસાબહ' : ૪ / ૩૭૭, 'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૬૦૨)

## [૪] હઝરત અલી (રદિ.)

આપનું નામ અલી બિન અબી તાલિબ બિન અબ્દુલ્ મુત્તલિબ બિન હાશિમ બિન અબ્દે મનાફ અલ્ કુરશી અલ્ હાશમી છે. આપની કુનિયત (તે નામ જે માતા–પિતા, બેટા–બેટી વગેરેના સંબંધથી બોલવામાં આવે) અબૂ તુરાબ અને અબૂલ્ હસન છે. બાળકોમાં સૌથી પહેલાં મુસલમાન થયા. ઈસ્લામ સ્વીકારવાના સમયે આપ વિવિધ કોલ અનુસાર ૧૫, ૧૬, ૮ અથવા ૧૦ વર્ષના હતા. બધાં જ ગઝવાત (જંગો)માં આપ શરીક રહ્યા. માત્ર 'તબૂક'માં અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હુકમના પાલનમાં શિર્કત ન થઈ શકી. કારણ કે આપને ઘરવાળાઓ પર જાનશીં (પ્રતિનિધિ) મુકર્રર ફરમાવ્યા હતા અને દિલાસારૂપે ફરમાવ્યું કે : "શું તમે એનાથી રાઝી નથી કે જે નિસ્બત હઝરત હારૂન અલયહિસ્સલામને હઝરત મૂસા અલયહિસ્સલામથી હતી, તે જ

નિસ્બત આપને મારાથી હોય ? " આપ નીચા કદના (ઠીંગણા), ઘઉંવર્ણ અને ગીચ દાઢીવાળા હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જયારે સહાબા રદિયલ્લાહુ અન્હુમ અજમઈનમાં ભાઈબંધી કાયમ ફરમાવી તો હઝરત અલી રદિયલ્લાહુ અન્હુથી ફરમાવ્યું :

"اَنْتَ اَخِی" [આપ તો મારા જ ભાઈ છો.]

હોશિયારી, બહાદુરી અને ઈલ્મમાં પોતાનું ઉદાહરણ પોતે હતા. 'અશરએ મુબશ્શરહ' અને હઝરત ઉમર (રદિ.)એ ખિલાફતના માટે જે ૬ (છ) વ્યક્તિઓને નિમણુંક કર્યા હતા, આપ તેમાંથી એક હતા. ગઝવએ 'ખયબર'માં :

"لَاُعْطِيَنَّ الرَّايَةَ الخ" [જરૂર એવા શખ્સને ઝંડો આપીશ...]

વાળા બનાવમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક ઝબાનથી 'આશિક' અને 'મહબૂબ' બન્ને સનદથી નવાઝવામાં આવ્યા. (1)

જે જુમ્અહના દિવસે હઝરત ઉસ્માન (રદિ.)ની શહાદત થઈ તે જ દિવસે ૧૮, ઝિલ્હિજ્જહ, ૩૫ હિજરીસનના આપ ખલીફા થયા. આપની દારુલ્ હુકૂમત (રાજધાની) 'કૂફા'માં હતી એટલે ત્યાં જ ૧૮, રમઝાન, ૪૦ હિજરીસનમાં જુમ્અહના દિવસે સવારમાં અબ્દુર્રહમાન બિન મુલ્જિમ અલ્ મુરાદીએ આપ પર ખૂની હુમલો કર્યો, જે હુમલાના ત્રણ દિવસ પછી આપની વફાત થઈ ગઈ. હઝરત

---

**(1) મજકૂર બનાવનો સારાંશ આ પ્રમાણે છે :**

"ખયબર" ઈબરાની ભાષાનો શબ્દ છે જેનો મૂળ અર્થ "કિલ્લો" થાય છે. આ સ્થળ મદીના મુનવ્વરાથી લગભગ ૨૦૦ (બસો) માઈલ દૂર હતું. અહીંયા ખજૂર વિસ્તાર હોવાના લીધે મોટી સંખ્યામાં ખજૂરોના વૃક્ષો હતા. આ સ્થળે યહૂદીઓ વસવાટ કરતા હતા. અરબમાં યહૂદીઓનો આ સૌથી મોટો ગઢ હતો. જયારે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે બનૂ નઝીર **[અનુસંધાન હવે પછીના પેજ પર]**

હસન (રદિ.), હઝરત હુસૈન (રદિ.) અને હઝરત અબ્દુલ્લાહ બિન જઅફર (રદિ.)એ આપને ગુસલ આપ્યું અને હઝરત હસન (રદિ.)એ જનાઝહની નમાઝ પઢાવી. વિવિધ કોલ મુજબ આપની કુલ ઉંમર ૫૮ અથવા ૬૩ અથવા ૬૫ અથવા ૭૦ વર્ષ થઈ. આપની ખિલાફત ૪ વર્ષ, ૯ માસ અને અમુક દિવસ રહી. આપથી નકલ થયેલ રિવાયતો કુલ ૫૮૬ છે. જેમાં : સર્વ સંમત : ૨૦ (વીસ), માત્ર 'બુખારી શરીફ' : ૦૯ (નવ), માત્ર 'મુસ્લિમ શરીફ' : ૧૫ (પંદર) ('અલ્ ઈસાબહ' : ૪ / ૪૬૪, 'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૬૦૨)

[આ પહેલાંના પેજની ફૂટ નોટ ચાલુ]

કબીલાના યહૂદીઓને દેશ નિકાલ કર્યા તો તેઓએ પણ ખયબર સ્થળે આવીને વસવાટ કર્યો હતો જેથી ઘણી મોટી સંખ્યા હોવાના લીધે ખયબરના યહૂદીઓના લગભગ ૬ (છ), ૭ (સાત) કિલ્લાઓ હતા. તેમાં સૌથી વિશાળ અને મજબૂત કિલ્લાનું નામ "કમૂસ" હતું. અરબનો મશહૂર અને બળવાન પહેલવાન "મુરહહબ" આ કમૂસ કિલ્લામાં રહેતો હતો. તેને યહૂદીઓ એક હજાર સવાર સમાન ગણતા હતા. આ સર્વ કિલ્લાઓમાં યહૂદીઓની લગભગ ૨૦૦૦૦ (વીસ હજાર)ની સંખ્યા હતી. કમૂસ કિલ્લા તરફ ઈસ્લામી લશ્કર આગળ વધ્યું. કમૂસ કિલ્લો બીજા કિલ્લાઓ કરતાં ઘણો મજબૂત કિલ્લો હતો.

જયારે આ કિલ્લાને ઘેરી લીધો તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ને ઝંડો આપી લડવા મોકલ્યા. હઝરત અબૂબક્ર (રદિ.)એ પૂરેપૂરી કોશિશ કરી, પણ કિલ્લો ફતહ ન થયો. તે પાછા આવી ગયા.

બીજા દિવસે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત ઉમર (રદિ.)ને મોકલ્યા. હઝરત ઉમર (રદિ.)એ પણ પૂરેપૂરી બહાદુરી અને વીરતાથી મુકાબલો કર્યો, પણ કિલ્લો ફતહ કર્યા વગર પાછા આવી ગયા. તે દિવસે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે : **"હું કાલે એવા માણસને ઝંડો આપી લડવા મોકલીશ કે જે અલ્લાહ અને તેના રસૂલનો આશિક અને મહબૂબ છે. અને તે માણસના હાથ પર અલ્લાહ ફતહ આપશે."** આ રાત્રે દરેક માણસ બેકરાર હતો. દરેક સહાબી એ ઈન્તિઝારમાં હતા કે આ ગર્વનો તાજ કોના હાથમાં આવે છે ? અને કોણ એવો નસીબદાર......

[અનુસંધાન હવે પછીના પેજ પર]

## [૫] હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.)

આપનું નામ અબ્દુલ્લાહ બિન મસ્ઊદ બિન ગાફિલ બિન હબીબ બિન શમ્ખ બિન ફાર બિન મખ્ઝૂમ અલ્ હુઝલી છે. આપની માતાનું નામ ઉમ્મે અબ્દુલ્લાહ બિન્તે અબ્દે વુદ્ છે. આપ હઝરત ઉમર (રદિ.)થી પહેલાં ઈસ્લામથી મુશર્રફ થયા. એક કોલ અનુસાર છઠ્ઠા નંબર પર મુસલમાન થયા. આપ નીચા કદના (ઠીંગણા) હતા. સફરમાં અને મકામ પર આપ સલ્લલ્લાહુ'અલયહિ વ સલ્લમની સાથે રહેતા હતા. આપને સાહિબે સિવાક (મિસ્વાકવાળા) અને સાહિબે નઅલૈન (પગરખાંવાળા) કહેવામાં આવે છે. આપ સલ્લલ્લાહુ

---

**[આ પહેલાંના પેજની ફૂટ નોટ ચાલુ]**

...... સહાબી છે કે આવી ઉચ્ચ શ્રેષ્ઠતા તેને મળશે. અને કમૂસ કિલ્લાની ફતહ કોણ બહાદુર અને નસીબદારના હાથે થશે ? સારાંશ કે દરેક સહાબીએ પૂરી રાત આવી બેકરારીમાં પસાર કરી. સવાર પડતાં જ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોકાર કરી કે : "અલી ક્યાં છે ?" કોઈપણ સહાબીનો હઝરત અલી (રદિ.) વિષે ખ્યાલ પણ ન હતો કે હઝરત અલી (રદિ.)ને બોલાવવામાં આવશે. કેમ કે હઝરત અલી (રદિ.)ની આંખો દુખતી હતી જેથી તે લડાઈથી મઅઝૂર હતા.

હઝરત અલી (રદિ.) હાજર થયા તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાનું થૂંક મુબારક હઝરત અલી (રદિ.)ની આંખમાં લગાવ્યું. તે પછી દુઆ આપી તો તે જ સમયે હઝરત અલી (રદિ.)ની આંખો સારી થઈ ગઈ. તે પછી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક ઝંડો આપતાં હઝરત અલી (રદિ.)ને નસીહત કરી કે "જિહાદ કરવા પહેલાં તેઓને ઈસ્લામની દા'વત આપજો અને અલ્લાહના હક્કો તેઓ સમક્ષ રજૂ કરશો. હે અલી ! અલ્લાહના સોગંદ છે કે જો એક માણસ પણ તમારા સમજાવવાથી ઈસ્લામ કબૂલ કરશે તો તમારા માટે લાલ ઊંટો કરતાં પણ ઉત્તમ વસ્તુ છે." તે પછી હઝરત અલી (રદિ.) ઝંડો લઈ કમૂસ કિલ્લા તરફ રવાના થયા. અને અલ્લાહે આપને ફતેહ આપી.

['સીરતે સરકારે મદીના' : ભાગ-૨, પાનું : ૧૨૧, ૧૨૪ અને ૧૨૫]

**[અહીં ફૂટ નોટ પૂરી થાય છે.]**

અલયહિ વ સલ્લમે તેમના વિષે આ ફરમાવ્યું હતું : "انك غلام معلم" (તુ તો પઢેલો હોંશિયાર છોકરો છે) હબ્શહ હિજરત કરીને આપ મદીના મુનવ્વરા પહોંચ્યા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમના અને હઝરત અનસ (રદિ.)ના દરમિયાન ભાઈબંધી કરાવી. આપ (રદિ.)એ અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સીધી ૭૦ (સિત્તેર) સૂરતો શીખી. એક વખત રસૂલે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : "જે માણસ આ ચાહે કે કુર્આને પાકને એવી રીતે તરોતાઝહ પઢે જેવું કે નાઝિલ થયું છે તો તેને જોઈએ કે તે અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.)ની પદ્ધતિ પર (તિલાવત પ્રમાણે) તિલાવત કરે." હઝરત ઉમર (રદિ.)ની ખિલાફતમાં કાઝી અને બૈતુલ માલના નિરીક્ષક નિયુકત થયા. હઝરત ઉસ્માન (રદિ.)ના ઝમાનામાં કૂફાથી આપ મદીના મુનવ્વરા તશરીફ લઈ આવ્યા. આપની વફાત ૩૨, હિજરીસનમાં થઈ અને જન્નતુલ્ બકીઅમાં દફન થયા. આપની વફાત પર હઝરત અબૂ દરદાઅ (રદિ.)એ ફરમાવ્યું :

"ما ترك بعده مثله"

[આપે પોતાની પાછળ પોતાનો કોઈ હમસર નથી છોડયો.]

૬૦ (સાંઠ) વર્ષથી વધારે આપની ઉંમર હતી. રિવાયતોની સંખ્યા ૮૮૪ છે. સર્વ સંમત : ૬૪ (ચોંસઠ), માત્ર 'બુખારી શરીફ' : ૨૧ (એકવીસ), માત્ર 'મુસ્લિમ શરીફ' : ૩૫ (પાંત્રીસ)

('અલ્ ઈસાબહ' : ૪ / ૧૯૮, 'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૬૦૫)

## [૬] હઝરત અબૂ હુરયરહ (રદિ.)

આપની વંશાવળી અબૂ હુરયરહ બિન આમિર બિન અબ્દે ઝીશ્શરી બિન ઝરીફ બિન અત્તાબ બિન અબી સઅ્બ અદ્દવસી છે. આપના નામ વિષે વિવિધ કોલ છે. જાહિલિય્યતના ઝમાનાના નામમાં

બે કોલ છે : અબ્દે શમ્સ અથવા અબ્દે અમ્ર. અને ઈસ્લામના ઝમાનામાં અબ્દુલ્લાહ અથવા અબ્દુર્રહમાન છે. આપની કુનિયત (તે નામ જે માતા–પિતા, બેટા–બેટી વગેરેના સંબંધથી બોલવામાં આવે) અબૂ હુરયરહ (બિલાડીવાળા) હતી કારણ કે બિલાડીને ઘણી ચાહતા હતા. હંમેશા પોતાની આસ્તીન (બાંય)માં બિલાડીના બચ્ચાંને સાથે લઈને ફરતા હતા. એ જ કારણે આપ અબૂ હુરયરહ કહેવાવા લાગ્યા. 'તિરમિઝી શરીફ'ની રિવાયત અનુસાર લોકોએ અને 'બુખારી શરીફ'ની હદીષ અનુસાર ખૂદ અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ કુનિયત રાખી. અલબત્ત, મુહમ્મદ બિન કૈસ કહે છે કે હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવ્યા કરતા હતા કે : "મારી કુનિયતમાં 'અબૂ હુરયરહ' ન કહો, બલ્કે 'અબૂ હિર' (બિલાડીવાળો)થી પુકારો. કારણ કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે 'અબૂ હિર'થી પોકાર્યો છે.

"اَلذَّكَرُ خَيْرٌ مِّنَ الْاُنْثٰى" નર માદાથી અફઝલ (શ્રેષ્ઠ) છે.

આપનો સંબંધ દોસ કબીલાથી હતો. ખયૂબરના વર્ષે આપ મુસલમાન થયા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુહબતના કુલ ત્રણ વર્ષને એ રીતે વસૂલ ફરમાવ્યા કે રાત–દિવસ અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી લાભ ઉઠાવતા રહ્યા. નબી અલયહિસ્સલાતુ વસ્સલામની દુઆની બરકતથી આપની યાદશકિત ઘણી તેઝ બની. અંતમાં સહાબા રદિયલ્લાહુ અન્હુમ અજમઈનની જમાઅતમાં સૌથી વધુ હદીષ શરીફ રિવાયત કરવાનો શર્ફ પ્રાપ્ત થયો. જેથી ઈબ્ને અબી દાઉદ ફરમાવે છે કે : હું હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી નકલ થયેલ રિવાયતો ભેગી કરી રહ્યો હતો. ખ્વાબમાં આપની ઝિયારત થઈ. તો આપે મને ફરમાવ્યું :

"اَنَا اَوَّلُ صَاحِبُ حَدِيْثٍ كَانَ فِى الدُّنْيَا"

[હું દુનિયામાં સૌથી પ્રથમ મોટો મુહદ્દિસ સહાબી છું.]

અને મુહદ્દિષીન (હદીષના જાણકારો)ની આ વાત પર સર્વ સંમતિ છે કે : સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમ અજમઈનમાં સૌથી વધુ આપની જ રિવાયતો છે. આપ ઘણાં જ ઈબાદતગુઝાર હતા. 'મુસ્નદે અહમદ'માં અબૂ ઉસ્માન મહદી (રહ.)નું આ બયાન નકલ થયેલ છે કે : હું સાત વખત આપનો મહેમાન બન્યો. તો જોયું કે : આપે પોતાની પત્ની અને ખાદિમ સહિત ઈબાદતના માટે રાતના ત્રણ ભાગ કરી લીધા હતા. દરેક પોતાના રાતના ભાગમાં ઈબાદત કરવા પછી બીજાને જાગૃત કરી દેતો. તદઉપરાંત ઈકરમા ફરમાવે છે કે : હઝરત અબૂ હુરયરહ (રદિ.) દરરોજ ૧૨૦૦૦ (બાર હઝાર) વખત તસ્બીહ પઢતા હતા. રિવાયતોની કુલ સંખ્યા ૫૩૭૪ છે. આપની વફાત ૫૭ કે ૫૮ કે ૫૯ હિજરીસનમાં થઈ. આપની કુલ ઉંમર ૭૮ વર્ષ થઈ. ('અલ્ ઈસાબહ' : ૭ / ૩૪૮, 'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૬૨૨, 'અસ્માઉસ્સહાબતિર્રુવાત લિ અબી મુહમ્મદ અલી બિન અહમદ અલ્ ઉન્દલુસી મુહક્કકહૂ સય્યિદ કિસ્રવી હસન' : ૩૭)

## [૭] હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)

આપનું નામ અબ્દુલ્લાહ બિન ઉમર બિન અલ્ ખત્તાબ બિન નુફૈલ બિન અબ્દિલ્ ઉઝ્ઝા બિન રબાહ બિન અબ્દુલ્લાહ અલ્ કુરશી અલ્ અદવી છે. આપની માતાનું નામ ઝયનબ બિન્તે મઝ્ઊન અલ્ જુમહિય્યહ છે. મુહતરમ વાલિદ સાહબ સાથે મક્કા મુકર્રમામાં જ મુસલમાન થઈ ગયા હતા અને તેમની સાથે મદીના મુનવ્વરાની હિજરત ફરમાવી, પણ નાની વયના કારણે બદર અને ઉહદની લડાઈમાં શરીક ન થઈ શકયા. આપ સુન્નતની ઈત્તિબાઅ (અનુસરણ) અને અલ્લાહનો ડર તેમજ તકવા (પરહેઝગારી)માં કહેવત સમાન હતા.

મય્મૂન બિન મિહરાન ફરમાવે છે કે : "ઈબ્ને ઉમર (રદિ.)થી વધુ પરહેઝગાર અને ઈબ્ને અબ્બાસ (રદિ.)થી મોટો આલિમ મેં નથી જોયા." હઝરત તાઉસ (રહ.) ફરમાવે છે :

"مَا رَأَيْتُ رَجُلًا اَوْرَعُ مِنْ اِبْنِ عُمَرَ"

(મેં ઈબ્ને ઉમર (રદિ.)થી વધારે પરહેઝગાર બીજા કોઈને જોયા નથી.)

હઝરત સાલિમ (રહ.)નું બયાન છે કે : હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)એ કયારે પણ પોતાના ગુલામના માટે લઅનત (તિરસ્કાર)ના શબ્દોનો ઉપયોગ નથી ફરમાવ્યો, માત્ર એક ગુલામના માટે તિરસ્કારના શબ્દનો ઉપયોગ ફરમાવ્યો હતો, પણ આપે તેને આઝાદ કરી દીધો. ઈમામ ઝુહરી (રહ.)નું બયાન છે કે : એક વખત કોઈ ખાદિમને લઅનત કરતા કરતા : "اَللّٰهُمَّ الْعَ" સુધી પહોંચ્યા જ હતા (અર્થાત્ "اَلْعَنْهُ" પૂરું અદા ફરમાવ્યું ન હતું) કે આપ રોકાઈ ગયા અને કહેવા લાગ્યા કે : "આ તે વાકય છે કે જેને હું બોલવાનું પસંદ કરતો નથી." આપના વિષે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક મોકા પર ફરમાવ્યું કે : "અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) તો ઘણાં જ સાલિહ (સદાચારી) નવજવાન છે. કાશ કે ! તેઓ તહજ્જુદ પઢતે." તે પછી આપની કયારે પણ તહજ્જુદ છૂટી નહીં. નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બિઅ્ષત (આગમન) થી અગાઉ જન્મ થયો. આપની વફાત ૭૩ હિજરીસનમાં ઈબ્ને ઝુબૈર (રદિ.)ની શહાદતના ત્રણ માસ પછી થઈ. આપની શહાદતમાં હજ્જાજનું કાવતરું શામિલ હતું. આપની કુલ ઉંમર ૮૪ વર્ષની થઈ. આપની રિવાયતોની સંખ્યા : ૨૬૩૦ છે. ('અલ્ ઈસાબહ' : ૪ / ૧૫૫, 'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૬૦૫, 'સિયરુ અઅ્લામિન્નુબલાઅ્' : ૩૪૬, 'અસ્માઉસ્સહાબતિર્રુવાત લિ અબી મુહમ્મદ અલી બિન અહમદ અલ્ ઉન્દલુસી મુહક્કકહૂ સય્યિદ કિસ્રવી હસન' : ૩૮)

## [૮] હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)

અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પિત્રાઈ ભાઈ છે. આપની માતાનું નામ ઉમ્મુલ્ ફઝલ લુબાબહ બિન્તે હારિષ હતું. આપની વંશાવળી આ છે : અબ્દુલ્લાહ બિન અબ્બાસ બિન અબ્દુલ્ મુત્તલિબ બિન હાશિમ બિન અબ્દે મનાફ અલ્ કુરશી અલ્ હાશમી છે. હિજરતના ત્રણ વર્ષ અગાઉ આપનો જન્મ થયો. નબી અલયહિસ્સલાતુ વસ્સલામની વફાતના સમયે વિવિધ કોલ અનુસાર આપની ઉંમર ૧૦ અથવા ૧૩ અથવા ૧૫ વર્ષની હતી. અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આપના માટે હિકમત અને તા'વીલની દુઆ ફરમાવી. હઝરત અબૂ બક્રહ (રદિ.) ફરમાવે છે કે : "હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) જયારે બસરહ તશરીફ લાવ્યા તો મેં જોયું કે : સર્વે અરબોમાં આપ જેવું શરીર, ઈલ્મ, કપડાં અને કમાલ (પરિપૂર્ણતા) અને જમાલ (સૌંદર્ય)માં કોઈ નથી." હઝરત તાઉસ (રહ.) ફરમાવે છે કે "મેં ૭૦ (સિત્તેર) સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમ અજમઈનને જોયા કે જયારે કોઈ મસઅલામાં ઈખ્તિલાફ થતો તો હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)ના કોલને અંતિમ નિર્ણય ઠેરવતા." 'તિરમિઝી શરીફ'માં આ છે કે : "હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)એ હઝરત જિબ્રઈલ અમીનને બે વખત જોયા."

ઓછી વયના હોવા છતાં હઝરત ઉમર ફારૂક (રદિ.)એ પોતાની મશ્વરહની મજલિસ (એડવાઈઝરી કમિટી)માં કાબિલિયતને નજર સમક્ષ રાખીને આપને શામિલ ફરમાવ્યા હતા. અંતિમ ઉંમરમાં નાબીના થઈ ગયા હતા. આપની વફાત તાઈફમાં ૬૮ હિજરીસનમાં થઈ. આ વાત ઘણી જ મશહૂર છે કે : ઈન્તિકાલ પછી એક સફેદ રંગનું પક્ષી આપના જનાઝહમાં દાખલ થઈ ગયું. જયારે આપને

કબરમાં ઉતારવામાં આવ્યા તો કોઈને આ આયત પઢતા સાંભળ્યા :

"يَا اَيَّتُهَا النَّفْسُ الْمُطْمَئِنَّةُ" [હે શાંતિ પામનાર આત્મા !]

આપની કુલ ઉંમર ૭૧ વર્ષ થઈ. આપની રિવાયતોની સંખ્યાઃ ૧૬૬૦ છે.

('અલ્ ઈસાબહ' : ૪ / ૧૨૧, 'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૬૦૪, 'સિયરુ અઅ્લામિન્નુબલાઅ્' : ૪૩૯, 'અસ્માઉસ્સહાબતિર્રુવાત લિ અબી મુહમ્મદ અલી બિન અહમદ અલ્ ઉન્દલુસી મુહક્કકહૂ સય્યિદ કિસ્રવી હસન' : ૪૦)

## [૯] હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ (રદિ.)

આપનું નામ અબ્દુલ્લાહ બિન અમ્ર બિન અલ્ આસ બિન વાઈલ બિન હાશિમ અસ્સહમી અલ્ કુરૈશી છે. આપની કુનિયત (તે નામ જે માતા–પિતા, બેટા–બેટી વગેરેના સંબંધથી બોલવામાં આવે) અબૂ મુહમ્મદ અને અબૂ અબ્દિર્રહમાન છે. આપ પોતાના વાલિદ સાહબથી પહેલાં મુસલમાન થયા. બન્નેની ઉંમરમાં ૧૨ (બાર) અથવા ૧૩ (તેર) વર્ષનો તફાવત હતો. સાહિબે ઈલ્મ (આલિમ) હોવાની સાથે મોટા ઈબાદતગુઝાર પણ હતા. નબી અલયહિસ્સલાતુ વસ્સલામથી ઈજાઝત લઈને આપ હદીષ શરીફ લખ્યા પણ કરતા હતા. આપની વફાત વિવિધ કોલ અનુસાર ૫૫ અથવા ૬૩ અથવા ૬૫ અથવા ૬૭ અથવા ૭૩ હિજરીસનમાં થઈ. વફાતના સ્થળમાં પણ ઈખ્તિલાફ છે કે મક્કા મુકર્રમા અથવા તાઈફ અથવા મિસર છે. આપથી નકલ થયેલ રિવાયતોની સંખ્યા : ૭૦૦ છે.

('અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૬૦૫, 'સિયરુ અઅ્લામિન્નુબલાઅ્' : ૪ / ૨૭૭, 'અસ્માઉસ્સહાબતિર્રુવાત લિ અબી મુહમ્મદ અલી બિન અહમદ/અલ્ ઉન્દલુસી મુહક્કકહૂ સય્યિદ કિસ્રવી હસન' : ૪૩)

# [૧૦] હઝરત અબૂ તલ્હા (રદિ.)

આપનું નામ અબૂ તલ્હા ઝૈદ બિન સહલ બિન અલ્ અસ્વદ બિન હરામ બિન અમ્ર અલ્ અન્સારી અન્નજારી છે. આપ કુનિયત (તે નામ જે માતા–પિતા, બેટા–બેટી વગેરેના સંબંધથી બોલવામાં આવે)થી જ મશહૂર છે. આપની પત્નીનું નામ ઉમ્મે સુલૈમ હતું. આપના ઈસ્લામ સ્વીકારવાનો બનાવ ઘણો દિલચસ્પ છે અને તે આ કે હઝરત અબૂ તલ્હા (રદિ.)એ હઝરત ઉમ્મે સુલૈમ (રદિ.)ને નિકાહનો પૈગામ (પ્રસ્તાવ) મોકલ્યો. હઝરત ઉમ્મે સુલૈમ (રદિ.)એ જવાબમાં આ કહ્યું કે : હે અબૂ તલ્હા ! ખરેખર આપ જેવી બાકમાલ (ખૂબીઓવાળા) વ્યકિતનો રિશ્તો (માંગું) ઠોકરાવી શકાય એમ નથી, પરંતુ વાત આ છે કે આપ કાફિર છો અને હું મુસલમાન છું. ધર્મની અલગતાના કારણે આપણા નિકાહ થઈ શકતા નથી. જો આપ ઈસ્લામ ધર્મ સ્વીકારી લો તો આ જ મારી (નિકાહની) મહેર રહેશે. જેથી આપે ઈસ્લામ સ્વીકારી લીધો. ઉહદની લડાઈમાં અજોડ કુર્બાનીનો સુબૂત (પૂરાવો) પેશ કર્યો. નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આગળ સીનો તાણીને ઢાલની જેમ ઊભા થઈ ગયા. જયારે દુશ્મનના તરફ તીર ફેંકતા તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાછળથી માથું ઉઠાવીને જોતા. હઝરત અબૂ તલ્હા (રદિ.) કહ્યું કે : અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! કયાંક એવું ન થાય કે દુશ્મનનું તીર આપને નુકસાન પહોંચાડે. મારો સીનો આપની હિફાઝતના માટે તૈયાર છે.

'મુસ્નદે અહમદ'માં મુરસલ તરીક (ઇલ્મે હદીષ ની એક વ્યાખ્યા)થી આ નકલ થયેલ છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે : "અબૂ તલ્હા (રદિ.)નો અવાજ એક વિશાળ જનમેદની કરતાં પણ બહેતર છે." કુર્આને કરીમની આયત : "لَنْ تَنَالُوا الْبِرَّ"

ના નાઝિલ થવાના મોકા પર મશહૂર છે કે : 'બાગે બૈરુ હાઅ્' વકફ કરવા પર આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ખૂશીમાં ફરમાવ્યું :

" !! بخ بخ ذاك مال رابح "

[વાહ વાહ ! કેવો ફાયદાકારક આ માલ છે.] (1)

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વફાત પછી ૪૦ (ચાલીસ) વર્ષ સુધી જીવંત રહ્યા. આપની ઉંમર ૭૭ વર્ષની થઈ.

('અલ્ ઈસાબહ': ૨/૫૦૨, 'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહૂ બિ મિશ્કાતઃ ૬૦૧)

---

**(1) મજકૂર બનાવની વિગતો નીચે પ્રમાણે છે :**

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે : હઝરત અબૂ તલ્હા અન્સારી (રદિ.) મદીના મુનવ્વરામાં સૌથી વધારે અને સૌથી મોટી વાડીવાળા હતા. એમની એક વાડી હતી જેનું નામ 'બૈરુ હાઅ્' હતું. તે વાડી તેમને ઘણી મહબૂબ (પ્રિય) હતી. તે વાડી મસ્જિદે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નજીક હતી. તે વાડીમાં પાણી પણ અત્યંત મીઠું અને પુષ્કળ હતું. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પણ વધુ પ્રમાણમાં એ વાડીમાં તશરીફ લઈ જતા અને તે વાડીનું પાણી પીતા હતા. જયારે કુર્આને કરીમની આયત :

"لَنْ تَنَالُوا الْبِرَّ حَتّٰى تُنْفِقُوْا مِمَّا تُحِبُّوْنَ"

**અર્થાત્** : તમે નેકીના પરિપૂર્ણ દર્જા સુધી પહોંચી નથી શકતા, જયાં સુધી એવી વસ્તુઓથી ખર્ચ ન કરશો જે તમોને પસંદ છે.

આ આયત નાઝિલ થઈ તો હઝરત અબૂ તલ્હા (રદિ.) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયા અને અરજ કરી કે : મને પોતાની 'બૈરુ હાઅ્' વાડી સૌથી વધારે મહબૂબ (પ્રિય) છે. અને અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે : મહબૂબ (પ્રિય) માલ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરો. એટલા માટે તે માલ અલ્લાહના રસ્તામાં આપું છું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જેવું યોગ્ય સમજે, તે પ્રમાણે તેને ખર્ચ કરી દો. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઘણો વધારે ખૂશીનો ઈઝહાર ફરમાવ્યો અને ફરમાવ્યું : "ઘણો જ ઉમદા માલ છે. હું આ યોગ્ય સમજું છું કે તે માલને પોતાના નજીકના સગાં–સંબંધીઓમાં વહેંચી દો." હઝરત અબૂ તલ્હા (રદિ.)એ તે માલને પોતાના સગાં–સંબંધીઓમાં વહેંચી દીધો. ['દુર્રે મન્સૂર']

**['ફઝાઈલે આ'માલ' / હિકાયાતે સહાબા, બાબ : ૬, હિકાયત નં. : ૯]**

# [૧૧] હઝરત ઝયદ બિન સાબિત (રદિ.)

આપનું નામ ઝયૂદ બિન સાબિત બિન અઝ્ઝહાક બિન ઝયૂદ બિન લૂઝાન બિન અમ્ર બિન ઔફ બિન ગુનમ બિન માલિક અલ્ અન્સારી અલ્ ખઝ્રજી છે. આપની કુનિયત (તે નામ જે માતા–પિતા, બેટા–બેટી વગેરેના સંબંધથી બોલવામાં આવે) અબૂ સઈદ અને અબૂ સાબિત છે. જયારે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મદીના મુનવ્વરા તશરીફ લાવ્યા ત્યારે આપ ૧૧ (અગિયાર) વર્ષના હતા. 'મુસ્નદે અબી યઅ્લા'માં સનદે મુત્તસિલથી આપથી રિવાયત નકલ થયેલ છે કે : રસૂલે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મદીના મુનવ્વરા તશરીફ લાવવા પર લોકોએ મને આપની ખિદમતમાં પેશ કર્યો અને બતાવ્યું કે આ બનૂ નજ્જાર કબીલાનો છોકરો છે અને એને ૧૭ (સત્તર) સૂરતો યાદ છે. જયારે મેં તે સૂરતો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પઢીને સંભળાવી તો નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ખૂશ થઈને ફરમાવ્યું કે, "યહૂદની (ઈબરાની) ભાષા શીખી લો, કારણ કે મને એમના પર ભરોસો નથી." જેથી ૧૫ (પંદર) જ દિવસમાં તેમની ભાષાનો જાણકાર થઈ ગયો. પછી તો યહૂદીઓથી પત્ર–વ્યવહાર મારા જ મારફતે થતો હતો.

હઝરત અબૂબક્ર સિદીક (રદિ.)ના દોરમાં કુર્આને પાકને એક જગ્યાએ જમા કરવાની સઆદત આપને જ પ્રાપ્ત થઈ. ઈલ્મે ફરાઈઝના મોટા જાણકાર હતા. કારણ કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એ બાબતમાં એમના માટે ફરમાવ્યું : "أفرضكم زيد"

હઝરત ઉમર (રદિ.) સફરની હાલતમાં આપને જ પોતાનો નાઈબ (પ્રતિનિધિ) બનાવતા, બલ્કે વાપસી પર જાગીરરૂપે ખજૂરનો બાગ ઈનાયત ફરમાવતા. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)

પણ આપનો લિહાઝ ફરમાવતા હતા. શુઅબી (રહ.) ફરમાવે છે કે : હઝરત ઝયૂદ બિન સાબિત (રદિ.) જયારે સવાર થતા તો ઈબ્ને અબ્બાસ (રદિ.) આપની સવારીના પેંગડાંને પકડી લેતા. આ વાત પર હઝરત ઝયૂદ (રદિ.) ફરમાવતા : "હે અલ્લાહના નબીના પિત્રાઈ ભાઈ ! એવું ન કરો." જવાબમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવતા : "لَا، هٰكَذَا نَفْعَلُ بِالْعُلَمَاءِ وَ الْكُبَرَاءِ"

"શા માટે નહીં ? અમે તો પોતાના ઉલમા અને વડીલોની સાથે એવું જ વર્તન કરીશું."

આપની વફાત ૪૫ હિજરીસનમાં ૪૬ (છેતાલીસ) વર્ષની ઉંમરે મદીના મુનવ્વરામાં થઈ. આપની વફાત પર હઝરત અબૂ હુરયરહ (રદિ.)એ ફરમાવ્યું : "આ ઉમ્મતનો આલિમ રુખસત (વિદા) થઈ ગયો. મને ઉમ્મીદ છે કે અલ્લાહ રબ્બુલ્ ઈઝ્ઝત ઈબ્ને અબ્બાસ (રદિ.)ને આપના પ્રતિનિધિ બનાવી દેશે." હઝરત હસ્સાન (રદિ.)એ આપના શોકકાવ્યમાં ફરમાવ્યું :

فَمَنْ لِلْقَوَافِيْ بَعْدَ حَسَّانَ وَابْنِهٖ
وَمَنْ لِلْمَعَانِيْ بَعْدَ زَيْدِ بْنِ ثَابِتٍ

**અર્થ** : હઝરત હસ્સાન (રદિ.) અને તેના બેટા પછી શાઈરી કોના ભાગમાં આવશે ? અને ઝયૂદ બિન સાબિત (રદિ.) પછી પવિત્ર લેખોના માટે કોણ હશે ? ('અલ્ ઈસાબહ' : ૨ / ૪૯૦, 'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૫૯૫)

## [૧૨] હઝરત ઝયૂદ બિન હારિષહ (રદિ.)

આપનું નામ ઝયૂદ બિન હારિષહ બિન અબ્દિલ્ ઉઝ્ઝા બિન ઝયૂદ બિન ઈમ્રઉલ્ કૈસ ઈબ્ને આમિર બિન અન્નુઅમાન

અલ–કલબી છે. આપની કુનિયત (તે નામ જે માતા–પિતા, બેટા–બેટી વગેરેના સંબંધથી બોલવામાં આવે) અબૂ ઉસામહ છે. આપની માતાનું નામ સઅ્દિય્યહ બિન્તે ષઅ્લબહ છે. એક વખત આપ પોતાની માતાની સાથે પોતાના મોસાળ 'બનૂ મઅન' આવ્યા હતા. એ જ સમયમાં બનૂલ્ કૈન કબીલાએ બનૂ મઅનના ઈલાકા (પ્રદેશ) પર હુમલો કરી દીધો. જેમાં ૮ (આઠ) વર્ષના છોકરા હઝરત ઝય્દ (રદિ.)ને પણ ઉઠાવીને લઈ ગયા. અહીં સુધી કે ઉકાઝ બજારમાં હઝરત હકીમ બિન હિઝામ (રદિ.)ના હાથે ૪૦૦ (ચારસો) દિરહમમાં વેચી દીધા. હઝરત હકીમ બિન હિઝામ (રદિ.)એ પોતાની ફોઈ હઝરત ખદીજા (રદિ.)ના માટે આપને ખરીદી લીધા. જયારે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હઝરત ખદીજા (રદિ.)થી નિકાહ થયા તો તેમણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હઝરત ઝય્દ (રદિ.)ને હદિયારૂપે પેશ કર્યા. અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને તેમનાથી એવી મુહબબત હતી કે ઝય્દ બિન મુહમ્મદથી મશહૂર થઈ ગયા હતા. પણ જયારે કુર્આને પાકની આયતે કરીમહ :

"اُدْعُوْهُمْ لِاٰبَآئِهِمْ هُوَ اَقْسَطُ عِنْدَ اللّٰهِ"

**અનુવાદ :** પાલકોને તેમના (સગા) બાપ તરફ સંબંધ કરી બોલાવો એ જ અલ્લાહને ત્યાં પૂરો ન્યાય છે. [સૂરએ 'અહઝાબ' : ૫]

એમાં સગા બાપની તરફ નિસ્બતનો હુકમ થયો તો હઝરત ઝય્દ બિન હારિષહ (રદિ.) "હિબ્બે રસૂલિલ્લાહ" (નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વહાલા)થી મશહૂર થઈ ગયા. આપના ઘરવાળાઓને જયારે આપની ખબર થઈ તો આપના પિતા હારિષહ અને ચાચા કઅબ આપને લેવા માટે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઝય્દ (રદિ.)ને ઈખ્તિયાર આપી દીધો. પણ

હઝરત ઝયૂદ (રદિ.)એ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે રહેવાને અગ્રતા આપી. આ વાત પર આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઘણાં જ ખૂશ થયા અને મુહબ્બતમાં વધુ ઉમેરો થઈ ગયો.

ગુલામો (દાસો)માં સૌથી પહેલાં ઈસ્લામ લાવનારા આપ જ છે. અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે સૌથી પહેલાં ઉમ્મે અયમન સાથે આપના નિકાહ કરી દીધા. જેનાથી ઉસામહ પૈદા થયા. તે પછી પોતાની ફોઈબહેન હઝરત ઝયનબ બિન્તે જહશ (રદિ.) સાથે નિકાહ થયા, પરંતુ એ લગ્ન સંબંધ નભી ન શકયો. છેવટે તે (હઝરત ઝયનબ બિન્તે જહશ રદિ.) ઉમ્મુલ્ મુઅ્મિનીન બની. (અર્થાત્ હઝરત ઝયૂદ (રદિ.)એ તલાક આપ્યા બા'દ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી આપના નિકાહ થયા.)

આપ એવા ખૂશનસીબ સહાબી છે કે આપના મુબારક નામનો ઝિક્ર કુર્આને પાકની આયત : "فَلَمَّا قَضٰى زَيْدٌ" માં છે. (1) અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કેટલાયે સરાયા (2) માં આપને અમીર બનાવીને મોકલ્યા. હઝરત ઉમર (રદિ.)એ પોતાના દોરમાં હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)ના કરતાં જયારે ઉસામહ બિન ઝયૂદ (રદિ.)નો વઝીફો (પેન્શન) વધારે નક્કી કર્યો, તો હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)એ પોતાના મુહતરમ વાલિદથી એનું કારણ પૂછયું. તો હઝરત ઉમર (રદિ.)એ બતાવ્યું કે :

(1) સૂરએ 'અહઝાબ'ની મજકૂર આયત નં. : ૩૭ નો ભાવાર્થ આ પ્રમાણે છે, "ફરી જયારે ઝૈદનું તેણી (હઝરત ઝયનબ)થી મન ભરાઈ ગયું (તલાક આપી) તો તેણીને અમે આપના નિકાહમાં આપી દીધાં કે જેથી મુસલમાનો પર પોતાના મોં બોલ્યા પુત્રની પત્નીઓ(થી નિકાહ કરવા)માં કંઈ ગુનોહ ન રહે; જયારે કે તેઓ તેણીઓથી પોતાનું મન ભરી લે (એટલે તલાક આપી દે) અને અલ્લાહનો આ હુકમ તો થનાર જ હતો."

(2) જે જંગમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતે શામિલ થયા ન હોય તે જંગને **'સરાયા'** કહે છે. જે જંગમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતે પણ શામિલ થયા હોય તેને **'ગઝવહ'** કહે છે.

"ઉસામહ (રદિ.) અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નજીક તારાથી વધારે મહબૂબ (પ્રિય) હતા. અને તેમના વાલિદ હઝરત ઝયૂદ (રદિ.) તારા વાલિદ ઉમરના મુકાબલામાં વધારે મહબૂબ (પ્રિય) હતા." 'ગઝવએ મૂતહ'માં ૮, હિજરીસનમાં આપ શહીદ થયા. આપની કુલ ઉંમર પપ વર્ષ થઈ. ('અલ્ ઈસાબહ' : ૨ / ૪૯૪, 'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૫૯૫

## [૧૩] હઝરત અનસ (રદિ.)

આપનું નામ અનસ બિન માલિક બિન અન્નઝ્ર બિન ઝમઝમ બિન ઝયૂદ બિન હરામ બિન જુન્દુબ બિન આમિર બિન ગુનમ બિન અદી બિન અન્નજ્જાર અલ્ ખઝ્રજી અલ્ અન્સારી છે. આપની કુનિયત (તે નામ જે માતા–પિતા, બેટા–બેટી વગેરેના સંબંધથી બોલવામાં આવે) અબૂ હમ્ઝહ છે. આપનો લકબ (ઉપનામ) "ખાદિમુન્નબિય્યિ" સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ છે. આપની માતાનું નામ ઉમ્મે સુલૈમ બિન્તે મિલ્હાન (રદિ.) છે. નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મદીના મુનવ્વરા તશરીફ લાવ્યા ત્યારે આપ ૧૦ (દસ) વર્ષના હતા. ઉમ્મે સુલૈમ (રદિ.) આપને લઈને રસૂલે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થઈ અને ફરમાવ્યું "هٰذَا اَنَسٌ غُلَامٌ يَخْدِمُكَ" (આ) અનસ આપની ખિદમત કરતો રહેશે, આપ કબૂલ ફરમાવી લો.

જેથી સતત ૧૦ (દસ) વર્ષ સફરમાં અને સ્થાયી હાલતમાં ખિદમત ફરમાવી. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેમનાથી ઘણી મુહબ્બત ફરમાવતા હતા. કયારેક દિલ્લગી (રમૂજી) કરતા કરતા આ ફરમવાતા : "يَا ذَا الْأُذُنَيْنِ" (હે બે કાનવાળા !)થી પુકારતા. બલ્કે અબૂ હમ્ઝહ કુનિયત આપ સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમે જ રાખી હતી. 'મુસ્લિમ શરીફ'માં છે કે : આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક વખત હઝરત ઉમ્મે સુલૈમ (રદિ.)ની દરખાસ્ત પર તેમના માટે દુઆ ફરમાવી કે :

"اَللّٰهُمَّ اَكْثِرْ مَالَهٗ وَ وَلَدَهٗ وَاَدْخِلْهُ فِى الْجَنَّةَ"

[હે અલ્લાહ ! તેમના માલ અને અવલાદમાં ખૂબ વધારો ફરમાવ અને તેમને જન્નતમાં દાખલ ફરમાવ.]

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે : "તેમાંથી બે વસ્તુઓને તો મેં જોઈ લીધી અને ત્રીજી વસ્તુ (મગ્ફિરત)નો ઉમ્મીદવાર છું." 'તબરાની'માં પુષ્કળ માલ અને અવલાદની હાલત હઝરત અનસ (રદિ.)ની ઝબાનથી એ રીતે નકલ થયેલ છે કે : "મેં પોતાની ૧૨૫ (એક સો પચ્ચીસ) સગી અવલાદને દફન કરી અને મારી વાડી વર્ષમાં બે વખત ફળ આપે છે." હઝરત અબૂબક્ર (રદિ.)એ પોતાના ખિલાફતના દોરમાં એક વખત આપને સાઈ (પ્રયત્નશીલ) બનાવીને બહરૈન મોકલવાનો ઈરાદો ફરમાવ્યો, તો આ વિષે હઝરત ઉમર (રદિ.)થી મશ્વરહ કર્યો. હઝરત ઉમર (રદિ.)એ તાઈદ (સમર્થન)માં ફરમાવ્યું :

"اِبْعَثْهُ فَاِنَّهٗ لَبِيْبٌ كَاتِبٌ"

[જરૂર મોકલો ! તે બુદ્ધિશાળી અને ભણેલા માણસ છે.]

હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે : "મેં અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નમાઝથી વધારે મળતાપણું રાખનાર ઈબ્ને ઉમ્મે સુલૈમ (અનસ રદિ.)ના સિવાય કોઈ અન્યને નથી જોયો." હઝરત સાબિત બુનાની (રહ.) ફરમાવે છે : વફાતના સમયે હઝરત અનસ (રદિ.)એ મને ફરમાવ્યું કે : "આ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો પવિત્ર વાળ છે. એને મારી ઝબાનની નીચે મૂકી દેજો." જેથી વફાતના સમયે એવું જ કરવામાં

આવ્યું અને એ જ હાલતમાં દફન થયા. આપની વફાત ૯૧, હિજરીસનમાં થઈ. આપની કુલ ઉંમર ૧૦૩ વર્ષની થઈ. અમુક લોકોએ ૯૯ વર્ષ નકલ કરી છે. આપ 'બસરહ'માં મૃત્યુ પામનાર સૌથી અંતિમ સહાબી છે. આપથી નકલ થયેલ રિવાયત કુલ ૧૧૮૬ છે. સર્વ સંમત : ૧૮૬ (એક સો છયાંસી), માત્ર 'બુખારી શરીફ' : ૮૩ (તિયાસી), માત્ર 'મુસ્લિમ શરીફ' : ૭૧ (એકોતેર) ('અલ્ ઈસાબહ' : ૧/૨૭૫, 'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૫૮૫)

## [૧૪] હઝરત અબ્દુલ્લાહ બિન જઅફર (રદિ.)

આપનું નામ અબ્દુલ્લાહ બિન જઅફર બિન અબી તાલિબ બિન અબ્દિલ્ મુત્તલિબ અલ્ હાશમી છે. આપની કુનિયત (તે નામ જે માતા–પિતા, બેટા–બેટી વગેરેના સંબંધથી બોલવામાં આવે) અબૂ મુહમ્મદ અને અબૂ જઅફર છે. આપની માતાનું નામ અસ્મા બિન્તે ઉમૈસ અલ્ ખશઅમિય્યહ છે. જયારે આપના માતા–પિતા હબ્શહ હિજરત કરીને તશરીફ લઈ ગયા તો ત્યાં જ આપનો જન્મ થયો બલ્કે હબ્શહની ધરતી પર મુસલમાનને ત્યાં સૌથી પ્રથમ પૈદા થનાર આપ જ છે. ઘણાં વધારે સખી (દાતા) હતા. એટલા માટે આપને : "بَحْرُ الْجُوْدِ" (સખાવતનો દરિયો) કહેતા હતા. અને હઝરત ઈબ્ને હિબ્બાન (રહ.)ના કોલ અનુસાર : "قطبِ السخاء" (સખાવતનો કુતુબ) કહેતા હતા. આપના મુહતરમ વાલિદ સાહબ હઝરત જઅફર (રદિ.) 'જંગે મૂતહ'માં શહીદ થઈ ગયા. તે પછી તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નજરે કરમ તેમના તરફ પહેલાંથી ઘણી વધી ગઈ. અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આપના વિષે ફરમાવ્યું : "واما عبد الله فيشبه خُلقي و خَلقي"

[અબ્દુલ્લાહ તો સીરત (ચરિત્ર) અને સૂરત (દેખાવ)માં મારા સમાન છે.]

એક હદીષ શરીફમાં આ છે કે : એક વખત અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હઝરત અબ્દુલ્લાહ બિન જઅફર (રદિ.)ની નજીકથી પસાર થયા. જયારે કે તેઓ બાળકો સાથે માટીથી બનેલા રમકડાં વડે વેપારની રમત રમતા હતા. આ દશ્ય જોઈને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમના હકમાં વેપારની બરકતની દુઆ ફરમાવી :

"اَللّٰهُمَّ بَارِكْ لَهٗ فِيْ بَيْعِهٖ"

[હે અલ્લાહ ! તેમના વેપારમાં ખૂબ બરકત આપ.]

આપની ઉંમર નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વફાતના સમયે ૧૦ (દસ) વર્ષ હતી. આપની વફાત ૮૦ હિજરીસનમાં થઈ. જેને 'જુહાફનું વર્ષ' કહેવામાં આવે છે. આપની જનાઝહની નમાઝ હઝરત અબાન બિન ઉસ્માન (રહ.)એ પઢાવી. જે તે સમયે અબ્દુલ્ મલિક બિન મરવાનના તરફથી મદીના મુનવ્વરાના ગર્વનર હતા. આપની ઉંમર અમુક લોકોએ ૯૦ (નેવું) વર્ષ અને અમુક લોકોએ ૮૦ (એંસી) વર્ષ બયાન કરી છે.

એક વખત અહલે સવાદના કોઈ ચોધરીએ હઝરત અબ્દુલ્લાહ બિન જઅફર (રદિ.)ને હઝરત અલી (રદિ.)થી પોતાના કોઈ અગત્યના કામ વિષે ભલામણ કરવાનું કહ્યું. આપે હઝરત અલી (રદિ.)થી વાતચીત ફરમાવીને તેમનું કામ હલ કરી દીધું. તો ચોધરીએ ૪૦૦૦૦ (ચાળીસ હજાર) દિરહમ પુરસ્કારરૂપે પેશ કર્યા. પણ આપે આ કહીને પાછા આપી દીધા કે : "اَنَا لَا نَبِيْعُ مَعْرُوْفًا" (અમે નેકી વેચતા નથી.) ('અલ્ ઈસાબહ' : ૪ / ૩૫, 'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૬૦૪)

## [૧૫] હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા (રદિ.)

આપની વંશાવળી આ છે : અબ્દુલ્લાહ બિન રવાહા બિન

ષઅ્લબહ બિન ઈમ્રઉલ્ કૈસ બિન અમ્ર બિન ઈમ્રઉલ્ કૈસુલ્ અકબર બિન માલિકુલ્ અગર્ર. આપની માતાનું નામ કબ્ષહ બિન્તે વાકિદ હતું.

લય્લતુલ્ અ—ક—બહમાં ઈસ્લામ અંગીકાર કર્યો. (1) જાહિલિય્યત અને ઈસ્લામ બન્ને ઝમાનામાં મહાન હોદ્દા પર રહ્યા. મદીનાવાસીઓને બદ્રના વિજયની ખૂશખબરી આપે જ સંભળાવી. ઉમ્રતુલ્ કઝામાં અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઊંટણીની લગામ પકડીને મક્કા મુકર્રમા તશરીફ લઈ ગયા તો ઝબાન પર જોશીલા અશ્આર જારી થઈ ગયા. આ સાંભળીને અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમને અલ્લાહની કિબ્રિયાઈ પર મુશ્તમિલ કલિમાત પઢવાને ફરમાવ્યું, અર્થાત્ :

”لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ وَ نَصَرَ عَبْدَهٗ
وَ اَعَزَّ جُنْدَهٗ وَ هَزَمَ الْاَحْزَابَ وَحْدَهٗ“

‘ગઝવએ મૂતહ’માં આપની શહાદત થઈ. આપની કોઈ અવલાદ ન હતી.

હઝરત અબૂ દરદાઅ (રદિ.) ફ઼રમાવે છે કે : કોઈ દિવસ એવું ન બનતું કે જેમાં મેં હઝરત ઈબ્ને રવાહા (રદિ.)ને યાદ ન કરું. તેઓ મને મળતા તો કહેતા કે આવો ! થોડા સમય માટે મુસલમાન બની જઈએ. પછી બેસીને ઝિક્ર કરતા અને કહેતા કે આ ઈમાનની મજલિસ હતી.

‘બય્હકી’માં સહીહ સનદથી આ રિવાયત નકલ થયેલ છે કે : એક વખત અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખુત્બહ આપી રહ્યા હતા કે હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા (રદિ.) પહોંચ્યા,

(1) લય્લતુલ્ અ—ક—બહ અર્થાત્ અ—ક—બહની રાતની વિગતો માટે ક્રમાંક : ૧૬ ની ફૂટનોટ વાંચો.

તે સમયે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ ઈર્શાદ ફરમાવી રહ્યા હતા : ''પોત પોતાની જગ્યાએ બેસી જાઓ.'' આપે જયારે આ ઈર્શાદે ગિરામી સાંભળ્યો તે સમયે આપ મસ્જિદના બહાર હતા. હુકમના પાલનમાં આપ ત્યાં જ બહાર બેસી ગયા. ખુત્બહથી ફારિગ થવા પછી કોઈએ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને તેની ખબર પહોંચાડી તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

''زَادَكَ اللّٰهُ حِرْصاً عَلٰى طَوَاعِيَةِ اللّٰهِ وَ طَوَاعِيَةِ رَسُوْلِهٖ''

[અલ્લાહ અને રસૂલની ઈતાઅતમાં અલ્લાહ
તેમની લાલચ હજુ ઘણી વધારે કરે ]

('સિયરુસ્સહાબા' : ૫ / ૫૬, 'અલ્ ઈસાબહ' : ૪ / ૭૨,
'અલ્ ઈકમાલ મુલ્હકહૂ મિશ્કાત : ૬૦૪)

## [૧૬] હઝરત ઉબય બિન કઅબ (રદિ.)

આપનું નામ ઉબય બિન કઅબ બિન કૈસ બિન ઉબૈદ બિન ઝય્દ બિન મુઆવિયહ બિન અમ્ર બિન માલિક બિન અન્નજ્જાર અલ્ અન્સારી છે. આપની કુનિયત (તે નામ જે માતા–પિતા, બેટા–બેટી વગેરેના સંબંધથી બોલવામાં આવે) અબૂલ્ મુન્ઝિર અને અબૂત્તુફૈલ છે. આપનો લકબ (ઉપનામ) સય્યિદુલ્ કુરા છે. બદર અને બાકી ગઝવાતમાં શરીક થવા ઉપરાંત અકબએ ષાનિયહની રાતમાં પણ શરીક રહ્યા. (1)

(1) **અકબએ ષાનિયહની રાત**

નુબુવ્વતના તેરમે વરસે હજજની મોસમ આવી તો મદીના અને આસપાસના વિસ્તારોના લોકો મોટી સંખ્યામાં હજજ માટે મક્કા મુકર્રમા ઉપડયા. આ જંગી કાફલામાં બહુમતિ ગેર મુસ્લિમોની હતી. એમાં મશહૂર રિવાયત મુજબ ૭૫ (પંચોતેર) મુસલમાનો હતા. એમાં બે મુસલમાન ઔરતો પણ હતી.

[અનુસંધાન હવે પછીના પેજ પર]

આપના હકમાં અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : "ليهنك العلم ابا المنذر"

[હે અબૂલ્ મુન્ઝિર ! તમોને ઈલ્મ મુબારક હોય.]

ઉપરાંત એક વખત આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમનાથી ફરમાવ્યું કે : "અલ્લાહે મને આ હુકમ આપ્યો છે કે હું

---

**[આ પહેલાંના પેજની ફૂટ નોટ ચાલુ]**

આ ૭૫ (પંચોતેર) મુસલમાનો હઝરત મુસ્અબ બિન ઉમૈર (રદિ.)ની સરદારી હેઠળ મુશરિકોના કાફલા સાથે મક્કા મુકર્રમા આવ્યા. મુસલમાનો રસૂલે પાક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મુબારક હાથ પર બયઅત કરીને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને મદીના મુનવ્વરા પધારવાનું આમંત્રણ આપવા આવ્યા હતા. પરંતુ કાફલાના મુશરિકોથી આ વાત તેઓએ છુપી રાખી હતી.

મુસલમાનોની રસૂલે પાક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાથે ખાનગી મુલાકાત માટે રાતનો સમય અને 'અકબહ' નામનું સ્થળ નક્કી થયું. રાતે ચારે તરફ ઘોર અંધકાર છવાઈ ગયો તો મદીના મુનવ્વરાના કાફલામાંથી ૭૫ (પંચોતેર) મુસલમાનો, અગાઉથી ગોઠવેલી યોજના પ્રમાણે ચુપકે ચુપકે ચાલતા, મક્કા મુકર્રમાથી થોડે દૂર 'અકબહ' સ્થળે પહોંચી ગયા.

બરાબર નક્કી કરેલા સમયે રસૂલે પાક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાના કાકા હઝરત અબ્બાસ (રદિ.) સાથે ત્યાં પધાર્યા.

ચર્ચા–વિચારણા કરી, એક બીજાના મનના પ્રશ્નોનું સંપૂર્ણ સમાધાન થતાં, એક પછી એક દરેક મદીનાવાસી મુસલમાને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક હાથ ઉપર આ વાતની બયઅત કરી કે જો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મદીના મુનવ્વરા પધારશો તો :

"અમે પોતાના તન, મન અને ધન બધું જ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર કુર્બાન કરી દઈશું અને કદી આપની સાથે ગદ્દારી નહિ કરીશું." આ બયઅતનું નામ 'બયઅતે અકબએ ષાનિયહ' (અર્થાત્ અકબહ સ્થળે થયેલી બીજી બયઅત) છે; કારણ કે એક વરસ પહેલાં, હજજની સીઝનમાં ૧૨ માણસો મદીના મુનવ્વરાથી મક્કા મુકર્રમા આવીને આજ અકબહ નામના સ્થળે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હાથ પર બયઅત કરીને મુસલમાન થયા હતા તેને 'બયઅતે અકબએ ઊલા' કહે છે.

['સીરતે સરકારે મદીના', પા. : ૪૭૨ થી ૪૮૨ નો સારાંશ]

આપને કુર્આન મજીદ પઢીને સંભળાવું.'' હઝરત ઉમર (રદિ.) આપને સય્યિદુલ્ મુસ્લિમીન કહીને સંબોધતા હતા. નબવી દોરમાં સંપૂર્ણ કુર્આને મજીદ હિફઝ કરનારી ખૂશનસીબ જમાઅતમાં આપનું નામ સર્વોચ્ચ ક્રમે છે. તદઉપરાંત વહી લખનારાઓમાં આપની ગણતરી થાય છે. આપની વફાત ૧૯, હિજરીસનમાં હઝરત ઉમર ફારૂક (રદિ.)ના દોરમાં મદીના મુનવ્વરામાં થઈ.

આપની વફાત પર હઝરત ઉમર (રદિ.)એ ફરમાવ્યું :

"اَلْيَوْمَ مَاتَ سَيِّدُ الْمُسْلِمِيْنَ"

[મુસલમાનોના સરદાર આજે વફાત પામી ગયા.]

'મુસ્નદે અહમદ', 'મુસ્નદે અબી યઅ્લા' અને 'સહીહ ઈબ્ને હિબ્બાન'માં હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)ની રિવાયતમાં છે કે : એક સહાબી (રદિ.)એ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી પૂછયું કે : "શું આ બીમારીઓમાં અમોને અજ્ર અને સવાબ મળશે ?'' આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : "આ બધી બીમારીઓ કફ્ફારો છે. (તેનાથી ગુનાહ માફ થઈ જશે.)'' હઝરત ઉબય્ બિન કઅબ (રદિ.) જે તે મજલિસમાં શરીક હતા, આ વાત સાંભળીને ફરમાવવા લાગ્યા :

"يا رسول الله وان قلت"

"હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! સાધારણ બીમારીમાં પણ આ સવાબ છે ?''

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જવાબ આપ્યો : "જો કાંટો અથવા તેનાથી નજીવી વસ્તુની તકલીફ પહોંચે, તો પણ આ જ અજ્ર અને સવાબ મળશે.'' આ વાત સાંભળતા જ હઝરત ઉબય્ (રદિ.)એ પોતાના હકમાં આ દુઆ કરી કે : હે અલ્લાહ ! મરતા સુધી મને તાવ આવ્યા કરે. અલબત્ત, હજ, ઉમરહ, જિહાદ અને

જમાઅતની નમાઝમાં ખલલ (વિઘ્ન) ન થાય. જેથી આપની દુઆ કબૂલ થઈ અને હંમેશા તાવની હાલતમાં રહેતા. જયારે કોઈ માણસ આપના શરીરને અડકતો તો શરીર ગરમ લાગતું. ('અલ્ ઈસાબહ' : ૧ / ૧૮૦, 'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ,મુલ્હકહૂ બિ મિશ્કાત : ૫૮૬)

## [૧૭] હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)

આપનું નામ સઅદ બિન માલિક બિન સિનાન બિન ઉબૈદ બિન ષઅ્લબહ બિન અલ્ અબ્જર બિન ઔફ બિન અલ્ હારિષ બિન અલ્ ખઝરજ અલ્ અન્સારી અલ્ ખઝ્રજી છે. આપ આપની કુનિયત (તે નામ જે માતા–પિતા, બેટા–બેટી વગેરેના સંબંધથી બોલવામાં આવે)થી જ મશહૂર છે. જંગે ઉહદમાં ઓછી વયના કારણે આપને શરીક થવાની ઈજાઝત આપવામાં ન આવી. એ સિવાય બાકી ગઝવાઓમાં આપ શરીક રહ્યા. પુષ્કળ રિવાયત કરનારા સહાબા (રદિ.)માં આપનો શુમાર છે. ઈબ્ને સઅદ (રદિ.) ફરમાવે છે કે : ઓછી ઉંમરના સહાબા (રદિ.)માં આપ સૌથી વધુ ફકીહ હતા. એક વખત બીમાર થયા તો અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેમની બીમારપુર્સી માટે તશરીફ લઈ ગયા. તે સમયે ઘરવાળાએ બકરીના ગોશ્તથી આપની મહેમાની ફરમાવી. 'મુસ્નદે અહમદ'માં ખૂદ હઝરત અબૂ સઈદ (રદિ.)થી રિવાયત નકલ થયેલ છે કે : મારા વાલિદ સાહબ જંગે ઉહદમાં શહીદ થઈ ગયા. તેમણે કોઈ માલ છોડયો નહીં. મૈં અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં આ ગરજથી હાજર થયો કે કોઈ માલી મદદ મળી જાય. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને જોતાં જ ફરમાવ્યું : "જે માણસ દિલની બેફિક્રીની સાથે રહે છે, તેને અલ્લાહ તઆલા માલદાર બનાવી દે છે. અને જે માણસ સવાલ કરવાથી બચે છે, અલ્લાહ તઆલા તેને સવાલ કરવાથી બચાવી રાખે છે."આ વાત સાંભળીને જ

પાછા આવી ગયા. એક સહાબી (રદિ.)નો મકામ અને ઉચ્ચ દર્જો હોવા છતાં વિનમ્રતાની આ સ્થિતિ હતી કે : એક વખત હઝરત મુસય્યિબ તાબિઈ (રહ.) વગેરેએ પ્રશંસારૂપે કહ્યું કે : 'અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઝિયારત અને સુહબતથી મુશર્રફ (ગૌરવશીલ) થવું આપને મુબારક થાય.' આ વાત પર હઝરત અબૂ સઈદ (રદિ.)એ ફરમાવ્યું : તમે જાણતા નથી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વફાત પછી શું પરિવર્તન આવી ગયું ? આપની વફાત ૭૪ હિજરીસનમાં થઈ. આપ જન્નતુલ્ બકીઅમાં દફન થયા. આપની કુલ ઉંમર ૮૪ વર્ષ થઈ. આપથી નકલ થયેલ રિવાયતો : ૧૧૭૦ છે. ('અલ્ ઈસાબહ' : ૩ / ૬૫, 'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૫૯૮, 'અસ્માઉસ્સહાબતિર્રુવાત' : ૪૨)

## [૧૮] હઝરત અબૂ ઉમામહ (રદિ.)

આપનું નામ સુદય્ય બિન અજલાન બિન અલ્ હારિષ બિન અમ્ર બિન વહબ બિન અરીબ અલ્ બાહિલી છે. આપની કુનિયત (તે નામ જે માતા–પિતા, બેટા–બેટી વગેરેના સંબંધથી બોલવામાં આવે) અબૂ ઉમામહ છે. આપ આપની કુનિયતથી જ મશહૂર હતા. જંગે ઉહદમાં શિર્કતની સઆદત (સૌભાગ્ય) પ્રાપ્ત કરી. જંગે સિફ્ફીનમાં હઝરત અલી (રદિ.)ની સાથે હતા. પુષ્કળ રિવાયત કરનારા સહાબા (રદિ.)માં આપની ગણના છે. મુલ્કે શામ (સિરીયા)માં સૌથી અંતિમ દર્જામાં વફાત પામનારા આપ જ છે. આપની વફાત ૮૬, હિજરીસનમાં થઈ. આપની ઉંમર ૯૧ (એકાણું) વર્ષની થઈ.

('અલ્ ઈસાબહ' : ૩ / ૩૩૯, 'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૫૮૬)

# [૧૯] હઝરત ખાલિદ બિન વલીદ (રદિ.)

આપનું નામ ખાલિદ બિન વલીદ બિન મુગીરહ બિન અબ્દુલ્લાહ બિન અમ્ર બિન મખ્ઝૂમ અલ્ કુરશી છે. અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આપને 'સૈફુલ્લાહ' (અલ્લાહની તલવાર)નો લકબ (ઉપનામ) અતા ફરમાવ્યો હતો. આપની કુનિયત (તે નામ જે માતા-પિતા, બેટા-બેટી વગેરેના સંબંધથી બોલવામાં આવે) અબૂ સુલયૂમાન હતી. આપની માતાનું નામ લુબાબહ સુગ્રા બિન્તે હારિષ છે. જે હઝરત અબ્બાસ બિન અબ્દુલ્ મુત્તલિબ (રદિ.)ની અહલિયહ લુબાબહ કુબ્રાની બહેન હતી. અને આ બન્ને ઉમ્મુલ્ મુઅ્મિનીન હઝરત મયૂમૂનહ (રદિ.)ની બહેન હતી. એ પ્રમાણે આપ હઝરત મયૂમૂનહ (રદિ.)ના ભાણેજ થયા. જાહિલિય્યતના ઝમાનામાં કુરૈશના સરદારો અને બહાદુરોમાં આપની ગણના થતી હતી. ખયૂબર પછી મુસલમાન થયા. ગઝવએ મૂતહમાં પોતાની શ્રેષ્ઠ યુક્તિ વડે ઈસ્લામના લશ્કરને આફિયતની સાથે કાઢી લાવ્યા. અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઉઝ્ઝા નામની મૂર્તિ તોડવા માટે આપને રવાના ફરમાવ્યા, તો આપ તેમાં સફળ રહ્યા.

'મુસ્નદે અહમદ'માં હઝરત ખાલિદ (રદિ.)ના વિષે આ રિવાયત છે કે : હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ ફરમાવ્યું કે : મેં અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાંભળ્યું છે કે : "(હઝરત) ખાલિદ બિન વલીદ (રદિ.) અલ્લાહના ઘણાં સારા બંદા છે. ઉપરાંત પોતાના ખાનદાનના કેવાય સારા માણસ છે, બલ્કે તેઓ તો અલ્લાહની એવી તલવાર છે જે દુશ્મનો પર વીંઝવામાં આવી છે."

આપની વફાત મદીના મુનવ્વરામાં થઈ અને અમુક હઝરાત ફરમાવે છે કે હિમ્સમાં થઈ. ('અલ્ ઈસાબહ' : ૨ / ૧૫૨, 'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૫૯૨)

## [૨૦] હઝરત અબૂ સલમહ મખ્ઝૂમી (રદિ.)

આપનું નામ અબ્દુલ્લાહ બિન અબ્દુલ્ અસદ બિન હિલાલ બિન અબ્દુલ્લાહ બિન ઉમર બિન મખ્ઝૂમ અલ્ મખ્ઝૂમી છે.

આપ કુનિયત (તે નામ જે માતા–પિતા, બેટા–બેટી વગેરેના સંબંધથી બોલવામાં આવે)થી જ મશહૂર છે. ૧૧ (અગિયાર)માં ક્રમે ઈસ્લામ અંગીકાર કર્યો. એટલા માટે ઈતિહાસકારો આપને સાબિકીને અવ્વલીન (રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર સૌથી પ્રથમ ઈમાન લાવનારા)માં ગણતરી કરી છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રઝાઈ (દૂધ શરીક) અને ફોઈના દીકરા હતા કારણ કે તેમની વાલિદહનું નામ બર્રહ બિન્તે અબ્દુલ્ મુત્તલિબ હતું જે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ફોઈ હતી. આપની પત્નીનું નામ ઉમ્મે સલમહ છે. ઈબ્ને મન્દહના કોલ અનુસાર બદરથી પાછા ફરતી વખતે અને ઈબ્ને ઈસ્હાકના કોલ અનુસાર ઉહદથી પાછા ફરતી વખતે મદીના મુનવ્વરામાં વફાત થઈ. બીજો કોલ વધારે સહીહ છે કારણ કે જંગે ઉહદમાં આપને જે ઝખમ થયો હતો તે જ મોતનું નિમિત બન્યું. ઈબ્ને સઅદનું બયાન છે કે : હઝરત અબૂ સલમહ (રદિ.) બદર, ઉહદમાં શરીક થયા અને ઉહદમાં આપ ઝખમી થયા તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે બનૂ અસદના તરફ જે સરિયા (લશ્કર) સફર માસમાં ૪, હિજરીસનમાં રવાના કર્યું તેમાં શરીક થઈને જ્યારે પાછા આવ્યા તો ઉહદમાં લાગેલ ઝખમ બીજી વખત ઉભરી આવ્યો, છેવટે જમાદિયુલ્ આખરમાં આપની વફાત થઈ ગઈ. આપ પ્રથમ વ્યક્તિ છે જેમણે ઘરવાળાઓ સાથે સૌથી પ્રથમ હબશહ દેશની હિજરત ફરમાવી. પછી ત્યાંથી મદીના મુનવ્વરા તશરીફ લઈ ગયા. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આપની પ્રશંસામાં ફરમાવ્યું, "સૌથી પ્રથમ જે માણસને જમણા

હાથમાં આ'માલનામું આપવામાં આવશે તે અબૂ સલમહ બિન અસદ હશે. અને સૌથી પ્રથમ જે માણસને ડાબા હાથમાં કાળું (ખરાબ) આ'માલનામું આપવામાં આવશે તે તેમના (અબૂ સલમહ રદિ.ના) ભાઈ સુફિયાન બિન અબ્દુલ્ અસદ હશે.'' જેમકે ઈબ્ને અબી આસિમે પોતાની કિતાબ 'અલ્ અવાઈલ'માં ઈબ્ને અબ્બાસ (રદિ.)ની હદીષથી નકલ કર્યું છે.

('અલ્ ઈસાબહ' : ૪ / ૧૩૧, 'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૫૯૮)

## [૨૧] હઝરત ઉસ્માન બિન અબીલ્ આસ ષકફી (રદિ.)

આપનું નામ ઉસ્માન બિન અબીલ્ આસ બિન બિશર બિન અબ્દે દુહમાન બિન અબ્દુલ્લાહ બિન હુમામ અષ્ષકફી છે. 'ષકીફ' નામના પ્રતિનિધિ મંડળ સાથે મદીના મુનવ્વરા તશરીફ લાવ્યા અને મુસલમાન થઈ ગયા. તે સમયે આપની ઉંમર ૨૯ વર્ષની હતી. તે પ્રતિનિધિ મંડળમાં આપ સૌથી નાની વયના હતા. તે છતાં પણ રસૂલે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આપને જ તાઈફના હાકિમ (શાસક) મુકર્રર (નિયુકત) ફરમાવ્યા. જેથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પવિત્ર જીવનમાં ઉપરાંત હઝરત અબૂબક્ર સિદીક (રદિ.)ના દોર અને હઝરત ઉમર ફારૂક (રદિ.)ના દોરના શરૂઆતના બે વર્ષોમાં ત્યાંના ગર્વનર રહ્યા. તે પછી હઝરત ઉમર ફારૂક (રદિ.)એ ત્યાંથી હટાવીને અમ્માન અને બેહરીનના વહીવટદાર બનાવી દીધા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વફાત પછી જયારે બનૂ ષકીફ કબીલાએ મુરતદ (ઈસ્લામથી વિમુખ) થઈ જવાનો ઈરાદો કર્યો ત્યારે આપે જ ઐતિહાસિક ખુત્બહ આપીને તેમને મુરતદ (ઈસ્લામથી વિમુખ) થવાથી બચાવ્યા. ખુત્બહનું એક

વાકય આ હતું :

“كُنْتُمْ آخِرُ النَّاسِ اِسْلَاماً فَلَا تَكُوْنُوْا اَوَّلُهُمْ اِرْتِدَاداً”

[આપ લોકો સૌથી અંતમાં મુસલમાન થયા છો, તો સૌથી પ્રથમ મુરતદ (ઈસ્લામથી વિમુખ) થનારા ન બનો.]

આપની વફાત ‘બસરહ’માં ૫૧, હિજરીસનમાં થઈ.

(‘અલ્ ઈસાબહ’ : ૪ / ૩૭૩, ‘અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૬૦૨)

## [૨૨] હઝરત યઅ્લા બિન મુર્રહ (રદિ.)

આપનું નામ યઅ્લા બિન મુર્રહ બિન વહબ બિન જાબિર બિન અત્તાબ બિન કઅબ બિન અમ્ર બિન સઅદ બિન ઔફ બિન ષકીફ અસ્સકફી છે. આપની કુનિયત (તે નામ જે માતા–પિતા, બેટા–બેટી વગેરેના સંબંધથી બોલવામાં આવે) અબૂલ્ મરાઝિમ છે. ખયૂબર અને તે પછીની લડાઈઓમાં આપ શરીક રહ્યા. હઝરત અબૂ ઉમર (રદિ.)ના કોલ અનુસાર આપ વિદ્વાન સહાબાઓમાંથી હતા.

(‘અલ્ ઈસાબહ’ : ૬ / ૫૪૦, ‘અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૬૨૩)

## [૨૩] હઝરત ઉસ્માન બિન હુનૈફ (રદિ.)

આપનું નામ ઉસ્માન બિન હુનૈફ બિન વાહિબ બિન અલ્ ઉકૈમ બિન ષઅ્લબહ બિન અલ્ હારિષ બિન મજ્દઅહ અલ્ અન્સારી અલ્ ઔસી છે. હઝરત તિરમિઝી (રહ.)ના કોલ અનુસાર આપ બદરી છે. (અર્થાત્ આપ બદરની લડાઈમાં શરીક હતા.) અને જુમ્હૂર (બહુમતી) ફરમાવે છે : આપ સૌથી પ્રથમ ઉહદ(ની લડાઈ)માં શરીક થયા. હઝરત ઉમર ફારૂક (રદિ.)એ કૂફા ફતેહ થઈ

જવા પછી જમીનની માપણી (સીમાંકન) પર આપને નિયુક્ત ફરમાવ્યા. 'સહીહ બુખારી શરીફ'ની એક રિવાયતમાં છે કે : એક વખત હઝરત ઉમર (રદિ.)એ તેમનાથી અને હઝરત અમ્માર (રદિ.)થી આ પૂછયું કે : "આપ બન્નેવ હઝરાતે કૂફાની જમીનથી નીકળનારા અનાજનો ટેક્ષ તેની હેસિયત (યોગ્યતા)થી વધુ તો નક્કી નથી કર્યો ? " આ વાતથી મા'લૂમ થયું કે આપને જમીન મહેસૂલ અને જિઝયહ [1] વગેરેના વહીવટદાર પણ બનાવવામાં આવ્યા હતા. હઝરત અલી (રદિ.)એ 'જમલ'ના બનાવથી અગાઉ આપને બસરહના વહીવટદાર બનાવ્યા. [2] પરંતુ હઝરત તલ્હા (રદિ.) અને હઝરત ઝુબૈર (રદિ.)નો ત્યાં કબજો થઈ ગયો તો ફરી કૂફા તશરીફ લઈ આવ્યા અને હઝરત મુઆવિયહ (રદિ.)ના સમય સુધી ત્યાં જ રહ્યા અને ત્યાં જ હઝરત મુઆવિયહ (રદિ.)ના દોરમાં આપની વફાત થઈ. ('અલ્ ઈસાબહ' : ૪ / ૩૭૨, 'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૬૦૨)

## [૨૪] હઝરત ઈબ્રાહીમ બિન હારિષ તયમી (રદિ.)

(1) ગૈર મુસ્લિમો પાસેથી તેમની સુરક્ષા માટે લેવામાં આવતો કર (પ્રોટેક્ષન ટેક્ષ)

(2) હઝરત ઉસ્માન (રદિ.)ની શહાદત બા'દ હઝરત અલી મુર્તઝા (રદિ.) ખલીફા થયા. આપના મત પ્રમાણે હઝરત ઉસ્માન (રદિ.) સામે બળવાના મૂળ કારણો એમના અધિકારીઓની ઝિયાદતીઓ હતી એટલે આપે હઝરત ઉસ્માન (રદિ.)ના ખિલાફત તંત્રના તમામ હાકિમો (ગર્વનરો)ને બરતરફ કરી નવા ગર્વનરો મુકર્રર કર્યા. તે પૈકી હઝરત ઉસ્માન બિન હુનૈફ (રદિ.)ને બસરહના આ'મિલ (ગર્વનર) બનાવ્યા.

હઝરત આઈશહ (રદિ.)એ મઝલૂમ શહીદ ખલીફા હઝરત ઉસ્માન (રદિ.)ના કિસાસ (બદલા)ની હિલચાલ ઉપાડી લીધી. મયૂદાને જંગમાં ખુદ હઝરત આઈશહ (રદિ.) ઊંટ પર બખ્તર મઢેલી પાલકી રખાવીને સવાર થયા હતા. ઊંટને અરબી ભાષામાં 'જમલ' કહે છે એટલે આ જંગને 'જંગે જમલ' કહે છે.

આપનું નામ ઈબ્રાહીમ બિન હારિષ બિન ખાલિદ બિન સખ્ર બિન આમિર બિન કઅબ બિન તૈમ બિન મુર્રહ અલ્ કુરશી અત્તયૂમી છે. હઝરત ઈમામ બુખારી (રહ.)ના કોલ અનુસાર તેમણે પોતાના વાલિદ સાહબ સાથે હિજરત ફરમાવી. અને ઈબ્ને મન્દહ (રહ.)ના કોલ અનુસાર મુહમ્મદ બિન ઈબ્રાહીમનું આ બયાન છે કે મારા વાલિદ મુહાજિરીનમાંથી છે. જેથી ઈબ્ને અબ્દુલ્ બર્ર (રહ.)એ મુસ્અબના હવાલાથી જે આ નકલ કર્યું છે કે : હારિષ બિન ખાલિદ (રહ.) જયારે હબ્શહ હિજરત કરીને ગયા તો ત્યાં મૂસા, ઝયૂનબ અને ઈબ્રાહીમ ત્રણેવનો જન્મ થયો અને આ ત્રણેવ સંતાનો ત્યાં જ વફાત પામી ગયા. આ બયાન સ્વીકારવા લાયક નથી, કારણ કે ઈતિહાસની કિતાબોમાં આ ખુલાસો છે કે ઈબ્રાહીમ બિન હારિષના મુહમ્મદ નામના એક સાહબઝાદહ હતા અને તે જ સાહબઝાદહએ પોતાના વાલિદ વિષે આ નકલ કર્યું છે કે : આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત ઈબ્રાહીમ (રદિ.)ને સરિયા (લડાઈ)માં રવાના ફરમાવ્યા છે. જેમ કે ઈબ્ને મન્દહ (રહ.)એ સહીહ સનદથી તેને બયાન કર્યું છે. આ પરિસ્થિતિમાં કેવી રીતે શકય છે કે તે ઈબ્રાહીમનો બાળપણમાં જ હબ્શહ મકામમાં ઈન્તિકાલ થઈ ગયો હોય. અલબત્ત, હાફિઝ ઈબ્ને હજર (રહ.)એ એક તા'વીલ (સ્પષ્ટીકરણ) આ કરી છે કે : શકય છે મુહમ્મદના વાલિદ ઈબ્રાહીમ (રદિ.) અને હબ્શહમાં વફાત પામનારા ઈબ્રાહીમ બન્ને અલગ અલગ હોય. [વલ્લાહુ આ'લમ]

('અલ્ ઈસાબહ' : ૧ / ૧૭૨)

## [૨૫] હઝરત જુબૈર બિન મુત્ઈમ (રદિ.)

આપનું નામ જુબૈર બિન મુત્ઈમ બિન અદી બિન નૌફલ બિન અબ્દે મનાફ અલ્ કુરશી અન્નૌફલી છે. આપની કુનિયત (તે નામ જે માતા–પિતા, બેટા–બેટી વગેરેના સંબંધથી બોલવામાં આવે)

અબૂ મુહમ્મદ છે. આપની માતાનું નામ ઉમ્મે હબીબ બિન્તે સઈદ છે. અમુક લોકોએ ઉમ્મે જમીલ બિન્તે સઈદ બતાવ્યું છે. કુરૈશના પ્રતિષ્ઠિત લોકોમાંથી હતા. બદરમાં ઘરપકડ થઈ અને મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં કેદીની હાલતમાં અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સૂરએ 'તૂર'ની કિરા'ત સાંભળી. તે જ સમયથી ઈસ્લામના તરફ આકર્ષણ થઈ ગયું હતું.

"فَكَانَ ذَالِكَ اَوَّلُ مَا دَخَلَ الْاِيْمَانَ فِىْ قَلْبِىْ"

આપના વાલિદ મુતઈમે કાફિર હોવા છતાં ઘણી વખત આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને વિરોધીઓની તકલીફથી બચાવ્યા. આજ કારણસર જુબૈર બિન મુતઈમને સંબોધીને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

"لَوْ كَانَ اَبُوْكَ حَيًّا وَ كَلَّمَنِىْ فِيْهِمْ لَوَهَبْتُهُمْ لَهٗ"

જો આપના વાલિદ જીવતા હોતે અને આ કેદીઓની મુકિત વિષે મારાથી વાતચીત કરતે તો હું એમ જ તેમના લીધે બધાંને મુકત કરી દેતે. છેવટે હઝરત જુબૈર "સુલેહ હુદયૂબિય્યહ" અને "ફત્હે મક્કા"ની દરમિયાની મુદ્દતમાં મુસલમાન થયા. ઈલ્મે નસબ (વંશાવળી વિદ્યા)ના ઘણાં અનુભવી હતા. અહીં સુધી કે હઝરત ઉમર (રદિ.)એ નુઅમાનવાળા મસઅલામાં જુબૈર બિન મુતઈમ (રદિ.)ની જ સલાહ લીધી.

ઈતિહાસકારો ફરમાવે છે કે : આપે ઈલ્મે નસબને હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)થી પ્રાપ્ત કર્યો જે આ કળાના ઘણાં અનુભવી હતા. આપની વફાત વિવિધ કોલ અનુસાર ૫૭ અથવા ૫૮ અથવા ૫૯ હિજરીસનમાં થઈ. ('અલ્ ઈસાબહ' : ૧ / ૫૭૦, 'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકલ્ બિ મિશ્કાત : ૫૮૯)

## [૨૬] હઝરત અબૂ રાફિઅ (રદિ.)

આપ કિબ્તી વંશમાંથી છે. કુનિયત (તે નામ જે માતા–પિતા, બેટા–બેટી વગેરેના સંબંધથી બોલવામાં આવે)થી જ મશહૂર હતા. નામમાં વિવિધ કોલ છે : અસ્લમ, ઈબ્રાહીમ, સિનાન, યસાર, સાલિહ, અબ્દુર્રહમાન, કઝમાન, યઝીદ, ષાબિત, હુરમુઝ. એ પ્રમાણે કુલ ૧૦ (દસ) કોલ નકલ થયેલ છે પણ મશહૂર નામ અસ્લમ છે. આપ પ્રથમ હઝરત અબ્બાસ બિન અબ્દુલ્ મુત્તલિબના ગુલામ હતા. તે પછી હઝરત અબ્બાસે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં આપને હદિયારૂપે પેશ કર્યા હતા. પરંતુ જયારે અબૂ રાફિઅ (રદિ.)એ અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને હઝરત અબ્બાસ (રદિ.)ના ઈસ્લામની ખૂશખબરી સંભળાવી, તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમને આઝાદ (મુકત) ફરમાવી દીધા. (જંગે) બદરથી પહેલાં જ મુસલમાન થઈ ચુકયા હતા. પણ જંગે બદરમાં શિર્કત ન થઈ શકી. અલબત્ત, ઉહદ વગેરે ગઝવાતમાં શરીક રહ્યા. હઝરત અલી (રદિ.)ની ખિલાફતના શરૂઆતના ઝમાનામાં આપની વફાત થઈ. ('અલ્ ઈસાબહ' : ૭ / ૧૧૨, 'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૫૯૪)

## [૨૭] હઝરત અબૂ દરદા (રદિ.)

આપનું નામ ઉવૈમિર બિન આમિર બિન માલિક બિન ઝૈદ બિન કૈસ બિન ઉમય્યહ અલ્ અન્સારી અલ્ ખઝ્રજી છે. આપ કુનિયત (તે નામ જે માતા–પિતા, બેટા–બેટી વગેરેના સંબંધથી બોલવામાં આવે)થી જ મશહૂર હતા. આપની પુત્રીનું નામ દર્દાઅ છે. એક કોલ અનુસાર આપનું નામ આમિર અને લકબ ઉવૈમિર છે. આપની માતાનું નામ મિહબહ બિન્તે વાકિદ બિન અમ્ર હતું. આપ

સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમના અને હઝરત સલમાન ફારસી (રદિ.)ના દરમિયાન ભાઈબંધી કાયમ કરાવી હતી. અલ્લાહના નબી અલયહિસ્સલાતુ વસ્સલામે આપના વિષે ફરમાવ્યું કે : "ઉવૈમિર તો મારી ઉમ્મતનો હકીમ છે." ઉપરાંત જંગે ઉહદના મોકા પર ફરમાવ્યું: "نعم الفارس عويمر"

[ઉવૈમિર તો બહેતરીન (શ્રેષ્ઠ) ઘોડે સવાર છે.]

અંતિમ ઝમાનામાં મુલ્કે શામ (સિરીયા) તશરીફ લઈ ગયા. ત્યાં જ દમિશ્કમાં ૩૨, હિજરીસનમાં આપની વફાત થઈ. આપથી નકલ થયેલ રિવાયતોની સંખ્યા : ૯૭૯ છે. ('અલ્ ઈસાબહ' : ૪ / ૬૨૧, 'અલ્ ઈકમાલુ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૫૯૪, 'સિયરુ અઅ્લામિન્નુબલાઅ્' : ૪ / ૧૩, 'અસ્માઉસ્સહાબતિર્રુવાત લિ અબી મુહમ્મદ અલી બિન અહમદ અલ્ ઉન્દલુસી મુહક્કકહૂ સય્યિદ કિસ્રવી હસન' : ૫૨)

## [૨૮] હઝરત અબ્દુર્રહમાન બિન ખંબશ તમીમી (રદિ.)

આપના નામ વિષે બે કોલ છે : અબ્દુર્રહમાન અને અબ્દુલ્લાહ. એ જ પ્રમાણે હઝરત ઈબ્ને હિબ્બાન (રહ.)એ વાલિદના નામમાં એક કોલ હુબ્શી નકલ કર્યો છે. હકીકતમાં આ લખાણમાં ભૂલ થયેલી છે. અલબત્ત, હઝરત અબૂ નુએમ (રહ.)એ ખુનૈસ નકલ કર્યું છે. પણ હઝરત ઈબ્ને હજર (રહ.)ના કોલ અનુસાર ખંબશ જ સાબિત થયેલ છે. ('અલ્ ઈસાબહ' : ૪ / ૨૫૪)

## [૨૯] હઝરત મુહમ્મદ બિન હાતિબ (રદિ.)

આપનું નામ મુહમ્મદ બિન હાતિબ બિન અલ્ હારિષ બિન મઅ્મર બિન હબીબ બિન વહબ બિન હુઝાફહ બિન જુમ્હ અલ્ કુરશી અલ્ જુમ્હી છે. આપની કુનિયત (તે નામ જે માતા–પિતા,

બેટા–બેટી વગેરેના સંબંધથી બોલવામાં આવે) અબૂ ઈબ્રાહીમ અને અબૂ વહબ હતી. આપની માતાનું નામ ઉમ્મે જમીલ બિન્તે અલ્ મુજલિલ અલ્ આમિરિય્યહ છે. આપની સાથે આપના ભાઈ હારિષ, માતા–પિતા અને ચાચા હઝરત ખત્તાબ (રદિ.)ને સહાબા થવાનો શર્ફ પ્રાપ્ત થયો. આપના માતા–પિતાએ હબ્શહ હિજરત ફરમાવી અને વાલિદે મુહતરમનો ત્યાં જ હબ્શહમાં ઈન્તિકાલ થઈ ગયો. આપનો જન્મ વહાણમાં થયો. આ કોલ હઝરત ઈબ્ને હજર (રહ.)ના નજીક આધારભૂત છે. એટલા જ માટે આપે ફરમાવ્યું કે : મુહમ્મદ વિષે જે આ મશહૂર છે કે હબ્શહમાં જન્મ થયો એ અવાસ્તવિક છે. સહીહ આ છે કે હબ્શહ પહોંચવા અગાઉ આપનો જન્મ થયો. હદીષ શરીફમાં આવે છે કે : એક વખત આપની માતા અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં આપને લઈને હાજર થઈ અને ફરમાવ્યું કે : "આ મુહમ્મદ બિન હાતિબ છે અને સૌથી પહેલાં આપના નામ પર તેમનું નામ મુહમ્મદ રાખવામાં આવ્યું છે." 'અલ્ ઈસાબહ'માં લખ્યું છે કે : હઝરત અસ્મા બિન્તે ઉમૈસ અને આપની માતા એક બીજાના બાળકને દૂધ પિવડાવતી હતી. એ કારણસર એ બન્ને (અબ્દુલ્લાહ બિન જઅ્ફર રદિ. અને મુહમ્મદ બિન હાતિબ રદિ.)ના વચ્ચે મોત સુધી સારા સંબંધો રહ્યા.

આપની વફાત મક્કા મુકર્રમામાં ૭૪, હિજરીસનમાં થઈ. અને એક કોલ અનુસાર ૮૬, હિજરીસનમાં થઈ. ('અલ્ ઈસાબહ' : ૬ / ૭, 'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૫૮૬)

## [૩૦] હઝરત ઔફ બિન માલિક (રદિ.)

આપનું નામ ઔફ બિન માલિક બિન ઔફ અલ્ અશ્જઈ છે. આપની કુનિયત (તે નામ જે માતા–પિતા, બેટા–બેટી વગેરેના સંબંધથી બોલવામાં આવે)માં વિવિધ કોલ છે : અબૂ અબ્દિર્રહમાન,

અબૂ મુહમ્મદ, અબૂ હમ્માદ અને અબૂ અમ્ર. આપ જંગે ખયૂબરના વર્ષે મુસલમાન થયા. અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત અબૂ દરદાની સાથે તેમની ભાઈબંધી કાયમ કરી. ગઝવાઓમાં આપની સૌ પ્રથમ શિર્કત ખયૂબરમાં થઈ. મક્કાના ફતેહના દિવસે અશ્જઅ કબીલાનો ઝંડો આપે ઉઠાવ્યો હતો. હાફિઝ ઈબ્ને હજર (રહ.)એ 'અલ્ ઈસાબહ'માં આપના વિષે એક બનાવ અબૂ ઉબૈદની કિતાબ 'અલ્ અમ્વાલ'થી નકલ કર્યો છે : જેની વિગત આ છે કે : હઝરત ઉમર ફારૂક (રદિ.) એક વખત મુલ્કે શામ (સિરીયા) તશરીફ લઈ ગયા. એક યહૂદી આપની મજલિસમાં ઝખ્મી, લોહીથી ખરડાયેલી હાલતમાં ફરિયાદ લઈને પહોંચ્યો. તે કહેવા લાગ્યો કે : "એક મુસલમાને મારી સાથે આ વર્તાવ કર્યો છે જે આપ જોઈ રહ્યા છો." હઝરત ઉમર (રદિ.) આ દશ્ય જોઈને ઘણાં જ ગુસ્સે થયા. તત્કાળ હઝરત સુહૈબ રૂમી (રદિ.)થી ફરમાવ્યું : "જાઓ ! ઘટનાની તપાસ કરો અને અપરાધીને મારી પાસે લઈ આવો." જેથી તપાસ કરવા પર હઝરત ઔફ બિન માલિક (રદિ.)નું નામ નીકળ્યું. હઝરત સુહૈબ રૂમી (રદિ.)એ હઝરત ઔફ બિન માલિક (રદિ.)થી કહ્યું કે : અમીરુલ્ મુઅ્મિનીન ઘણાં જ ગુસ્સામાં છે. યોગ્ય છે કે હઝરત મુઆઝ બિન જબલ (રદિ.)થી આ વિષે વાતચીત કરી લેવામાં આવે. જેથી તેઓ હઝરત ઉમર (રદિ.)થી કંઈ કહી શકે. મને આ ડર છે કે કયાંક તેઓ ઉતાવળમાં કોઈ નાગવાર (અસહ્ય) ફેસલો ન ફરમાવી દે. હઝરત ઉમર (રદિ.)એ નમાઝથી ફારિગ થતાં જ હઝરત સુહૈબ (રદિ.)થી દરયાફત ફરમાવ્યું કે : "અપરાધીની ખબર પડી ? " જવાબ આપ્યો : જી, હાં...તે પછી તરત જ હઝરત મુઆઝ બિન જબલ (રદિ.) ઊભા થઈને કહેવા લાગ્યા : "હે અમીરુલ્ મુઅ્મિનીન ! તે ઘટનાના આરોપી (હઝરત) ઔફ બિન માલિક (રદિ.) છે. પણ પ્રથમ આપ તેમની વાત સાંભળી લો, તે પછી કોઈ ફેસલો ફરમાવશો."જેથી હઝરત ઉમર (રદિ.)એ

હઝરત ઔફ બિન માલિક (રદિ.)થી બનાવ મા'લૂમ કર્યો.

હઝરત ઔફ (રદિ.)એ ફરમાવ્યું કે : "મેં તે યહૂદીને જોયો કે તે એક મુસલમાન સ્ત્રીને (ભાડેના) ગધેડા પર સવાર કરીને લઈ જઈ રહ્યો હતો. (માર્ગ દરમિયાન) ખરાબ ઈરાદાથી સવારીને ભડકાવી, જેથી સ્ત્રી નીચે પડી જાય. પણ સ્ત્રી સવારી પરથી નીચે ન પડી. તો તેણે લાચાર સ્ત્રીને ધક્કો મારીને નીચે પાડી નાખી અને સ્ત્રી સાથે ખરાબ વર્તન કર્યું." (غشيها او اكب عليها)

આ વાત સાંભળતા જ હઝરત ઉમર (રદિ.)એ તસ્દીક તલબ કરી અને હુકમ આપ્યો કે : તે સ્ત્રીને લઈ આવો. તત્કાળ હઝરત ઔફ (રદિ.) તે સ્ત્રીના ઘરે પહોંચ્યા અને ઘટનાની ખબર આપી. તે સ્ત્રીના પતિ અને વાલિદ બન્નેએ (હઝરત) ઔફ (રદિ.)થી કહ્યું : એવું લાગે છે કે આપ અમારા ખાનદાનને બદનામ કરી દેશો. પણ સ્ત્રી કહેવા લાગી : "અલ્લાહની કસમ ! હું તો હઝરત ઉમર (રદિ.)ની પાસે એમની સાથે જઈશ." છેવટે તે બન્ને (પતિ અને વાલિદ) પણ રાઝી થઈ ગયા અને કહ્યું કે : "ઠીક છે, પણ તારી જગ્યાએ અમે બન્ને જઈશું." એ પ્રમાણે બન્ને હઝરત ઉમર (રદિ.)ની ખિદમતમાં હાજર થયા અને હઝરત ઔફ (રદિ.)એ નકલ કરેલ બનાવની તસ્દીક ફરમાવી. તે પછી હઝરત ઉમર (રદિ.)એ યહૂદીને સૂળી પર લટકાવવાનો હુકમ લાગુ કર્યો. અને સાથે જ યહૂદીને ફરમાવ્યું કે : (ما على هذا صالحناكم) અમે તમારાથી આ વસ્તુઓ પર સુલેહ નથી કરી ?

હઝરત સુવૈદ બિન ગફ્લહ (રદિ.) ફરમાવે છે કે : આ તે જ યહૂદી છે જેને ઈસ્લામમાં સૌથી પ્રથમ સૂળી પર લટકાવવામાં આવ્યો.

આપથી નકલ થયેલ રિવાયતોની સંખ્યા : ૬૭ છે. આપની વફાત ૭૩, હિજરીસનમાં અબ્દુલ્ મલિક બિન મરવાનના શાસનકાળમાં થઈ. ('અલ્ ઈસાબહ': ૪/૬૧૭, 'અસ્માઉસ્સહાબતિર્રુવાત': ૭૦)

## [૩૧] હઝરત ઉત્બહ બિન ગઝવાન (રદિ.)

આપનું નામ ઉત્બહ બિન ગઝવાન બિન જાબિર બિન વહબ અલ્ માઝની છે. આપ સૌથી પ્રથમ મુસલમાન થનારાઓમાંથી છે. પ્રથમ હબ્શહની હિજરત ફરમાવી, તે પછી ત્યાંથી હઝરત મિકદાદ (રદિ.)ની સાથે મદીના મુનવ્વરા તશરીફ લાવ્યા અને જંગે બદર વગેરેમાં શિર્કત ફરમાવી. ઊંચા કદના અને ઘણાં ખૂબસૂરત હતા. હઝરત ઉમર (રદિ.)એ આપને બસરહના ગવર્નર બનાવ્યા. પરંતુ થોડા દિવસો પછી મદીના મુનવ્વરા આવીને હઝરત ઉમર (રદિ.)ની ખિદમતમાં રાજીનામું પેશ કર્યું, પણ આપે (હઝરત ઉમર રદિ.એ) સ્વીકાર્યું નહીં. જેથી બીજી વખત પાછા ગયા પણ રસ્તામાં જ ૧૭ અથવા ૨૦ હિજરીસનમાં આપની વફાત થઈ ગઈ. આપની ઉંમર ૫૭ વર્ષની થઈ. ('અલ્ ઈસાબહ' : ૪ / ૩૬૩, 'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૬૦૬)

## [૩૨] હઝરત ઝૂલ્ જોશન (રદિ.)

આપના નામ વિષે વિવિધ કોલ છે : ઔસ બિન અલ્ અઅ્વર, ઉસ્માન બિન નૌફલ, શુરહ્બીલ બિન અલ્ અઅ્વર. આપની વંશાવળી ઝૂલ્ જોશન બિન અલ્ અઅવર બિન અમ્ર બિન મુઆવિયહ બિન કિલાબ બિન રબીઅહ બિન આમિર અલ્ આમિરી અલ્ કિલાબી અઝ્ઝબાબી છે. ઝૂલ્ જોશન આપનો લકબ છે. જોશનના બે અર્થ છે : સીનો (છાતી) અને બખ્તર (કવચ). એક કોલ આ છે કે આપની છાતી ભરાવદાર હતી. બીજો કોલ આ છે કે ઈરાનના બાદશાહ કિસ્રાએ આપનું બખ્તર આપીને સન્માન કર્યું. આપ સૌથી પ્રથમ તે અરબ છે જેમણે જોશન (બખ્તર)નો ઉપયોગ કર્યો. એ કારણસર ઝૂલ્ જોશન લકબ થયો. આપ બહેતરીન (શ્રેષ્ઠ)

શાઈર (કવિ) અને ઉચ્ચ કક્ષાના ઘોડે સવાર હતા. આપથી એક જ હદીષ શરીફ રિવાયત (નકલ) થયેલ છે જે 'અ'બૂ દાઊદ શરીફ'માં અબૂ ઈસ્હાક઼ના તરીકથી મૌજૂદ છે.

આપના પુત્રનું નામ શમર હતું. જેથી આપના વિષે 'દારે કુત્ની' ફરમાવે છે :

"هو والد شمر بن ذى الجوشن قاتل الحسين"

('તહ્ઝીબુત્તહ્ઝીબ' : ૨ / ૧૩૨, 'અસ્માઉસ્સહાબાતિર્રુવાત' : ૨૬૩, 'કિતાબુત્તઝ્કિરતિ લિલ્ મઅ્રિફતિ લિજાલિલ્ કુતુબિલ્ અશરહ' : ૧ / ૪૬૨)

## [૩૩] હઝરત અબૂ મિઅ્લક (રદિ.)

આ અન્સારી સહાબી છે. ભાવાર્થકારોએ આપના હાલાતમાં મશહૂર અને જાણીતા ચોરવાળા બનાવ પર જ સંતોષ વ્યકત કર્યો છે અને સંયમની નિશાની આપતા આ લખ્યું છે કે : આ અબૂ મિઅ્લક છે. (મિમના ઝેરની સાથે અને ઐનના જઝમ સાથે) અબૂ મુઅલ્લક (લામની તશદીદની સાથે) પઢવામાં ન આવે. 'ઉસદુલ્ ગાબહ'ના હાંસિયામાં શૈખ આદિલ અહમદ અર્રિફાઈએ એક વાત બીજી નકલ કરી છે કે : જે અમુક પ્રતોમાં અબૂ મિઅ્લકની જગ્યાએ અબૂ મઅ્કલ લખ્યું છે, આ ગલત છે. ('ઉસદુલ્ ગાબહ' : ૬ / ૧૧૦, 'અલ્ ઈસાબહ' : ૭ / ૩૧૩, 'અલ્ ઈસ્તીઆબ' : ૪ / ૩૨૩)

**દિલ કો નસીબ હો ગુદાઝ જાં કો અતા હો સોઝો સાઝ**
**હૈ યે દુઆ બસદ અદબ દર ગહે બેનિયાઝ મેં**

**દિલ જો મિલા સિયહકાર આંખ અતા હો અશ્કબાર**
**ધોવે જો દિલ કો બાર બાર ખલ્વતે ખાસે રાઝ મેં**

# સહાબિયાત રદિયલ્લાહુ તઆલા અન્હુન્ન

## [૩૪] હઝરત આઈશહ સિદ્દીકહ (રદિ.)

આપનું નામ આઈશહ બિન્તે અબૂબક્ર છે. આપની માતાનું નામ ઉમ્મે રૂમાન બિન્તે આમિર બિન ઉવૈમિર અલ્ કન્નાનિય્યહ છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નબી થવાના ચાર અથવા પાંચ વર્ષ પછી આપનો જન્મ થયો. આપના નિકાહ અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે હઝરત ખદીજા (રદિ.)ની વફાત પછી હિજરતથી ત્રણ વર્ષ અગાઉ થયા. તે સમયે આપની ઉંમર ૬ (છ) વર્ષની હતી. ત્રણ વર્ષ પછી ૯ (નવ) વર્ષની ઉંમરે શવ્વાલ માસમાં ૧, હિજરીસનમાં રુખ્સતી થઈ. અને એક કોલ અનુસાર ૨, હિજરીસનમાં રુખ્સતી થઈ. અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વફાતના સમયે આપની ઉંમર ૧૮ વર્ષની હતી. હઝરત આઈશહ (રદિ.) ફરમાવે છે : જયારે હઝરત ખદીજા રદિયલ્લાહુ તઆલા અન્હાનો ઈન્તિકાલ થયો તો હઝરત ઉસ્માન બિન મઝ્ઊન (રદિ.)ની અહલિયહ (પત્ની) ખવ્લહ બિન્તે હકીમ બિન અલ્ ઔકસ (રદિ.)એ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી કહ્યું કે : "હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! શું આપ શાદી ન કરશો ? " (હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) જવાબ આપ્યો : "કોની સાથે શાદી કરું ? " હઝરત ખવ્લહ (રદિ.)એ બતાવ્યું : "આપ જેની સાથે શાદી કરવા ચાહો, કુંવારી અથવા પરિણીતથી. (બન્ને મોજૂદ છે.)" આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પૂછયું કે : "તે સ્ત્રી કોણ છે ? " (હઝરત ખવ્લહ રદિ.એ) જવાબ આપ્યો : "કુંવારી સ્ત્રી તો આઈશહ છે અને પરિણીત સ્ત્રી સૌદહ બિન્તે ઝમ્અહ છે." આ વાત સાંભળીને હઝરત ખવ્લહ (રદિ.)થી આપ

સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે : "જા ! અને બન્નેને જ નિકાહનો પૈગામ પહોંચાડી દે." જેથી હઝરત ખવ્લહ (રદિ.) સૌથી પ્રથમ હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ના ઘરે પહોંચી અને હઝરત ઉમ્મે રૂમાન (રદિ.)ને જોતાં જ કહ્યું : "અલ્લાહ તઆલાએ તમારા માટે કેટલો ખૈર અને બરકતનો ઈરાદો કરી લીધો છે ! " (હઝરત ઉમ્મે રૂમાન રદિ.એ) પૂછયું : "તે શું છે ? " (હઝરત ખવ્લહ રદિ.એ) જવાબ આપ્યો : "અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આઈશહની સાથે નિકાહનો પૈગામ આપીને મને મોકલી છે." આ વાત સાંભળીને ઉમ્મે રૂમાન (રદિ.) ખૂશ થઈને કહેવા લાગી : "હું પણ એ જ ચાહું છું, પણ હઝરત અબૂબક્ર (રદિ.)નો ઈન્તિઝાર કરો." થોડા સમયમાં જયારે હઝરત અબૂબક્ર (રદિ.) ઘરે પહોંચ્યા અને તેમને આ વાતની જાણ કરવામાં આવી તો હઝરત અબૂબક્ર (રદિ.)એ કહ્યું : "આઈશહ, તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ભત્રીજી છે. આ સ્થિતિમાં શું નિકાહ થઈ શકે છે ? " (અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને હઝરત અબૂબક્ર રદિ.ના દરમિયાન ઘણો સંબંધ હતો જેને ઉર્ફમાં ભાઈચારાથી તા'બીર કરવામાં આવે છે. પોતાના અનુમાનથી એવું સમજયા કે આ ભાઈચારો હકીકી ભાઈચારાના જેમ છે. એટલા માટે નિકાહ વિષે ઈશ્કાલ (વાંધો) પેશ આવ્યો.) હઝરત ખવ્લહ (રદિ.)એ હઝરત અબૂબક્ર (રદિ.)ની આ વાત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પહોંચાડી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : "અબૂબક્ર (રદિ.)થી કહી દો કે આપ ઈસ્લામ ધર્મના એ'તિબારથી મારા ભાઈ છો. (સગા ભાઈ નથી) જેથી આપની પુત્રી મારા માટે હલાલ છે." તે પછી હઝરત અબૂબક્ર (રદિ.)એ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી હઝરત આઈશહ (રદિ.)ના નિકાહ કરાવી દીધા. આપના ભાણેજ અબ્દુલ્લાહ બિન ઝુબૈરનો લિહાઝ કરતા હોવાથી હઝરત આઈશહ (રદિ.)ની કુનિયત (તે નામ જે માતા–પિતા, બેટા–બેટી

વગેરેના સંબંધથી બોલવામાં આવે) ઉમ્મે અબ્દુલ્લાહ હતી. 'ઈબ્ને માજહ શરીફ' અને 'અબૂ દાઊદ શરીફ'ની રિવાયતથી મા'લૂમ થાય છે કે : આ કુનિયત આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે નક્કી ફરમાવી હતી. 'અબૂ દાઊદ શરીફ'ની હદીષ આ છે કે : હઝરત આઈશહ (રદિ.) ફરમાવે છે કે : "હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મારી બધી શોક (આપની બીજી પત્નીઓ)ના માટે તો કુનિયત છે. (મારી પણ કુનિયત રાખો.)" આ વાત સાંભળીને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : "ઠીક છે. પોતાની કુનિયત ઉમ્મે અબ્દુલ્લાહ રાખી લો." ['અબૂ દાઊદ શરીફ' : ૬૭૯] આપ (હઝરત આઈશહ રદિ.) ઘણી વધારે ઈલ્મ અને કૃપાવાળી હતી. હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) ફરમાવે છે કે : "અમોને જયારે પણ કોઈ મસ્અલામાં પરેશાની થતી તો તેના વિષે હઝરત આઈશહ (રદિ.)થી પૂછતા. તો તેમનાથી અમોને મસ્અલાનું સહીહ માર્ગદર્શન મળી જતું." મસ્રૂક તાબિઈ (રહ.) ફરમાવે છે : "મેં મહાન સહાબા (રદિ.)ને જોયાં કે ફરાઈઝ (વારસા)ના ઈલ્મમાં આપથી પૂછતા હતા." ઈમામ ઝુહરી (રહ.)નું બયાન છે કે : "હઝરત આઈશહ (રદિ.)ના ઈલ્મને બાકી દરેક ઉમ્મહાતુલ્ મુઅ્મિનીન (મો'મિનોની માતાઓ) અને દરેક સહાબિયાતના ઈલ્મથી સરખામણી કરવામાં આવે તો હઝરત આઈશહ (રદિ.)નો ઈલ્મ બધાંથી વધી જશે." આપનું (હઝરત આઈશહ રદિ.નું) સાચું બોલવું, વિનમ્રતા અને પવિત્રતા પર તો ખૂદ ઈફ્કની કુર્આની (સૂરએ 'નૂર'ની) આયતો અને તેનો પસ મંઝર (પાર્શ્વભૂમિકા) ગવાહ છે. (1) આ જ કારણ છે કે હઝરત મસ્રૂક (રહ.) જયારે પણ આપની ચર્ચા કરતા તો ફરમાવતા

"حدثتنی الصادقة ابنه الصدیق حبیبة حبیب اللّٰه"

(1) 'ઈફ્ક'ની આયતોમાં તે તોફાનનું વર્ણન છે, જે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સમયમાં હઝરત આઈશહ (રદિ.) વિષે ઉઠાવ્વામાં આવ્યું હતું. તેનું ટૂંકું વર્ણન એ પ્રમાણે છે કે : [અનુસંધાન હવે પછીના પેજ પર]

સત્ય બોલનારની છોકરી સત્ય બોલનારી (હઝરત આઈશહ રદિ.) અલ્લાહના મહબૂબ (પ્રિયતમ)ની ચાહનારીએ મને આ હદીષ શરીફ સંભળાવી.

નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આપથી ઘણો જ ઉષ્માભર્યો સંબંધ હતો. એટલા જ માટે હઝરાતે સહાબા (રદિ.)

**[આ પહેલાંના પેજની ફૂટ નોટ ચાલુ]**

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક લડાઈમાં ગયા હતા અને હઝરત આઈશહ (રદિ.) પણ સાથે હતાં. લડાઈથી પાછા ફરતાં એક મંઝિલ પર પડાવ થયો. ત્યાંથી કૂચ કરવા (ફરી આગળ ચાલવા)થી સહેજ પહેલાં હઝરત આઈશહ (રદિ.) કુદરતી હાજત માટે પડાવથી દૂર જંગલ તરફ ગયાં. ત્યાં તેમના ગળાનો હાર તૂટી જવાથી તેની શોધમાં પાછા ફરતાં જરા વાર લાગી, તેટલામાં સૌ કૂચ કરી ગયા અને તેમના જવાની પણ કોઈને ખબર ન હતી. તેથી તેમનું હૌદજ (પાલકી) ઊંચકનારાઓ પણ સમજયા કે અંદર જ હશે, કેમ કે તેના ઉપર પરદા રહેતા હતા. વળી, હઝરત આઈશહ (રદિ.) શરીરે હલકાં હોવાથી ઊંચકનારાઓને હૌદજ ખાલી હોવાની શંકા પણ ન થઈ. તેથી જ હૌદજને ઊંટ પર બાંધી ચાલતું કર્યું. આ પ્રમાણે હઝરત આઈશહ (રદિ.) એકલાં રહી ગયાં તો એમ વિચારીને ત્યાં જ થોભ્યાં કે ખબર પડતાં શોધવા માટે કોઈ પણ અહીં જ આવશે. રાતનો સમય હોવાથી નિદ્રાવશ થયાં. હઝરત સફવાન (રદિ.) કોઈની રહી ગયેલી વસ્તુને લઈ આવવા માટે કાફલાની પાછળ થોડેક દૂર રહ્યા કરતા. તે આ જગ્યાએ સવારે પહોંચ્યા તો હઝરત આઈશહ (રદિ.)ને રહી ગયેલાં જોઈ ગભરાયા. પછી તેમણે પોતાનું ઊંટ પાસે લાવી બેસાડ્યું તો હઝરત આઈશહ (રદિ.) પરદા સહિત તેના ઉપર સવાર થયાં અને હઝરત સફવાન (રદિ.) પોતે ઊંટને દોરીને લશ્કરમાં જઈ મળ્યા. બસ, એટલામાં તો મુનાફિકો પોતાનું મોં કાળું કરવા લાગ્યા. એક માસ સુધી આ ચર્ચા ચાલી. તે દરમિયાન હઝરત આઈશહ (રદિ.) બીમાર થઈ જવાથી એ ચર્ચાથી બેખબર રહ્યાં. અલબત્ત, હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એ ચર્ચા સાંભળતા, પરંતુ ચોક્કસ સાબિતી વિના કંઈ કહેતા ન હતા છતાં દિલમાં નારાજ રહેતા. હઝરત આઈશહ (રદિ.)ને નારાજી દેખાઈ, પણ કારણ નહિ જણાવવાના પસ્તાવાથી બીમારી ઔર વધી ગઈ. ફરી આખરે એક માસ પછી એ વિષે સાંભળ્યું તો અત્યંત દુઃખ થયું અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પરવાનગી લઈ પિતા (હઝરત અબૂબક્ર રદિ.)ને ઘરે ગયાં. ફરી ત્રણ રાત–દિવસ સુધી રડતાં રડતાં દમ લીધો નહિ ત્યારે અલ્લાહ તઆલાએ તેમની પવિત્રતા વિષે સૂરએ 'નૂર'ની આ આયતો બે રુકૂઅ સુધી નાઝિલ ફરમાવી. **[ફૂટનોટ સમાપ્ત]**

પોતાના હદિયહ હઝરત આઈશહ (રદિ.)ની વારીમાં મોકલવાનું પસંદ કરતા હતા. જેથી આ સંબંધના કારણે આ હદિયહ અને સાહિબે હદિયહની કુબૂલિયત નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ત્યાં થઈ જાય. હઝરત આઈશહ (રદિ.) પોતે પોતાની કેટલીક પ્રશંસાઓ અલ્લાહ તઆલાની નેઅમતના શુક્ર તરીકે કંઈક આ રીતે બયાન ફરમાવતા હતા :–

(૧) પત્નીઓમાં મારા સિવાય કોઈ કુંવારી ન હતી.

(૨) મારા સિવાય કોઈ પણ ઝવ્જએ મુહતરમહ (માનનીય પત્ની)ઓના માતા–પિતા મુહાજિર ન હતા.

(૩) હઝરત જિબ્રઈલે અમીન (અલૈ.)એ નિકાહથી અગાઉ મારી શકલ અને સૂરત રેશમી કપડાં પર આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં ખબર કરવાના હેતુથી પેશ કરી.

(૪) મારી બરાઅત (મુક્તિ) આસમાનથી નાઝિલ થઈ.

(૫) મારા સિવાય કોઈ બીજાની પથારીમાં વહી નાઝિલ ન થઈ.

(૬) નબી અલયહિસ્સલાતુ વસ્સલામની વફાત મારા જ રૂમમાં, મારી જ વારીમાં, આ સ્થિતિમાં થઈ કે આપના મુબારક માથાને મેં પોતાના ગળા અને છાતીના વચ્ચે મૂકેલું હતું.

(૭) મારા જ રૂમમાં આપ દફન થયા.

હઝરત આઈશહ (રદિ.)ની વફાત હઝરત મુઆવિયહ (રદિ.)ના દૌરમાં મદીના મુનવ્વરામાં ૧૭, રમઝાનુલ્ મુબારક, મંગળવારના દિવસે, ૫૮, હિજરીસનમાં થઈ. તે સમયે મદીના મુનવ્વરાનો હાકિમ (શાસક) મરવાન હતો અને જન્નતુલ્ બકીઅમાં દફન થયા. હઝરત અબૂ હુરયૂરહ (રદિ.)એ જનાઝહની નમાઝ પઢાવી. ('અલ્ ઈસાબહ' : ૮ / ૨૩૧, 'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહ્ બિ મિશ્કાત : ૬૧૨, 'અબૂ દાઊદ શરીફ' : ૬૭૯)

# [૩૫] હઝરત મયમૂનહ (રદિ.)

આપનું નામ મયમૂનહ બિન્તે અલ્ હારિષ બિન હઝ્ન અલ્ હિલાલિય્યહ છે. પહેલાં આપનું નામ બર્રહ હતું. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેની જગ્યાએ મયમૂનહ નામ રાખ્યું. આપની વાલિદહનું નામ હિંદહ હતું. ઝીલ્કદ માસમાં ૭, હિજરીસનમાં જયારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હુદયૂબિય્યહના ઉમરહની કઝા કરવા માટે મક્કા મુકર્રમા તશરીફ લાવ્યા તે સમયે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નિકાહમાં આવી. ઈબ્ને સઅદ (રદિ.) કહે છે કે : "આ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની અંતિમ પત્ની હતી તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કોઈ અન્યથી નિકાહ નથી ફરમાવ્યા." હઝરત મયમૂનહ (રદિ.)ના પ્રથમ પતિના નામમાં વિવિધ કોલ છે : (૧) અબૂ રહમ બિન અબ્દુલ્ ઉઝ્ઝા આમિરી (૨) સખ્બરહ બિન અબૂ રહમ (૩) હુવૈતિબ બિન અબ્દુલ્ ઉઝ્ઝા (૪) ખવ્રહ બિન અબ્દુલ્ ઉઝ્ઝા, પ્રથમ કોલ મશહૂર છે. તેના મૃત્યુ પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નિકાહમાં આવી. ૫૦૦ (પાંચ સો) દિરહમ મહેર નક્કી થઈ. હઝરત જઅફર બિન અબી તાલિબ (રદિ.)ને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે નિકાહનો પૈગામ લઈને મોકલ્યા હતા.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત નકલ થયેલ છે કે જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત મયમૂનહ (રદિ.)ને નિકાહનો પૈગામ (સંદેશો) આપ્યો તો હઝરત મયમૂનહ (રદિ.)એ હઝરત અબ્બાસ (રદિ.)ને પોતાના વકીલ નક્કી કર્યા. જેથી હઝરત અબ્બાસ (રદિ.)એ હઝરત મયમૂનહ (રદિ.)થી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નિકાહ કરી દીધા. ['અહમદ', 'નસાઈ']

આ વિષેની રિવાયતોમાં ઘણો મતભેદ છે કે નિકાહના સમયે

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મુહરિમ (એહરામની હાલતમાં) હતા કે હલાલ (એહરામ વગરની હાલતમાં) હતા ? હનફીઓની જેમ ઈમામ બુખારી (રહ.)ના નજીક પણ આ જ રાજેહ છે કે નિકાહના સમયે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મુહરિમ (એહરામની હાલતમાં) હતા.

મક્કા મુકર્રમાથી ચાલીને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સરિફ સ્થળે રોકાયા અને ત્યાં પહોંચીને ઉરૂસી (સુહાગરાત) ફરમાવી. રિવાયતોથી મા'લૂમ થાય છે કે નિકાહ અને ઉરૂસી (સુહાગરાત) બન્નેવ સરિફ સ્થળે જ થયા અને ૫૧, હિજરીસનમાં સરિફ સ્થળે તે જ જગ્યાએ ઈન્તિકાલ થયો જયાં ઉરૂસી થઈ હતી અને ત્યાં જ દફન થયા. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલ્લાહુ અન્હુએ જનાઝહની નમાઝ પઢાવી.

કબરમાં હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) અને યઝીદ બિન અસમ અને અબ્દુલ્લાહ બિન શદાદ અને ઉબૈદુલ્લાહ ખવૂલાનીએ ઉતાર્યા. પ્રથમ ત્રણ હઝરાત આપના ભાણેજ હતા અને ચોથા આપના પાળેલા યતીમ (અનાથ) હતા.

આ (હઝરત મયમૂનહ રદિ.) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની અંતિમ પત્ની હતા.ઈબ્ને સઅદ (રદિ.)ની એક રિવાયત છે આપે ફરમાવ્યું : "الاخوات مؤمنات، ميمونة، ام الفضل اسماء"

હઝરત ઉમ્મુલ્ ફઝ્લની બહેન હતી.

આ સર્વ બહેનો ઈમાન અને ઈસ્લામથી મુશર્રફ (ગૌરવશીલ) હતી. ('સીરતુલ્ મુસ્તફા' : ૩૪૮, 'અલ્ ઈસાબહ' : ૮ / ૩૨૨, 'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકલ્ બિ મિશ્કાત : ૬૨૦)

## [૩૬] હઝરત ઉમ્મે સલમહ (રદિ.)

ઉમ્મે સલમહ તો આપની કુનિયત હતી. (તે નામ જે

માતા–પિતા, બેટા–બેટી વગેરેના સંબંધથી બોલવામાં આવે) આપનું નામ હિંદહ હતું. અબૂ ઉમય્યહ કુરૈશી મખ્ઝૂમીની છોકરી હતી. માતાનું નામ આતિકહ બિન્તે આમિર રબીઅહ હતું. આપની વંશાવળી આ પ્રમાણે છે : ઉમ્મે સલમહ બિન્તે અબી ઉમય્યહ બિન મુગીરહ બિન અબ્દુલ્લાહ બિન અમ્ર બિન મખ્ઝૂમ અલ્ કુરશિય્યહ અલ્ મખ્ઝૂમિય્યહ. આપના પિતાના નામમાં બે કોલ છે : હુઝયૂફહ અને સુહૈલ. વાલિદ સાહબનો લકબ (ઉપનામ) ઝાદુર્રાકિબ (સવાર અને મુસાફિરની ખાદ્યસામગ્રી) હતો. તેનું કારણ આ હતું કે આપ ઘણા સખી (દાનવીર) હતા. સફરમાં નીકળતા જ કોઈ માણસને પોતાની સાથે લઈ લેતા અને બધાંની ખાદ્યસામગ્રીની વ્યવસ્થા એકલા પોતે કરતા હતા. પ્રથમ નિકાહ પોતાના પિત્રાઈ ભાઈ અબૂ સલમહ બિન અબ્દુલ્ અસદ મખ્ઝૂમીથી થયા. તેમની સાથે જ ઈસ્લામ અંગીકાર કર્યો અને તેમની સાથે જ પ્રથમ હબ્શહ તરફ હિજરત કરી. આપને ત્યાં હબ્શહમાં સલમહ નામની છોકરી પૈદા થઈ તે પછી ઉમર, દર્રહ અને ઝયૂનબ નામના ત્રણ સંતાન પૈદા થયા અને પછી ત્યાંથી મક્કા મુકર્રમા પાછા આવીને મદીના મુનવ્વરા તરફ હિજરત કરી. આપના પતિ હઝરત અબૂ સલમહના ઈન્તિકાલ બા'દ આં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જયારે નિકાહનો પૈગામ આપ્યો તો હઝરત ઉમ્મે સલમહ (રદિ.)એ અમુક કારણો પેશ કર્યા :

(૧) મારી ઉંમર વધારે છે.

(૨) હું બાલબચ્ચાવાળી છું. યતીમ (અનાથ) છોકરાઓ મારી સાથે છે.

(૩) હું ઘણી ગૈરતવાળી (શરમવાળી) છું. (એવું ન થાય કે મારા કારણે આપને કોઈ મનદુઃખ પેશ આવે)

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ જવાબ આપ્યો : "મારી ઉંમર તમારાથી વધારે છે અને તમારા બાલબચ્ચા અલ્લાહ

અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના બાલબચ્ચા છે. અને હું અલ્લાહથી દુઆ કરીશ કે તે ગૈરત (અર્થાત્ નાઝુક સ્વભાવ અને શંકાશીલ સ્વભાવ જેનો તમોને ભય છે) તમારાથી દૂર થઈ જાય. જેથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે દુઆ ફરમાવી અને એવું જ થયું.'' ['ઉયૂનુલ્ અસર' : ૩૦૪, અનુવાદક : હિંદ બિન્તે અબી ઉમય્યહ]

શવ્વાલ માસ, ૪ હિજરીસનના અંતમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી નિકાહ થયા. 'મુસ્નદે બઝ્ઝાર'માં હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે : ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મહેરમાં કંઈક સામાન પણ આપ્યો જેની કીમત ૧૦ (દસ) દિરહમ હતી.''

ઈબ્ને ઈસ્હાકથી રિવાયત છે કે : એક બિસ્તર પણ આપ્યો જેમાં રૂના બદલે ખજૂરની છાલ ભરેલી હતી. અને એક રકાબી (પ્લેટ) અને એક પ્યાલો અને એક ઘંટી આપી.

હઝરત ઉમ્મે સલમહ (રદિ.)નો ફઝ્લ (કૃપા) અને પરિપૂર્ણ સૌંદર્ય અને શ્રેષ્ઠ સમજશકિત અને બુદ્ધિની પારદર્શિતા અને દાનાઈ (હોશિયારી) મુસલ્લમ (પરિપૂર્ણ) હતી. સુલ્હે હુદયૂબિય્યહમાં આં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે સહાબા (રદિ.)ને હદી (કુર્બાનીનું જાનવર) ઝબહ કરવા અને હલક કરાવવાનો (માથું મુંડાવવાનો) ત્રણ વખત હુકમ આપ્યો. પણ કોઈ સહાબીએ ન હદી ઝબહ કરી અને ન માથું મુંડાવ્યું. હઝરત ઉમ્મે સલમહ (રદિ.)ને જયારે આ વાતની ખબર થઈ તો ફરમાવ્યું : ''યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! સહાબા (રદિ.) આ સુલેહથી ઘણાં ઉદાસ છે. આપ કોઈને કંઈ ન ફરમાવો. આપ પોતાની હદી ઝબહ કરી લો અને હલક કરાવી લો.'' જેવું જ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું હદી ઝબહ કરવું હતું કે સહાબા (રદિ.)એ તત્કાળ પોત પોતાના પશુઓને ઝબહ કરી લીધા અને હલક પણ કરાવી લીધું. એ પ્રમાણે આ સમસ્યા

ઉમ્મુલ્ મુઅ્મિનીન હઝરત ઉમ્મે સલમહ (રદિ.)ના મંતવ્ય અને મશ્વરહથી હલ થઈ.

હુસ્ન (સૌંદર્ય) અને જમાલ (સુંદરતા)ની આ સ્થિતિ હતી કે હઝરત આઈશહ સિદ્દીક (રદિ.) ફરમાવે છે કે : "જયારે આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત ઉમ્મે સલમહ (રદિ.)થી નિકાહ કર્યા તો મને તેમના (હઝરત ઉમ્મે સલમહ રદિ.ના) સૌંદર્ય અને સુંદરતાના કારણે ઘણી ઈર્ષા થઈ."

**વફાતના વર્ષ વિષે વિવિધ કોલ છે :** ઈમામ બુખારી (રહ.)ના કોલ અનુસાર ૫૮, હિજરીસનમાં વફાત થઈ. હઝરત વાકિદી (રહ.)ના કોલ અનુસાર ૫૯, હિજરીસનમાં વફાત થઈ. ઈબ્ને હિબ્બાન (રહ.) કહે છે કે : ૬૧, હિજરીસનમાં આપનો ઈન્તિકાલ થયો જયારે ઈમામ હસન (રદિ.)ની શહાદતની ખબર પહોંચી. અબૂ નુએમ (રહ.) કહે છે : ૬૨, હિજરીસનમાં આપનો ઈન્તિકાલ થયો. હાફિઝ અસ્કલાની (રહ.)એ 'ઈસાબહ' અને 'તકરીબ'માં આ જ કોલને રાજેહ ઠેરવ્યો છે. પુનિત પત્નીઓમાં સૌથી અંતમાં હઝરત ઉમ્મે સલમહ (રદિ.)એ ઈન્તિકાલ ફરમાવ્યો.

હઝરત અબૂ હુરયૂરહ (રદિ.)એ જનાઝહની નમાઝ પઢાવી. ઈન્તિકાલના સમયે ૮૪ વર્ષની ઉંમર હતી.

પ્રથમ પતિના બન્ને પુત્રો ઉમર અને સલમહએ અને અબ્દુલ્લાહ બિન અબ્દુલ્લાહ ઈબ્ને અબી ઉમય્યહ અને અબ્દુલ્લાહ બિન વહબ બિન ઝમ્અહએ કબરમાં ઉતાર્યા અને 'જન્નતુલ્ બકીઅ'માં દફન થયા.

આપથી નકલ થયેલ રિવાયતોની સંખ્યા : ૩૭૮ છે. (સર્વ સંમત : ૧૩ (તેર), માત્ર 'બુખારી શરીફ' : ૦૩ (ત્રણ), માત્ર 'મુસ્લિમ શરીફ' : ૦૩ (ત્રણ) ('સીરતુલ્ મુસ્તફા' : ૩૦૪, 'અલ્ ઈસાબહ' : ૮ / ૪૦૪, 'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૫૯૯)

# [૩૭] હઝરત ઝયનબ બિન્તે જહશ (રદિ.)

આપનું નામ ઝયનબ બિન્તે જહશ અલ્ અસદિય્યહ છે. આપ આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ફોઈ ઉમય્યહ બિન્તે અબ્દિલ્ મુત્તલિબની છોકરી હતી. અર્થાત્ આપની ફોઈ બહેન હતી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નિકાહમાં આવવા અગાઉ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દત્તક અને આઝાદ (મુકત) કરેલ ગુલામ હઝરત ઝયદ બિન હારિષહ (રદિ.)ના નિકાહમાં હતા. પારસ્પરિક સુમેળ ન થવાના કારણે ઝયદે તેમને તલાક આપી દીધી. હઝરત ઝયદ (રદિ.) ખાદિમોમાંથી હતા અને હઝરત ઝયનબ રદિયલ્લાહુ અન્હા એક અત્યંત શરીફ અને પ્રતિષ્ઠિત ખાનદાનમાંથી હતા અને આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ફોઈ બહેન હતા. અને અરબનો આ દસ્તૂર (પ્રણાલિકા) હતો કે : ખાદિમો (મુકત કરેલ ગુલામો)થી નિકાહ કરવાને પોતાના માટે લજ્જા (શરમ) અને નામોશી સમજતા હતા. એટલા માટે આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જયારે હઝરત ઝયનબ (રદિ.)થી પોતાના આઝાદ (મુકત) કરેલ ખાદિમ હઝરત ઝયદ બિન હારિષહ (રદિ.)નો નિકાહનો પૈગામ આપ્યો તો હઝરત ઝયનબ (રદિ.) અને તેમના ભાઈએ સ્પષ્ટ ઈન્કાર કરી દીધો. આ બનાવ હેઠળ કુર્આને શરીફની આ આયત નાઝિલ થઈ:

" وَمَا كَانَ لِمُؤْمِنٍ وَّلَا مُؤْمِنَةٍ اِذَا قَضَى اللّٰهُ وَ رَسُوْلُهٗ اَمْرًا اَنْ
يَّكُوْنَ لَهُمُ الْخِيَرَةُ مِنْ اَمْرِهِمْ ؕ وَ مَنْ يَّعْصِ اللّٰهَ
وَ رَسُوْلَهٗ فَقَدْ ضَلَّ ضَلٰلًا مُّبِيْنًا "

**અર્થ :** અને કોઈ ઈમાનદાર પુરુષ અને ઈમાનદાર સ્ત્રીને ઘટિત નથી કે જયારે અલ્લાહ તથા તેનો રસૂલ કોઈ કામનો હુકમ

આપી દે તો (ફરી) તેમને માટે પોતાના કામનો અધિકાર રહે અને જેણે અલ્લાહની તથા તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નાફરમાની કરી તો તે દેખીતી ભૂલ કરી માર્ગ ભૂલ્યો.

[સૂરએ 'અહઝાબ', પારહ : ૨૨, આયત નં. : ૩૬]

આ આયતના નાઝિલ થવા પર બન્ને રાઝી થઈ ગયા અને હઝરત ઝયૂદ (રદિ.)ના નિકાહ હઝરત ઝયૂનબ (રદિ.) સાથે થઈ ગયા. પણ સ્વભાવિક સુમેળ ન હોવાના કારણે ઘરમાં પરસ્પર ઝઘડો થતો રહ્યો. ઘણી વાર હઝરત ઝયૂદ (રદિ.)એ રસૂલે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હઝરત ઝયૂનબ (રદિ.)ની બેરુખી (ઉપેક્ષા)ની ફરિયાદ કરી. છેવટે એક વખત આ કહી દીધું કે હું તો હઝરત ઝયૂનબ (રદિ.)ને છોડી દઉં છું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમને તલાક આપવાથી મનાઈ ફરમાવી. પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પણ આ અનુમાન થઈ ગયું હતું કે આ બન્ને વચ્ચે જુદાઈ થવાની જ છે. અને અગાઉથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે વિચારી લીધું કે જો હઝરત ઝયૂદ (રદિ.)એ (હઝરત ઝયૂનબ રદિ.ને) તલાક આપી દીધી તો (હઝરત) ઝયૂનબ (રદિ.)ને દિલાસો આપવાનો એ સિવાય કોઈ ઉપાય નથી કે હું તેમની સાથે નિકાહ કરી લઉં. જયારે હઝરત ઝયૂદ (રદિ.)એ (હઝરત ઝયૂનબ રદિ.ને) તલાક આપી દીધી તો (હઝરત) ઝયૂનબ (રદિ.)ની ઈદ્દત ગુજરવા પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત ઝયૂનબ (રદિ.)ની સાથે નિકાહ ફરમાવ્યા, બલ્કે (હઝરત) ઝયૂદ (રદિ.)ને જ નિકાહનો પૈગામ લઈને મોકલ્યા. હઝરત ઝયૂનબ (રદિ.)એ જવાબને ઈસ્તિખારહ પર સ્થગિત રાખ્યો અને હઝરત ઝયૂનબ (રદિ.) તેમાં મશગૂલ થઈ ગયા. તેની જ બરકત હતી કે અલ્લાહ તઆલાએ જ આસમાન પર તેમના નિકાહ ફરમાવી દીધા. જેનું એ'લાન ધરતી પર કુર્આને પાકની આ આયતે કરીમહથી કરવામાં આવ્યું :

" فَلَمَّا قَضٰى زَيْدٌ مِّنْهَا وَطَراً زَوَّجْنٰكَهَا لِكَىْ لَا يَكُوْنَ
عَلَى الْمُؤْمِنِيْنَ حَرَجٌ فِىْٓ اَزْوَاجِ اَدْعِيَآئِهِمْ اِذَا قَضَوْا
مِنْهُنَّ وَطَراً ؕ وَكَانَ اَمْرُ اللّٰهِ مَفْعُوْلاً "

**અર્થ :** જયારે હઝરત ઝયૂદ (રદિ.)નું તેણીથી મન ભરાઈ ગયું (તલાક આપી) તો તેણીને અમે આપના નિકાહમાં આપી દીધાં કે જેથી મુસલમાનો પર પોતાના મોં બોલ્યા છોકરાઓની સ્ત્રીઓ (થી નિકાહ કરવા)માં કંઈ ગુનોહ ન રહે. જયારે કે તેઓ તેણીઓથી પોતાનું મન ભરી લે (એટલે તલાક આપી દે) અને અલ્લાહનો આ હુકમ તો થનાર જ હતો. [સૂરએ 'અહઝાબ', પારહ : ૨૨, આયત નં. : ૩૭]

હઝરત ઝયૂનબ (રદિ.)ને જયારે આ વાતની ખબર થઈ તો સજદએ શુક્ર અદા કર્યો. અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પ્રથમ રાત્રી પછી વલીમહનો એટલો પ્રબંધ ફરમાવ્યો કે કોઈ બીજી પુનિત પત્નીઓના વલીમહમાં એટલો પ્રબંધ કર્યો હોય એવું કોઈ જગ્યાએ મળતું નથી. બકરી ઝબહ ફરમાવી અને લોકોને કાયદા અનુસાર હઝરત અનસ (રદિ.)ના મારફતે આમંત્રિત કર્યા. અને તે વલીમહનો ઝિક્ર (ઉલ્લેખ) કુર્આને કરીમમાં પણ કરવામાં આવ્યો :

" يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَدْخُلُوْا بُيُوْتَ النَّبِىِّ
اِلَّآ اَنْ يُّؤْذَنَ لَكُمْ اِلٰى طَعَامٍ غَيْرَ نٰظِرِيْنَ اِنٰهُ "

**અર્થ :** હે ઈમાનવાળાઓ ! તમે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઘરોમાં (અણનોતર્યા) ન જાઓ, પરંતુ જયારે તમને ખાવા માટે (આવવાનો) હુકમ મળે તો પણ એવું નહિ કે ખાણું તૈયાર થવાની રાહ જોયા કરો. [સુરએ 'અહઝાબ', પારહ : ૨૨, આયત નં. : ૫૩]

એ જ કારણસર તો હઝરત ઝયૂનબ (રદિ.) તહદીષ બિન્નિઅમતના માટે પુનિત પત્નીઓથી કહેતી કે : તમારા નિકાહ તો

તમારા વાલીઓએ કર્યા અને મારા નિકાહ તો અલ્લાહ તઆલાએ સાત આસમાનો પર કર્યા.

હઝરત ઝયૂનબ (રદિ.) ઘણાં જ ઈબાદતગુઝાર અને પરહેઝગાર તેમજ સંયમવાળા હતા. ખૂદ અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આપના વિષે ફરમાવ્યું :

انها لأوّاهة (ઘણી નરમ દિલ અને ઈબાદત ગુઝાર છે.)

આપની શોક (હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બીજી પત્ની) હઝરત ઉમ્મે સલમહ (રદિ.)નું બયાન છે :

"كَانَتْ صَالِحَةً صَوَّامَةً قَوَّامَةً"

(અર્થાત્ નેક કાર્ય કરનારી, રોઝહ રાખનારી, રાતના સમયે તહજ્જુદ પઢનારી)

'ઈફ્ક' (1) ના બનાવમાં નબી અલયહિસ્સલામના પૂછપરછ કરવા પર શોક તરીકે તેમની (હઝરત આઈશહ રદિ. ની) વિરુદ્ધ નિવેદન આપવાથી એવી દૂરી પસંદ ફરમાવી કે હઝરત આઈશહ (રદિ.)એ પણ આપના સંયમ અને પરહેઝગારીને દાદ આપી (વખાણ કર્યા) : "فَعَصَمَهَا اللّٰهُ بِالْوَرَعِ"

પરહેઝગારીના કારણે અલ્લાહ તઆલાએ હઝરત ઝયૂનબ (રદિ.)ને મારા વિરુદ્ધ બોલવાથી બચાવી લીધા. કારણ કે જયારે તેમનાથી હઝરત આઈશહ (રદિ.) વિષે પૂછવામાં આવ્યું તો કહેવા લાગી : "وَاللّٰهِ مَا عَلِمْتُ اِلَّا خَيْرًا"

[અલ્લાહની કસમ ! (હઝરત) આઈશહ રદિ.માં નેકીના સિવાય કંઈ નથી જાણતી.]

પુષ્કળ સખી હતી. હઝરત ઉમર (રદિ.)એ જયારે પ્રથમ વખત વાર્ષિક ભરણપોષણનો ખર્ચ જેની માત્રા ૧૨૦૦૦ (બાર

(1) 'ઈફ્ક'ની વિગતવાર ચર્ચા નં. ૩૪ ની ફૂટ નોટમાં આવી ગઈ છે.

હઝાર) દિરહમ હતી, એ રકમ મોકલી તો બધી જ રકમ અલ્લાહની રાહમાં ખર્ચ કરી દીધી. હઝરત ઉમર (રદિ.)ને ખબર પડી તો વધુ એક હઝાર દિરહમ મોકલ્યા તો તેમણે તે રકમને પણ અલ્લાહની રાહમાં ખર્ચ કરી નાંખી. આપની સખાવત અને ઉદારતા વિષે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પણ ઈશારો ફરમાવ્યો : શયૂખૈન (હઝરત ઈમામ બુખારી રહ. અને હઝરત ઈમામ મુસ્લિમ રહ.)ની હદીષ શરીફમાં છે કે : "તમારા (પુનિત પત્નીઓ)માં લાંબા હાથવાળી સૌથી જલ્દી મારી મુલાકાત કરશે. અહીંયા લાંબા હાથથી સખાવત અને ઉદારતા મુરાદ હતી." જેથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વફાત પછી આપનો જ (હઝરત ઝયૂનબ રદિ.નો જ) સૌથી પ્રથમ ઈન્તિકાલ થયો.

આપના (હઝરત ઝયૂનબ રદિ.ના) ઈન્તિકાલ પર હઝરત આઈશહ (રદિ.)એ ફરમાવ્યું : "અફસોસ ! આજે એવી સ્ત્રીનો ઈન્તિકાલ થઈ ગયો જે પસંદપાત્ર ગુણોવાળી, ઈબાદતગુઝાર, યતીમો (અનાથો) અને બેવાઓ (વિધવાઓ)નું ઠેકાણું હતી." આપની વફાત મદીના મુનવ્વરામાં ૨૦, હિજરીસનમાં થઈ. આપની કુલ ઉંમર ૫૦ અથવા ૫૩ વર્ષની થઈ. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી નિકાહના સમયે તેમની ઉંમર ૩૫ વર્ષની હતી. આપથી નકલ થયેલ રિવાયતોની સંખ્યા : ૧૧ છે. સર્વ સંમત : ૦૨ (બે).

('સીરતુલ્ મુસ્તફા' : ૩ / ૩૦૭, 'અલ્ ઈસાબહ' : ૮ / ૧૫૪, 'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૫૯૬)

## [૩૮] હઝરત ફાતિમા ઝોહરા (રદિ.)

આપનું નામ ફાતિમા બિન્તે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) બિન અબ્દિલ્લાહ બિન અબ્દિલ્ મુત્તલિબ છે.

ફાતિમા આપનું નામ છે. ઝોહરા અને બતૂલ આ બન્ને

આપના લકબ (ઉપનામ) છે. બતૂલનો અર્થ અલગ રહેનારી, ‘કતઅ’ એ કાટવાનાં અર્થમાંથી નીકળેલો છે. એટલા માટે કે આ અલ્લાહ તઆલાના સિવાયથી અલગતા આપનો મુમ્તાઝ (વિશિષ્ટ) ગુણ હતો એટલા માટે આપનો આ લકબ થયો અને બાતિની (આંતરિક) સફાઈ, નૂરના કારણે ‘ઝોહ્‌રા’ કહેવામાં આવતી હતી.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નબી થવાના પ્રથમ વર્ષે આપનો જન્મ થયો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બધી સાહબઝાદીઓમાં સૌથી નાની હતી અને સૌથી વધુ ચાહનારી હતી. એટલા જ માટે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જન્નતની તમામ સ્ત્રીઓની સરદાર થવાની બશારત (ખૂશખબરી) સંભળાવી. ઉપરાંત આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે સફરમાં જતા તો સૌથી અંતમાં હઝરત ફાતિમા (રદિ.)ને મળતા અને વાપસીમાં સૌથી પ્રથમ હઝરત ફાતિમા (રદિ.)ની પાસે તશરીફ લાવતા. હઝરત અલી કર્રમલ્લાહુ વજ્‌હહૂની સાથે આપના નિકાહ રમઝાનુલ્ મુબારક માસમાં ૨, હિજરીસનમાં થયા. તે સમયે આપની ઉંમર ૧૫ વર્ષ, સાડા પાંચ માસની હતી અને હઝરત અલી (રદિ.) લગભગ ૨૫ (પચ્ચીસ) વર્ષના હતા. આપના કુલ પાંચ સંતાન થયા. ત્રણ છોકરા, બે છોકરીઓ. જેમના નામ આ પ્રમાણે છે : હસન, હુસૈન, મુહસિન, ઉમ્મે કુલ્સૂમ, ઝય્‌નબ.

રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વંશાવળી આપથી જ ચાલી. આપની વફાત ૧૧, હિજરીસનમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વફાતના ૬ (છ) માસ પછી મંગળવારની રાત્રે રમઝાન માસમાં થઈ. હઝરત અબ્બાસ (રદિ.)એ જનાઝહની નમાઝ પઢાવી. વસિય્યત મુજબ રાત્રે જ દફન કરવામાં આવ્યા.

(‘સીરતુલ્ મુસ્તફા’ : ૩ / ૩૬૯, ‘અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૬૧૩, ‘અલ્ ઈસાબહ’ : ૮ / ૨૬૩)

## તાબિઈન રહિમહુમુલ્લાહુ તઆલા

### [૩૯] હઝરત હસન બિન હસન (રહ.)

આપ હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહૂના પૌત્ર છે. આપની માતાનું નામ ખવ્લહ હતું. મોસાળની વંશાવળી આ પ્રમાણે છે : ખવ્લહ બિન્તે મન્ઝૂર બિન ઝબાન બિન સય્યાર બિન અમ્ર બિન જાબિર અલ્ ફઝારી.

હુસ્ને અખ્લાક (સુસંસ્કાર)માં પોતાના પિતાના સાચા જાનશીન (ગાદી વારસ) હતા. ખિલાફતના વિષે ગુમરાહ કરનારા વિચારોનો સખ્તીથી રદીયો ફરમાવ્યો.

વિવિધ પરિસ્થિતિઓનો સામનો કર્યો. અહીં સુધી કે ઝાલિમં હુકૂમતે જેનો વ્યવસ્થાપક મન્સૂર હતો, તેણે આપની ધરપકડ કરીને કેદ કરી દીધા. જેથી આપ કેદખાનામાં જ ૧૪૫, હિજરીસનમાં વફાત પામ્યા. વફાતના સમયે હઝરત હસન (રહ.)ની ઉંમર ૮૮ વર્ષ હતી.

('સિયરુસ્સહાબા' : ૭ / ૮૯)

### [૪૦] હઝરત અબાન બિન ઉસ્માન (રહ.)

આપનું નામ અબાન બિન ઉસ્માન બિન અફ્ફાન અલ્ ઉમવી અલ્ કુરશી છે. આપ હઝરત ઉસ્માન (રદિ.)ના સાહબઝાદહ અને તાબિઈ છે. આપની કુનિયત અબૂ સઈદ અને અબૂ અબ્દિલ્લાહ છે. આપની માતાનું નામ ઉમ્મે અમ્ર બિન્તે જુન્દુબ અદૌસિયહ (રદિ.) છે. ઈલ્મે હદીષ શરીફ અને ફિકહમાં વધારે જાણકારી હતી. હઝરત અમ્ર બિન શુએબ (રહ.) ફરમાવે છે : "મેં આપથી મોટા હદીષ શરીફ અને ફિકહના આલિમ નથી જોયા." હઝરત યહ્યા અલ્ કત્તાને

આપની ગણના મદીના મુનવ્વરાના ફકીહોમાં કરી છે. હઝરત અબાન (રહ.)ની અહાદીષ સહીહ કિતાબોમાં પણ મૌજૂદ છે. આપ અબ્દુલ્લાહ બિન અબૂબક્રના મુઅલ્લિમ (શિક્ષક) રહ્યા છે. મુહદ્દિષીન (હદીષ શરીફના જાણકારો)નો આ બાબતમાં મતભેદ છે કે હઝરત અબાન (રહ.)ને પોતાના વાલિદથી હદીષ શરીફ સાંભળવાનો શર્ફ પ્રાપ્ત છે કે નથી ? હઝરત ઈમામ અહમદ (રહ.)એ ઈન્કાર કર્યો છે જયારે હાફિઝ ઈબ્ને હજર અસ્કલાની (રહ.)એ તેને સાબિત માન્યું છે અને તેની દલીલમાં સહીહ મુસ્લિમ શરીફની હદીષ બયાન કરી છે. જેમાં પોતાના વાલિદથી (હદીષ શરીફ) સાંભળવાની સ્પષ્ટતા મૌજૂદ છે. આપની વફાત મદીના મુનવ્વરામાં ૧૦૫, હિજરીસનમાં યઝીદ બિન અબ્દુલ્ મલિકના શાસનકાળમાં થઈ. ('તહ્ઝીબુત્તહ્ઝીબ' : ૧ / ૬૫, 'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૫૮૬)

## [૪૧] હઝરત ઝિર બિન હુબેશ (રહ.)

આપનું નામ ઝિર બિન હુબેશ બિન હબાશહ બિન ઔસ બિન બિલાલ બિન જઆલહ બિન નસ્ર અલ્ અસદી છે. આપની કુનિયત અબૂ મરયમ છે. આપ મહાન તાબિઈનમાંથી છે. આપની ઉંમર લગભગ ૧૨૦ વર્ષની થઈ. અલ્લામહ બુરદીજી (રહ.)એ આપની ગણના તાબિઈનમાં કરતા ફરમાવ્યું કે : આપે જાહિલિય્યતનો ઝમાનો જોયો. મશહૂર (જાણીતા) કિરા'તના ઈમામ, આપના નિપુણ શિષ્ય હઝરત આસિમ બિન અબી નજૂદ (રહ.) ફરમાવે છે કે : આપ ઘણાં જ છટાદાર વાણીવાળા હતા. અહીં સુધી કે હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.) પણ અરબી વિદ્યામાં આપથી લાભ ઉઠાવતા. આપની વફાત ૮૩, હિજરીસનમાં થઈ.

('અલ્ ઈસાબહ' : ૨ / ૫૨૨, 'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૫૯૫)

# [૪૨] હઝરત અલ્કમહ (રહ.)

આપનું નામ અલ્કમહ બિન કૈસ બિન અબ્દુલ્લાહ બિન માલિક બિન અલ્કમહ બિન સલામાન બિન કુહલ બિન બક્ર બિન ઔફ અન્નખઈ અલ્ કૂફી છે. આપની કુનિયત અબૂ શુબૈલ છે. આપનો જન્મ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જીવનમાં જ થયો હતો. ઘણાં જ ઈલ્મ અને ફઝ્લવાળા હતા. આપે હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.)થી ખાસ ફૈઝ ગ્રહણ ફરમાવ્યો. હઝરત ઈબ્નુલ્ મદીની (રહ.) ફરમાવે છે : હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.)ના ઈલ્મથી સૌથી વધારે જાણકાર કુલ ૪ હઝરાત હતા : અલ્કમહ, અલ્ અસ્વદ, ઉબૈદહ, હારિષ.

હઝરત અબૂલ્ મુષન્ના (રહ.)એ એક વખત કોઈ શાગિર્દ (શિષ્ય)થી ફરમાવ્યું : "જો તું હઝરત અલ્કમહ (રહ.)ને જોઈ લે અને હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.)ને જોઈ ન શકે તો કોઈ વાંધો નથી, કારણ કે હઝરત અલ્કમહ (રહ.) દેખાવ અને અખ્લાક વગેરેમાં હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.)થી સૌથી વધુ મુશાબિહ (સમાન) છે અને એ જ પ્રમાણે ઈબ્રાહીમને જોઈ લે તો હઝરત અલ્કમહ (રદિ.)ને ન જોવાનો કોઈ ગમ નથી." એક વખત અબૂલ્ હુઝૈલે ઈબ્રાહીમથી પૂછયું : "હઝરત અલ્કમહ (રહ.) અફઝલ (ચઢિયાતા) છે કે હઝરત અસ્વદ (રહ.)?" આપે ફરમાવ્યું: "હઝરત અલ્કમહ (રહ.)." બલ્કે અબૂ ઝબયાનથી નકલ થયેલ છે કે : સહાબએ કિરામ (રદિ.) પણ આપથી પ્રશ્નો પૂછતા હતા. હઝરત ઈબ્રાહીમ નખ્ઈ (રહ.)નું બયાન છે કે : હઝરત અલ્કમહ (રહ.)એ એક રાતમાં પૂરા કલામે પાકની તિલાવત ફરમાવી. આપની વફાતમાં વિવિધ કોલ છે : ૬૨ અથવા ૬૩ અથવા ૭૨ અથવા ૭૩ હિજરીસનમાં થઈ. આપના કોઈ સંતાન નથી.

('તહ્ઝીબુત્તહ્ઝીબ' : ૪ / ૧૭૫)

## [૪૩] હઝરત કઅ્બે અહ્બાર (રહ.)

આપનું નામ કઅ્બ બિન માતિઅ અલ્ હિમયરી અલ્ યમાની છે. આપની કુનિયત અબૂ ઈસ્હાક છે. ઈસ્રાઈલી મઝહબના ઘણાં નિષ્ણાત હતા એટલા માટે 'અલ્ અહ્બાર'ના લકબ (ઉપનામ)થી મશહૂર થયા. આપનો સંબંધ હિમ્યર કબીલાથી હતો. નબી અલયહિસ્સલાતુ વસ્સલામનો ઝમાનો જોયો, પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત ન થઈ શકી. હઝરત ઉમર ફારૂક (રદિ.)ના ખિલાફતના સમયમાં મદીના મુનવ્વરા તશરીફ લાવ્યા અને મુસલમાન થયા. સહાબએ કિરામ (રદિ.)થી અહાદીષનો ઈલ્મ પ્રાપ્ત કર્યો. 'સુનન'માં આપની રિવાયતો મૌજૂદ છે. આપની વફાત હઝરત ઉસ્માન (રદિ.)ના દૌરમાં ૩૨, હિજરીસનમાં થઈ જયારે કે આપ કોઈ ગઝવહમાં તશરીફ લઈ જઈ રહ્યા હતા. હઝરત ખાલિદ બિન મિઅ્દાન હઝરત કઅબ (રહ.)નો આ કોલ નકલ કરે છે કે : "અલ્લાહ તઆલાના ડરના કારણે રડવું મને સોનું સદકહ કરવાથી વધુ મહબૂબ (પ્રિય) છે." ('સિયરુ અઅ્લામિન્નુબલાઅ': ૫/૧૪, 'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહ્ બિમિશ્કાતઃ ૬૧૫)

## [૪૪] હઝરત અબૂ સલમહ (રહ.)

આપનું નામ અબૂ સલમહ બિન અબ્દુર્રહમાન બિન ઔફ બિન અબ્દે ઔફ બિન અબ્દ બિન અલ્ હારિષ બિન ઝુહ્રહ બિન કિલાબ બિન મુર્રહ બિન કઅબ અલ્ કુરશી અઝ્ઝુહરી છે.

નામમાં બે કોલ છે : અબ્દુલ્લાહ, ઈસ્માઈલ. આપનો જન્મ ૨૦, હિજરીસનમાં થયો. મદીના મુનવ્વરાના સાત ફકીહોમાં આપની ગણના છે. હઝરત ઝહબીના કોલ અનુસાર હઝરત અબ્દુલ્લાહ બિન સલામ, હઝરત અબૂ અય્યૂબ અને હઝરત આઈશહ (રદિ.) વગેરે

કુલ ૨૭ થી વધુ સહાબા (રદિ.)થી આપે રિવાયતો લીધી. આપની માતાનું નામ તમાઝર બિન્તુલ્ અસ્બગ હતું.

જયારે મરવાન ૪૮, હિજરીસનમાં મદીના મુનવ્વરાથી બરતરફ થયા અને સઈદ બિન અલ્ આસ વાલી (ગવર્નર) બન્યા તો અબૂ સલમહ બિન અબ્દુર્રહમાન ત્યાંના કાઝી નિયુકત થયા અને આ પદ પર ૫૪, હિજરીસન સુધી બરકરાર (પ્રસ્થાપિત) રહ્યા. હઝરત ઈબ્ને ઈસ્હાક (રહ.) ફરમાવે છે કે : "મેં અબૂ સલમહને જોયાં કે તેઓ મકતબ (મદ્રસા) તશરીફ લાવતા અને કોઈ બાળકને પોતાના ઘરે લઈ જતા અને તેની પાસે હદીષ શરીફ લખાવતા."

હઝરત ઝુહરી (રહ.) ફરમાવે છે કે : મેં કુરૈશના ૪ (ચાર) હઝરાતને ઈલ્મના સમુદ્ર જોયા : ઉર્વહ, ઈબ્ને મુસય્યિબ, અબૂ સલમહ, ઉબૈદુલ્લાહ બિન અબ્દુલ્લાહ.

આપની વફાત ૯૪, હિજરીસનમાં વલીદના ખિલાફતના દૌરમાં થઈ. આપની કુલ ઉંમર ૭૨ વર્ષ થઈ.

('સિયરુ અઅ્લામિન્નુબલાઅ' : ૫ / ૨૬૪, 'અલ્ ઈકમાલ ફી અસ્માઈર્રિજાલિ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૬૯૯)

## [૪૫] હઝરત અબ્દુલ્લાહ બિન કષીર અલ્ મક્કી (રહ.)

આપનું નામ અબૂ મઅ્બદ અબ્દુલ્લાહ ઈબ્ને કષીર છે. (અને અહ્વાઝીએ આપનું નામ આ પ્રમાણે કહ્યું છે :) બિન અમ્ર બિન અબ્દુલ્લાહ બિન ઝાદાન બિન ફીરોઝ બિન હુર્મુઝ અલ્ મક્કી અદારી. આપનો જન્મ ૪૫, હિજરીસનમાં મક્કા મુકર્રમામાં થયો. આપ મક્કા મુકર્રમામાં અત્તરનો વેપાર કરતા હતા એટલા માટે આપને 'અદારી' કહેવામાં આવે છે, કારણ કે અરબ હઝરાત અત્તર વેચનારાને દારી કહેતા હતા. (આ હકીકતમાં બહરૈનના દારૈન

નામની જગાના તરફ મન્સૂબ (સંબંધિત) છે જયાંના અત્તરો ઘણાં જ પ્રખ્યાત હતા. અને લોકો વેપારના માટે અત્તર અહીંયાથી જ ખરીદતા હતા.) આપની દાઢી સફેદ, કદ લાંબું અને રંગ ઘઉંવર્ણ હતો. આંખોમાં કાળાશ પડતી લાલાશ હતી. આપની શખ્સિય્યત (વ્યકિતત્વ) રો'બદાર હતી. આપ મૂળ ઈરાનના હતા. આપના બાપ–દાદાઓ (પૂર્વજો)ને કિસ્રાએ વહાણોમાં સવાર કરીને યમનના તરફ મોકલી આપ્યા હતા. હઝરત ઈમામ શાતબી (રહ.)એ આપને "કાષિરુલ્ કૌમ" (કારીઓની જમાઅત પર સરસાઈ ધરાવનારા) કહ્યું છે, કારણ કે બે વિશિષ્ટતાઓ આપમાં સ્પષ્ટ રીતે દેખાતી હતી :

• આપ મક્કા મુકર્રમાના રહેવાસી છે, જે સર્વ જગ્યાઓમાં શ્રેષ્ઠ છે.

• આપે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સહાબી હઝરત અબ્દુલ્લાહ ઈબ્નુસ્સાઈબ મખ્ઝૂમી (રદિ.)થી કુર્આન શરીફ પઢયું હતું.

મક્કા મુકર્રમામાં આપ કિરા'તના ઈમામ હતા. આપ ઘણાં જ ફસીહ અને બલીગ (છટાદાર, અલંકારિક વાણીવાળા) હતા. સાથે સાથે આપ હદીષ શરીફના ઈમામ પણ હતા. આપના જલીલુલ્ કદ્ર (પ્રતિષ્ઠિત) હોવાના જ કારણે અબૂ અમ્ર, ખલીલ બિન બસરી, સુફિયાન બિન ઉયૈનહ અને હઝરત ઈમામ શાફઈ રહિમહુમુલ્લાહુ તઆલા જેવા મહાન માણસો અને ઉચ્ચ કક્ષાના ઈમામો પણ આપથી કિરા'ત નકલ કરે છે. હઝરત ઈબ્ને મુજાહિદ (રહ.) ફરમાવે છે કે : મક્કા મુકર્રમામાં ઈબ્ને કષીર કિરા'તમાં નિષ્ણાત હોવા પર સર્વ સંમત હતા. આપની વફાત ૭૫ (પંચોતેર) વર્ષે ૧૨૦ હિજરીસનમાં થઈ.

હઝરત સુફિયાન બિન ઉયૈનહ (રહ.) ફરમાવે છે કે : હું ઈબ્ને કષીરના જનાઝહમાં શરીક હતો.

('ગાયતુન્નિહાયતિ ફી ત–બ–કાતિલ્ કુર્રાઅ' : ૧ / ૩૯૬)

## [૪૬] હઝરત અબ્દહ (રહ.)

આપનું નામ અબ્દહ બિન લુબાબહ અલ્ અસદી અલ્ ફાખરી છે. આપની કુનિયત અબૂલ્ કાસિમ છે. દમિશ્કમાં આપ સ્થાયી થયા. હઝરત ઈબ્ને ઉમર (રદિ.), હઝરત અલ્કમહ (રદિ.) અને હઝરત અબૂ વાઈલ (રદિ.) વગેરેથી હદીષ શરીફ નકલ કરી છે. અને આપથી રિવાયત કરનારાઓમાં હઝરત ઔઝાઈ (રહ.), હઝરત શુઅબહ (રહ.) અને હઝરત સુફિયાન બિન ઉયૈનહ (રહ.)નું નામ મળે છે. હઝરત ઈમામ ઔઝાઈ (રહ.)નું બયાન છે કે : "અમારે ત્યાં અબ્દહ અને ઈબ્નુલ્ હુરથી અફઝલ વ્યકિત ઈરાકથી કોઈ નથી પહોંચી." આપની વફાત ૧૨૭, હિજરીસનમાં થઈ.

(હાંશિયા : 'અઝ્ઝિયાદતુ વલ્ ઈહ્સાન' : ૨ / ૧૬૮)

## [૪૭] હઝરત ઈમામ શાફિઈ (રહ.)

આપનું નામ મુહમ્મદ છે. આપની કુનિયત અબૂ અબ્દિલ્લાહ છે. આપનો લકબ "નાસિરુલ્ હદીષ" હતો. આપના મહાન દાદા શાફિઅ જે નાની વયના સહાબામાંથી હતા તેમની તરફ નિસ્બત કરીને આપને શાફિઈ કહે છે. આપના વાલિદ હઝરત સાઈબ ગઝવએ બદ્રમાં મક્કા મુકર્રમાના મુશરિકોના પરાજય પછી તેમની સાથે હતા. બદ્રના કેદીઓમાં ઘરપકડ થઈ અને અંતમાં મુસલમાન થયા.

આપની વંશાવળી આ છે : મુહમ્મદ બિન ઈદ્રીસ બિન અલ્ અબ્બાસ બિન ઉષ્માન બિન અશ્શાફિઅ બિન અસ્સાઈબ બિન ઉબૈદ બિન અબ્દે યઝીદ બિન બાસિમ બિન અબ્દુલ્ મુત્તલિબ બિન અબ્દે મુનાફ.

આપનો જન્મ ૧૫૦, હિજરીસનમાં ગઝ્ઝહ જગ્યાએ જે બૈતુલ્ મુકદસથી નજીક છે ત્યાં થયો. જે વર્ષે હઝરત ઈમામ અબૂ હનીફા (રહ.)ની વફાત થઈ એ જ વર્ષે આપનો જન્મ થયો. આ વાત

જે કહેવામાં આવે છે કે ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.)ની વફાતના દિવસે આપ પૈદા થયા, તે વાતનો હાફિઝ ઈબ્ને હજર (રહ.)એ રદીયો ફરમાવ્યો. આપની ઉંમર જયારે બે વર્ષની થઈ તો આપની વાલિદહ આપને લઈને હિજાઝ ચાલી ગઈ. અલ્લાહ તઆલાએ અસામાન્ય હોશિયારીથી આપને નવાઝયા હતા. હઝરત ઈમામ શાફિઈ (રહ.) ફરમાવે છે કે : એક વખત ખ્વાબમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત થઈ. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પૂછયું : "હે છોકરા ! તું કોણ છે ?" જવાબ આપ્યો : "અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! હું આપના જ ખાનદાનનો છું." તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાની નજીક બોલાવીને પોતાનું પવિત્ર થૂંક તેમના મોઢામાં નાંખી દીધું અને ફરમાવ્યું, "امش بارك الله فيك"

[જાઓ ! અલ્લાહ તઆલા તમોને બરકતવંત બનાવે.]

એની જ અસર હતી કે આખી 'મુઅત્તા માલિક' ૯ (નવ) રાતમાં હિફઝ યાદ કરી લીધી. અને એક કોલ અનુસાર માત્ર ૩ (ત્રણ) જ રાતમાં યાદ કરી લીધી. તેમના મુહતરમ ઉસ્તાદ મુસ્લિમ બિન ખાલિદ ઝન્જીએ ૧૫ (પંદર) જ વર્ષની ઉંમરમાં આ કહીને ફતવા લખવાની ઈજાઝત આપી,

"افت يا ابا عبد الله فقد آن لك ان تفت"

[આપ ફતવા આપવાના લાયક થઈ ગયા છો જેથી લોકોને મસાઈલનો જવાબ આપ્યા કરો.]

હઝરત ઈમામ અહમદ (રહ.) આપના માટે પુષ્કળ દુઆ ફરમાવતા હતા. તેમના સાહબઝાદહએ કારણ પૂછયું તો ફરમાવ્યું : "હે બેટા !

"كان الشافعي كالشمس للنهار و كالعافية للناس"

[હઝરત ઈમામ શાફિઈ રહ. સૂર્યના જેમ છે અને લોકોના માટે આફિયતનો સામાન છે.]

આપની વફાત મિસ્રમાં ૨૦૪, હિજરીસનમાં જુમ્અહના દિવસે, રજબ માસમાં થઈ. આપની કુલ ઉંમર ૫૪ વર્ષ થઈ. આપની વફાત પછી હઝરત ઈમામ અહમદ (રહ.)એ આપને ખ્વાબમાં જોયા તો આપથી પૂછયું કે : "અલ્લાહ તઆલાએ આપની સાથે શું વર્તાવ ફરમાવ્યો." આપે જવાબ આપ્યો કે : "અલ્લાહ તઆલાએ (મને) માફ કરી દીધો અને કરામતના તાજથી નવાઝયો." આપ ઈત્તિબાઅ પાત્ર ચાર ઈમામોમાંથી એવા ઈમામ છે જેઓ વંશની દૃષ્ટિએ અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સૌથી વધુ નજીક છે. ('સિયરુસ્સહાબા' : ૯ / ૩૦૩, 'અલ ઈક્માલ ફી અસ્માઈર્રિજાલ મુલ્હકહૂ બિ મિશ્કાત : ૬૨૫)



# તાબિઈય્યહ (રહ.)

## [૪૮] હઝરત ઉમ્મે કુલ્સૂમ બિન્તે અબ્દુલ્લાહ બિન જઅ્ફર (રહ.)

આપની માતાનું નામ ઝય્નબ બિન્તે અલી બિન અબી તાલિબ છે. એમ સમજો કે હઝરત હસન (રદિ.) અને હઝરત હુસૈન (રદિ.) આપના મામા છે.

હુસ્ન (સૌંદર્ય) અને જમાલ (સુંદરતા) તેમજ ઈલ્મ અને ફઝલમાં ઝમાનાની અજોડ હતી. હઝરત અમીરે મુઆવિયહ (રદિ.)એ પોતાના છોકરા યઝીદ બિન મુઆવિયહના માટે નિકાહનો પૈગામ મદીના મુનવ્વરાના અમીર (ગવર્નર) મરવાન બિન હકમના મારફતે પહોંચાડયો. [આ રિશ્તા (સંબંધ)નો હેતુ આ હતો કે બનૂ ઉમય્યહ અને બનૂ અબ્બાસનો આપસનો વેરભાવ દૂર થઈ જાય અને સંબંધ જોડાઈ જાય] હઝરત અબ્દુલ્લાહ બિન જઅ્ફર (રદિ.)એ આ પૈગામને હઝરત હુસય્ન (રદિ.)ના જવાબ પર મોકૂફ (મુલતવી) કરી દીધો. તે સમયે હઝરત હુસય્ન (રદિ.) સફરમાં હતા. જયારે આપની મદીના મુનવ્વરા વાપસી થઈ તો આપે તે રિશ્તાનો અસ્વીકાર કરીને કાસિમથી નિકાહ કરાવી દીધા. કાસિમની વફાત પછી હજ્જાજ બિન યૂસુફે નિકાહનો પૈગામ મોકલાવ્યો અને લગભગ ૨૫ (પચ્ચીસ) લાખ દિરહમ મહેરની રજૂઆત કરી. હઝરત ઈબ્ને કષીર (રહ.)એ 'અલ્ બિદાયહ'માં આ લખ્યું છે,

"وكان الحجاج يقول انما تزوجتها لأذل بها آل ابى طالب"

[હજ્જાજે કહ્યું કે, બનૂ હાશિમના ખાનદાનને ઝલીલ કરવાના

ઈરાદાથી મેં તેની સાથે શાદી કરી.] ('અલ્ બિદાયહ' : ૯ / ૨૯)

હઝરત અબ્દુલ્લાહ બિન જઅ્ફર (રદિ.)એ આ રિશ્તાને સ્વીકારી લીધો અને બેટીની રુખ્સતી ફરમાવી દીધી. જેથી તે હજ્જાજના નિકાહમાં ૮ (આઠ) માસ રહી. પછી જ્યારે હઝરત અબ્દુલ્લાહ બિન જઅ્ફર (રદિ.)નું અબ્દુલ્ મલિક બિન મરવાનની પાસે દમિશ્ક જવાનું થયું ત્યારે અબ્દુલ્ મલિકનો પુત્ર વલીદ બાપના કહેવા મુજબ તેમના રહેવાના સ્થળે પહોંચ્યો. હઝરત અબ્દુલ્લાહ બિન જઅ્ફર (રદિ.)એ તેમને આવકાર્યા. પરંતુ વલીદે જવાબમાં કહ્યું :

"لكنك انت لا مرحبا بك و لا اهلاً"

[આપના માટે અમારા તરફથી કોઈ આવકાર નથી.]

આ વાત સાંભળીને હઝરત અબ્દુલ્લાહ બિન જઅ્ફર (રદિ.)એ કારણ પૂછયું. જવાબમાં તેણે કહ્યું કે : આપે અરબ અને કુરૈશ ખાનદાનની ગુણવાન ખાતૂન (મહિલા)ને ષકીફના ગુલામના નિકાહમાં આપી દીધી. હઝરત અબ્દુલ્લાહ બિન જઅ્ફર (રદિ.)એ ફરમાવ્યું : "જો નારાઝ થવાનું કારણ આ જ હોય તો સાંભળ ! મેં આ પગલું ભર્યું તેના માટે ઠપકાના વધારે હકદાર તમે અને તમારા વાલિદ છો. કારણ કે અગાઉના અમીરો તો રિશ્તાનો લિહાઝ કરીને હક્કોની અદાયગીમાં આગળ આગળ રહેતા હતા. પણ આપ હઝરાતે ખાનદાનની જીવન જરૂરિયાતની ખૈર–ખબર લેવાની જ છોડી દીધી. અહીં સુધી કે કર્ઝે, આજિઝ અને લાચાર કરી દીધા. અલ્લાહની કસમ! જો કોઈ નકટો હબ્શી ગુલામ પણ મને આટલું આપી દેતે જેટલું આ ષકીફ ખાનદાનના ગુલામે આપ્યું છે તો જરૂર તેના નિકાહમાં આપીને પોતાની ગરદનને કર્ઝથી મુકત કરી લેતે." હઝરત અબ્દુલ્લાહ (રદિ.)ની આ વાતો સાંભળીને વલીદ ઘણો પ્રભાવિત થયો અને સીધો અબ્દુલ્ મલિકની પાસે પહોંચ્યો. બાદશાહે તેના ઉદાસ ચહેરાને જોઈને કારણ પૂછયું : "હે અબૂલ્ અબ્બાસ ! શું વાત છે ? શું થયું ?"

તેણે જવાબ આપ્યો કે : "આપે અબ્દે ષકીફને એવી સત્તા અને આઝાદી આપી દીધી કે તે કુરૈશ ખાનદાનની મહિલાઓથી શાદી કરવા લાગ્યો." આ વાત સાંભળતા જ ખલીફા અબ્દુલ્ મલિકે હજ્જાજના નામે આ હુકમ લાગુ કર્યો કે, જેવો જ આ પત્ર પહોંચે, કે તત્કાળ હાથ નીચે મૂકવાથી પહેલાં તેણે (ઉમ્મે કુલ્ષૂમને) તલાક આપી દેવી. છેવટે હજ્જાજે આવું કરવું પડયું, પરંતુ હજ્જાજે નિકાહના કારણે ચાલુ કરેલ માલી મદદની પરંપરા મૌત સુધી ચાલુ રાખી. દર વર્ષે હજ્જાજના તરફથી વિવિધ વસ્તુઓ અને રોકડ રકમ એક મોટી સંખ્યામાં ઊંટો મારફતે પહોંચાડવામાં આવતી રહી.

બનાવની આ વિગત 'અગ્લામુન્નિસાઅ' અને 'અલ્ મુસ્તત્રફ' વગેરેમાં મૌજૂદ છે. જયારે કે ઈમામ મુબર્રદે 'અલ્ કામિલ'માં આ બનાવને અલગ અલગ અંદાઝ (શૈલી)માં નકલ કર્યો છે. 'અલ્ કામિલ'માં બનાવની વિગત આ રીતે ઝિક્ર થયેલ છે કે :

હજ્જાજે હઝરત અબ્દુલ્લાહ બિન જઅ્ફર (રદિ.)ની પાસે ઉમ્મે કુલ્સૂમથી નિકાહ કરવાનો પૈગામ પહોંચાડયો અને તેણે અબ્દુલ્ મલિક પાસેથી અગાઉથી ઈજાઝત લઈ લીધી હતી. હઝરત અબ્દુલ્લાહ બિન જઅ્ફર (રદિ.) આ રિશ્તાના માટે બિલ્કુલ રાઝી ન હતા. પરંતુ હજ્જાજના મજબૂર કરવા પર આપે માત્ર નિકાહ કરીને રુખ્સતીને એક વર્ષ સુધી વિલંબિત રાખી. આ સમયગાળામાં હઝરત અબ્દુલ્લાહ બિન જઅ્ફર (રદિ.) પોતાની પુત્રીને હજ્જાજના ચુંગલ (પંજા)થી બચાવવા માટે વિવિધ યુક્તિઓ કરતા રહ્યા. જેથી તેમના દિલમાં ખાલિદ બિન યઝીદ બિન મુઆવિયહનો વિચાર આવ્યો કે તેમની સાથે પત્ર વ્યવહાર કરીને કંઈક હલ કાઢી શકાય છે. જેથી ખાલિદ બિન યઝીદને એ વિષે પત્ર લખ્યો કે આપ પોતાની સુંદર યુક્તિથી મારી આ પરેશાની દૂર કરી દો. હઝરત અબ્દુલ્લાહ બિન જઅ્ફર (રદિ.)નો પત્ર ખાલિદની પાસે રાતના સમયે પહોંચ્યો.

તેમણે તે જ સમયે અબ્દુલ્ મલિકની પાસે જવા માટે દરબાન મારફતે ઈજાઝત માંગી. અબ્દુલ્ મલિકે ઈજાઝત આપી દીધી. ખલીફા અબ્દુલ્ મલિક તેમને જોઈને કહેવા લાગ્યો : "હે અબૂલ્ હાશિમ ! અડધી રાત્રે આવવાનું શું કારણ ? " તેમણે કહ્યું : એક એવો અગત્યનો મા'મલો પેશ આવ્યો છે કે જેને વિલંબિત નથી કરી શકતા. કારણ કે વિલંબ કરવામાં મોટી દુર્ઘટનાનો ભય છે. એવું થયું તો પછી આપના હાથ પર કરેલ બય્અતનો હક જ શું અદા થયો ? એટલા જ માટે એક નાગવાર (દુઃખદ) બનાવની ખબર મળતા જ ખૈરખ્વાહી (શુભેચ્છા)ની દષ્ટિએ એ જ સમયે દોડતો આપની ખિદમતમાં હાજર થયો છું. આપે પૂછયું : બતાવો ! શી વાત છે ? ખાલિદે કહ્યું : આપને આ વાતની તો ખબર છે કે બનૂ અબ્બાસ અને બનૂ ઉમય્યહમાં પુષ્કળ પ્રમાણમાં રાજકીય સ્પર્ધા અને અસહિષ્ણુતા જોવામાં આવે છે. એ જ પ્રમાણે આપસમાં શાદીઓ થતી રહી તો અમારી હુકૂમતને ખતરો પૈદા થઈ જશે. પોતે પોતાની વાત બતાવું છું કે જયારથી મેં આલે ઝુબૈર અર્થાત્ બનૂ અબ્બાસની ઔરત (રમ્લહ બિન્તિઝ્ઝુબૈર)થી નિકાહ કર્યા છે ત્યારથી મારા દિલમાં તેમની મુહબ્બત એવી ઉતરી ગઈ છે કે કોઈ કુટુંબ મારી નઝરોમાં તેનાથી વધુ મહબૂબ (પ્રિય) નથી. આ સાંભળીને અબ્દુલ્ મલિકે કહ્યું : "વાત તો સહીહ છે." હવે મોકો જોઈને ખાલિદે કહ્યું : "તો પછી આપે હજ્જાજને હાશમી ખાનદાનની સ્ત્રીથી નિકાહ કરવાની ઈજાઝત શા માટે આપી ? એટલા માટે કે હજ્જાજ આપના હાથ નીચે હાકિમ છે, એ કારણસર બધાં આરોપો આપના જ તરફ સંબંધિત થશે અને રાજકીય અરાજકતા ઉત્પન્ન થશે." અબ્દુલ્ મલિકને ખાલિદની વાત સમજમાં આવી ગઈ અને તત્કાળ (ઉમ્મે કુલ્સૂમને) તલાક આપવાનો હજ્જાજને હુકમ આપ્યો. (એ રીતે ખાલિદ પોતાની યુકિતમાં સફળ થઈ ગયા.)

ઉપર જણાવેલા બન્ને અવતરણો વચ્ચે ઈખ્તિલાફી અને વિરોધી બાબતો નીચે પ્રમાણે છે :

[૧] પ્રથમ અવતરણમાં ઉલ્લેખ છે કે, આર્થિક મદદ મળવાની આશાથી હઝરત અબ્દુલ્લાહ બિન જઅ્ફર (રદિ.)એ (પુત્રીના) નિકાહ કરાવી દીધા. બીજા અવતરણમાં એવો ઉલ્લેખ છે કે, આપને (પોતાની પુત્રીના) નિકાહ કરાવવા માટે મજબૂર કરવામાં આવ્યા.

[૨] પ્રથમ અવતરણમાં ઉલ્લેખ છે કે, રુખ્સતી (વિદાય) થઈ ગઈ હતી. બીજા અવતરણમાં રુખ્સતી થઈ ન હોવાનો ઉલ્લેખ છે.

[૩] બન્ને અવતરણોમાં આ ઉલ્લેખ તો મૌજૂદ છે કે અબ્દુલ્ મલિકના હુકમથી હજ્જાજ અને ઉમ્મે કુલ્સૂમમાં જુદાઈ (તલાક) થઈ હતી. અલબત્ત પ્રથમ અવતરણમાં ઉલ્લેખ છે કે, વલીદ બિન અબ્દુલ્ મલિકના કહેવાથી બાદશાહે તલાકનો હુકમ કર્યો. બીજા અવતરણમાં એવો ઉલ્લેખ છે કે, ખાલિદ બિન યઝીદની સુંદર યુકિત (જે હઝરત અબ્દુલ્લાહ બિન જઅ્ફર રદિ.ના ઈશારાના કારણે હતી)ના કારણે અબ્દુલ્ મલિકે તલાકનો હુકમ આપ્યો.

ઉપર જણાવેલ સરખામણી પછી પોતાની ટુંકી દષ્ટિ અને અધૂરી સમજની રોશનીમાં સહાબએ કિરામ (રદિ.)ની પવિત્રતા અને આદર તેમજ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથેના સંબંધની રિઆયત (જે ઈમાની તકાઝો છે) વગેરે બાબતોને નજર સમક્ષ રાખતા મુબર્રદનું બયાન જ સૌથી વધારે સહીહ મા'લૂમ પડે છે. આ કેવી રીતે શકય છે ? કે બહ્‌રુલ્ જૂદ (ઉદારતાના સાગર)નો પુત્ર જે પોતે ઉદારતાનો પહાડ હતો. જેના પૂરાવા માટે આ બયાન કાફી (પૂરતું)છે કે ઝિયાદ બિન અઅ્જમ પાંચ–પાંચ વખત તેમની પાસે દિય્યતો (નાહક હત્યાનો દંડ)માં મદદ માટે હાજર થયો. આપે દરેક વખતે પોતાના તરફથી દિય્યત (દંડ) અદા કરી. જેને ઝિયાદે આ અશ્આર (કાવ્યો)માં વિનંતી કબૂલ થવાનું જાહેર કર્યું :

" سألناه الجزيل فما تَلَكَّأَ واعطى فوق نيتنا وزادا "

**અર્થાત્** : અમે તેની પાસે ઘણો માલ માંગ્યો, તેણે કોઈ બહાનું બનાવ્યું નહીં અને અમારી અપેક્ષાથી વધુ આપ્યું.

" واحسن ثم احسن ثم عدنا فاحسن ثم عدت له فعادا "

**અર્થાત્** : અને તેણે વારંવાર ભલાઈ કરી અને જયારે જયારે અમે તેની પાસે ગયા તેઓ ભલાઈ કરતા રહ્યા. ['અલ્ મુસ્તદરક': ૩/૬૫૬]

તો એવો ઉદારતા અને સખાવતનો પૈકર થોડાંક પૈસાના માટે કેવી રીતે આ કદમ ઉઠાવી શકે છે ? ઉપરાંત સહાબિયતનો આદર અને લિહાઝ, ખાનદાની ગૈરત (લજ્જા) વગેરે વસ્તુઓ સમગ્ર રીતે તેનો રદીયો કરે છે. આપ તો તે છે જેમના વિષે રહમતે દો આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે : "અબ્દુલ્લાહ બિન જઅ્ફર (રદિ.) સીરત (ચરિત્ર) અને સૂરત (દેખાવ)માં સૌથી વધુ મારા સમાન છે." ઉપરાંત ફરમાવ્યું : "હે અલ્લાહ ! તેમને જઅ્ફર (રદિ.)ના ઘરનો સહીહ જાનશીન બનાવી દે !"

ઉપર જણાવેલ સ્પષ્ટતાની રોશનીમાં 'અલ્ મુસ્તત્રફ' વગેરે કિતાબોના તે બયાનો જેનાથી સહાબા (રદિ.)ની પ્રતિષ્ઠાને ઠેસ પહોંચે છે તે સ્વીકારવા લાયક નથી, દાખલા તરીકે :

'બલાગાતુન્નિસાઅ' કિતાબમાં મદાઈનીના હવાલાથી આ નકલ કર્યું છે કે : હઝરત અબ્દુલ્લાહ બિન જઅ્ફર (રદિ.)ની સાહબઝાદીની જયારે હજ્જાજની સાથે પ્રથમ મુલાકાત થઈ, તો હજ્જાજે જોયું કે તેના ગાલ પર રડવાના કારણે આંસૂ વહી રહ્યા હતા. હજ્જાજે પૂછયું : "શા માટે રડે છે ?" હઝરત અબ્દુલ્લાહ બિન જઅ્ફર (રદિ.)ની સાહબઝાદીએ જવાબ આપ્યો :

" من شرفٍ اتضع و من ضعةٍ شرفت "

**અર્થાત :** હૈરત (અચંબા)ની વાત છે કે શરીફ (સજ્જન) નીચો થઈ ગયો અને નિમ્ન કક્ષાનો ઉચ્ચ દર્જા પર પહોંચી ગયો.

આ સાંભળીને હજ્જાજે કહ્યું કે : "અમીરુલ્ મુઅ્મિનીનનું મારા નામે હુકમનામું (આદેશપત્ર) પહોંચ્યું છે કે તને તલાક આપી દઉં." સ્ત્રીએ ખૂશીમાં કહ્યું : "هو والله أبرُّ بى ممَّن زوَّجنيك"

**અર્થાત :** અલ્લાહની કસમ ! તે મારા માટે આનાથી પણ વધુ ખૈરખ્વાહ છે જેણે કે મારા તારી સાથે નિકાહ કરાવી દીધા.

વિચારવાનું સ્થાન છે કે કોઈ શરીફ (સજ્જન) ખાનદાનની સ્ત્રી પોતાના મુહતરમ વાલિદ (જે એક સહાબી પણ છે.)ના માટે એવા કલિમાત (વાકયો) ઝબાન પર લાવી શકે છે ? ('અઅ્લામુન્નિસાઅ' ૪ / ૨૫૨, 'કિતાબુ બલાગાતિન્નિસાઅ' : ૧૩૦, 'અલ્ બિદાયહ વન્નિહાયહ' : ૫ / ૨૯, ૧૦૫, 'અલ્ કામિલુ ફિલ્લુગતિ વલ્ અદબ' : ૧ / ૨૦૫)



## અન્ય પૂર્વજો

## [૪૯] શય્‌ખુલ્ હદીષ હઝરત મવ્‌લાના મુહમ્મદ ઝકરિયા સાહબ (રહ.)

શય્‌ખુલ્ હદીષ મવ્‌લાના મુહમ્મદ ઝકરિયા બિન યહ્યા કાંધલવી મુહાજિરે મદની મશહૂર શય્‌ખે તરીકત અને વિશ્વવિખ્યાત મુહદ્દિષ અને મુસન્નિફ (લેખક) અને મઝાહિરે ઉલૂમ, સહારનપૂરના શય્‌ખુલ્ હદીષ હતા. ૧૧, રમઝાનુલ્ મુબારક, જુમેરાતની રાત્રે, ૧૩૧૫ હિજરીસનના પોતાના વતન કાંધલામાં પૈદા થયા. આપના વાલિદ માજિદ મવ્‌લાના મુહમ્મદ યહ્યા સાહબ (રહ.) હઝરત (મવ્‌લાના રશીદ અહમદ) ગંગોહી (રહ.)ના ખુસૂસી શાગિર્દ (શિષ્ય) હતા. આપ અઢી વર્ષની ઉંમર સુધી કાંધલામાં રહ્યા. ૧૩૧૮ હિજરીસનમાં પોતાના વાલિદ સાથે ગંગોહ ગયા. ગંગોહમાં જ મુઝફ્ફરનગરના એક નેક માણસ ડોકટર અબ્દુર્રહમાન પાસે બગદાદી કાઈદો પઢયા. કુર્આને શરીફની હિફઝની પરિપૂર્ણતાની સાથે ઉર્દૂ અને ફારસીની અનેક કિતાબો વાલિદ સાહબ પાસે પઢી. ફારસીની વધુ પડતી કિતાબો મુહતરમ ચાચા હઝરત મવ્‌લાના મુહમ્મદ ઈલ્યાસ (રહ.)ની પાસે પઢી. ૧૩૨૮ હિજરીસનમાં મઝાહિરે ઉલૂમ, સહારનપૂરમાં દાખલ થયા. જયાં સઘળા ઈલ્મો (વિદ્યાઓ) અને કળાઓનું શિક્ષણ પરિપૂર્ણ કર્યું. દવ્‌રએ હદીષની મોટા ભાગની કિતાબો મઝાહિરે ઉલૂમ, સહારનપૂરમાં જ પોતાના વાલિદ સાહબ પાસે પઢી. તેમની વફાત પછી 'બુખારી શરીફ' અને 'તિરમિઝી શરીફ' પોતાના ઉસ્તાઝ અને શય્‌ખ મવ્‌લાના ખલીલ અહમદ સહારનપૂરી પાસે પઢી. ૧, મુહર્રમ ૧૩૩૫, હિજરીસનથી

મઝાહિરે ઉલૂમ, સહારનપૂરમાં તદરીસ (શિક્ષણ આપવા)ની પરંપરા શરૂ થઈ. તે સમયે આપની ઉંમર ૨૦ (વીસ) વર્ષની હતી. ૧૩૪૧, હિજરીસન મુતાબિક ૧૯૨૩, ઈસ્વીસનમાં 'બુખારી શરીફ' ભાગ : ૧ ની તદરીસ (શિક્ષણ આપવા)ની ઝિમ્મેદારી આપવામાં આવી. જયારે કે ૧૩૭૪, હિજરીસન મુતાબિક ૧૯૫૫ ઈસ્વીસનમાં 'બુખારી શરીફ'ના બન્ને ભાગો અને 'અબૂ દાઊદ શરીફ'ની તદરીસ (શિક્ષણ આપવાની જવાબદારી) સોંપવામાં આવી. ૧૩૪૧, હિજરીસનથી ૧૩૮૭ હિજરીસન સુધી આપે હદીષ શરીફનો સબક આપ્યો અને હઝારો ઈલ્મના તરસ્યાઓ સે'રાબ (તૃપ્ત) થયા.

મઅ્રિફત અને સુલૂકમાં આપને મવ્લાના ખલીલ અહમદ સહારનપૂરીથી બયૂઅત અને ઈજાઝત પ્રાપ્ત હતી. આખરી સમયમાં સર્વ લોકોનું આપના તરફ જે આકર્ષણ હતું, તેનું ઉદાહરણ દુનિયાના કોઈ અન્ય મઅ્રિફતવાળાને ત્યાં નથી મળતું. એક દુનિયા આપથી લાભદાયી થઈ. તે સિવાય અણમોલ ગ્રંથો આપના કલમથી લખાયા, જેમાં 'અવ્જઝુલ્ મસાલિક', 'લામિઉદદરારી' અને 'હજ્જતુલ્ વિદાઅ'ના ઉપરાંત તબ્લીગ અને દઅ્વતી કિતાબોનું સંપૂર્ણ પુસ્તકાલય છે. આપે સંપાદન કરેલ કિતાબોની કુલ સંખ્યા : ૮૩ છે. જીવનના અંતિમ સમયમાં મદીના મુનવ્વરા ચાલ્યા ગયા હતા, જેની માટીના પૈવન્દ થવાની આપને અત્યંત આરઝૂ હતી. અલ્લાહ તઆલાએ આ આરઝૂ પૂરી કરી દીધી. ૧, શા'બાન, ૧૪૦૨ હિજરીસન મુતાબિક ૨૪, મે, ૧૯૮૨ ઈસ્વીસન સોમવારના દિવસે સાંજના સમયે લગભગ પોણા છ વાગ્યે મદીના મુનવ્વરામાં મોતના ફરિશ્તાને 'લબ્બયક' (હાજર છું) કહ્યું અને જન્નતુલ્ બકીઅમાં દફન કરવામાં આવ્યા. ('વોહ કોહ કનકી બાત' : ૨૧૧)

# [૫૦] હઝરત મવ્લાના ઝફર અહમદ થાનવી (રહ.)

મવ્લાના ઝફર અહમદ ઉસ્માની (રહ.) હઝરત મવ્લાના (અશરફઅલી) થાનવી (રહ.)ના સગા ભાણેજ હતા. દેવબંદના દીવાન મહોલ્લામાં બાપ–દાદાનું મકાન હતું. એટલા માટે કે બાળપણથી જ થાનાભવન જે આપનું મોસાળ હતું ત્યાં જ આપનો મુકામ રહ્યો એટલા માટે દેવબંદીના બદલે થાનવી (રહ.)થી મશહૂર થઈ ગયા. આપ દીવાન લુત્ફુલ્લાહની ઔલાદમાંથી હતા, જે શાહજહાંના સમયમાં દીવાન પદ પર નિયુકત હતા. આપના માનવંત પૂર્વજ મર્હૂમ શયૂખ નિહાલ અહમદ સાહબ ઉસ્માનીએ દારુલ્ ઉલૂમ, દેવબંદના માટે તે જમીન વકફ કરી હતી જેના પર આજે દારુલ્ ઉલૂમની ઈમારત છે. શયૂખ નિહાલ અહમદ સાહબ દારુલ્ ઉલૂમ, દેવબંદના સ્થાપક, હુજ્જતુલ્ ઈસ્લામ હઝરત મવ્લાના કાસિમ સાહબ નાનોતવી (રહ.)ના બનેવી અને ખાસ મિત્ર હતા. હઝરત અલ્લામાએ પ્રાથમિક શિક્ષણ પછી સહારનપૂરથી ફરાગત પ્રાપ્ત કરી અને મવ્લાના ખલીલ અહમદ સાહબ સહારનપૂરીના ખાસ અને વિશ્વાસુ વિદ્યાર્થીઓ અને ખલીફાઓમાંથી થયા. દવ્રએ હદીષ પૂર્ણ થવા પછી ૧૩૨૯ હિજરીસનમાં મદ્રસા મઝાહિરે ઉલૂમ, સહારનપૂરમાં ઉસ્તાદ બન્યા. અલબત્ત, ૧૩૩૯ હિજરીસનમાં જયારે હજથી પાછા આવ્યા અને હઝરત હકીમુલ્ ઉમ્મત કુદ્દિસ સિર્રુહૂએ આપને થાનાભવન શિક્ષણ આપવા અને કિતાબોના લેખનના માટે બોલાવ્યા. હઝરત હકીમુલ્ ઉમ્મતને આપના ઈલ્મ અને ફઝલ પર ઘણો વિશ્વાસ હતો. હઝરતના જ દેખરેખ હેઠળ 'ઈઅ્લાઉસ્સુનન' નામની વીસ મોટી જિલ્દો પર સમાવિષ્ટ હનફી દલીલોની શાહકાર ઈન્સાઈકલોપેડિઆ (જ્ઞાનકોશ) તૈયાર ફરમાવી

કે હઝરત (રહ.)એ ખૂશીમાં પોતે પોતાની ચાદર તેમને ઓઢાવી દીધી અને ફરમાવ્યું : "હનફી ઉલમા પર ઈમામ અબૂ હનીફા (રહ.)નું ૧૨૦૦ (બારસો) વર્ષથી કર્ઝ ચાલ્યું આવતું હતું. અલ્હમ્દુ લિલ્લાહ ! આજે અદા થઈ ગયું." આપે એ રીતે અસંખ્ય સંપાદનો, ઈલ્મના સંશોધનો લખ્યા છે.

આપ મુસ્લિમ લીગના તીવ્ર સમર્થક હતા. ભાગલા પડવા પછી પાકિસ્તાન તશરીફ લઈ ગયા અને દારુલ્ ઉલૂમ, ટંડવાલાયાર, સિંધના શય્ખુલ્ હદીષ બન્યા. અને વફાતથી થોડાં દિવસો અગાઉ સુધી 'બુખારી શરીફ'નો સબક આપતા રહ્યા. અને ૨૩, ઝીકઅદહ, ૧૩૯૪ હિજરીસન મુતાબિક ૮, ડિસેમ્બર, ૧૯૭૪ ઈસ્વીસનમાં વફાત પામ્યા. ('દારુલ્ ઉલૂમ, દેવબંદકી પચાસ મિસાલી શખ્સિયાત' : ૧૮૦, 'લાલહ વ ગુલ' : ૨૩૭)

## [૫૧] હઝરત મવ્લાના સિદ્દીક હસન ખાં ભોપાલી (રહ.)

આપનું નામ અબૂ તય્યિબ, સિદ્દીક હસન બિન અવ્લાદે હસન બિન અવ્લાદે અલી અલ્ હુસય્ની અલ્ બુખારી અલ્ કન્નોજી છે. આપ સાદાત (હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વંશજો)માંથી છે. આપનો જન્મ ૧૯, જમાદિલ્ ઊલા, ૧૨૨૮ હિજરીસનમાં રવિવારના દિવસે "બાંસ બરેલી" સ્થળે થયો. પછી ત્યાંથી આપની વાલિદહ "કન્નોજ" દાદાના ઘરે લઈ આવી. જયારે આપ ૬ (છ) વર્ષના થયા ત્યારે વાલિદ સાહબની વફાત થઈ ગઈ. વાલિદહ સાહિબાએ પોતાના આ યતીમ (અનાથ) બાળકની તરબિયત ફરમાવી. પ્રાથમિક શિક્ષણ પોતાના ભાઈ અહમદ હસન પાસે પ્રાપ્ત કર્યું. તે પછી ફર્ખઆબાદ અને કાનપૂરમાં માધ્યમિક

શિક્ષણ પ્રાપ્ત કરીને ૧૨૬૯, હિજરીસનમાં દિલ્હી તશરીફ લઈ ગયા અને ત્યાં મશહૂર અને વિખ્યાત મુફ્તી ઉસ્તાઝુલ્ અસાતિઝહ હઝરત મવ્લાના સદરુદ્દીન (રહ.) પાસે ઉચ્ચ કક્ષાના શિક્ષણની કિતાબોની માતાઓ (મુખ્તસરુલ્ મઆની, સુલ્લમુલ્ ઉલૂમ, શમ્સે બાઝિગહ, ઉકલીદસ, દીવાને મુતનબ્બી, બયઝાવી, સહીહ બુખારી વગેરે) પઢી. તે પછી ભોપાલ પાછા આવ્યા અને ત્યાં જ શિક્ષણ આપવાની શરૂઆત કરી. અલબત્ત, પઢાવતા પઢાવતા કાઝી ઝયનુલ્ આબિદીન અલ્ અન્સારી અલ્ યમાની પાસે બાકી રહેલ ૬ (છ) કિતાબોને ઘણી મહેનતથી પઢી. ઉપરાંત હિજાઝના સફર દરમિયાન શયખ મુહમ્મદ યા'કૂબ મુહાજિરે મક્કી (રહ.) (જે શાહ ઈસ્હાક મુહદ્દિષે દહેલ્વી રહ.ના ભાઈ હતા) અને શયખ અબ્દુલ્ હક બિન ફઝ્લ અલ્ હિન્દીથી પણ હદીષ શરીફની ઈજાઝત પ્રાપ્ત ફરમાવી.

મન્કૂલાત (1) અને મા'કૂલાત (2) દરેકમાં આપ કાબિલિયત ધરાવતા હતા. પઢાવવા અને વાઅઝ ઉપરાંત પુસ્તક લેખન અને સંપાદનમાં આપ પોતાના સમયના અજોડ હતા. એક જ દિવસમાં કેટલાયે પૃષ્ઠો સંપાદન કરી લેતા હતા. અલ્લાહ તઆલાએ આપને જીવનમાં જ ઈર્ષાપાત્ર શોહરત (ખ્યાતિ) અને મકબૂલિયત અતા ફરમાવી. કેટલાક વક્રદષ્ટાઓએ આપ પર આ આરોપ મૂકયો છે કે ધનદૌલત અને સત્તાના બળ વડે ઘણી દુર્લભ કિતાબોને પોતાના નામે ચઢાવી લીધી. પણ આ પાયાવિહિન વાતો છે. સંશોધકો જે આપના સંપાદનોની પદ્ધતિથી માહિતગાર છે તેઓ આ બાબતોને સારી રીતે સમજી શકે છે.

અલ્લામહ મુહમ્મદ મુનીર દમિશ્કી મિસ્રી ફરમાવે છે કે :

(1) મન્કૂલાત : પરંપરાગત નકલ (રિવાયત) થઈને પહોંચેલો ઈલ્મ, હદીષ શરીફ વગેરે.

(2) મા'કૂલાત : અકલી (બૌદ્ધિક), ઈલ્મ, તર્કશાસ્ત્ર વગેરે.

આપના ઈલ્મ અને ફન (કળા)ની તે દુર્લભ સેવાઓ પ્રકાશિત દિવસના જેમ સ્પષ્ટ છે જેના પર આપની કલમના નકશ સદા ગવાહ રહેશે. ભલે ઈર્ષાળુઓ, કમઝોર બુદ્ધિવાળાંઓ વેરભાવની દષ્ટિએ ઈન્કાર કરતા રહે.

અલ્લામહ અબ્દુલ્ હય્ અલ્ કત્તાનીએ પોતાની કિતાબ 'ફહ્રિસુલ્ ફહારિસિ વલ્ ઈષ્બાત'માં 'ઔનુલ્ વદૂદ'ના લેખકથી આ નકલ કર્યું છે કે : આપ પોતાની સદીના મુજદ્દિદ હતા. જીવનમાં અકાબિરની રિવાયતો પ્રમાણે વિવિધ હાલતોથી પસાર થયા. જેમ કે : ભોપાલથી ટોંક દેશ નિકાલ કરવા. અને હુકૂમત તરફથી પ્રાપ્ત થયેલ સન્માનો અને ચંદ્રકોને પાછા લઈ લેવા. સમકાલીનોની મહેરબાનીઓ (ત્રાસ) વગેરે, શબ્દોમાં વ્યકત ન કરી શકાય એવી વિકટ પરિસ્થિતિનો સામનો કરવો પડયો. પરંતુ ધીરજ અને સહિષ્ણુતાએ તે સર્વ મુશ્કિલ સમસ્યાઓથી આપને સરળતાથી પસાર કરી દીધા. ભોપાલની મલિકહ (બેગમ) (જેના આગલા પતિ નવાબ બાકી મુહમ્મદ ખાં હતા)થી આપના નિકાહ થયા.

નિખાલસતાની આ હાલત હતી કે જયારે આપને નાબિગએ રોઝગાર ઈમામુલ્ મન્કૂલ વલ્ મઅ્કૂલ નમૂનએ મુહદ્દિષીન અલ્લામહ અબ્દુલ્ હય્ બિન અબ્દુલ્ હલીમ લખનવી (રહ.)ની વફાતની ખબર પહોંચી (બન્ને વચ્ચે ઝબરદસ્ત ઈલ્મી વાદ–વિવાદની એક લાંબી પરંપરા હતી, અહીં સુધી કે દરેકે એક બીજાના રદીયામાં પુસ્તકો લખ્યા) તો આપના સાહબઝાદહ સય્યિદ અલી હસનના બયાન અનુસાર દિલને ઝટકો આપનાર આ સમાચાર સાંભળતા જ અફસોસના માર્યા પેશાની પર હાથ મૂકીને માથું નમાવી લીધું. થોડાં સમય પછી માથું ઉચકયું તો આંખોમાંથી આંસૂઓ વહેતા હતા અને મર્હૂમના માટે દુઆએ ખૈરના વાકયો ઝબાન પર ચાલુ હતા..આપે ફરમાવ્યું : "આજે તો ઈલ્મનો સૂર્ય અસ્ત થઈ ગયો. મારો તેમનાથી

મતભેદ સંશોધનના વર્તુળમાં હતો.'' તે પછી મોટા સમૂહની સાથે જનાઝહની નમાઝ ગાઈબાના રીતે અદા ફરમાવી.

ધન–દૌલતને ભલાઈના કામોમાં ખર્ચ ફરમાવ્યા કરતા હતા. જેથી પુષ્કળ રકમથી કિતાબો છપાવીને ઉલમામાં વહેંચતા હતા. જેથી તે ઝમાનામાં ઈબ્ને હજર અસ્કલાની (રહ.)ની 'ફત્હુલ્ બારી' આપે મિસ્રમાં પચાસ હઝાર રૂપિયા ખર્ચ કરીને છપાવી અને ઉલમાઓની ખિદમતમાં હદીયારૂપે પેશ કરી.

તે સમયના બુઝુર્ગ ઈમામ ફઝ્લુર્રહમાન બિન અહ્લુલ્લાહ અલ્ બિકરી અલ્ મુરાદાબાદીની સાથે ઘણી જ વધારે દિલી મુહબ્બત હતી, બલ્કે તેમની પ્રશંસા અને વખાણમાં ફરમાવતા કે : તેઓ તો રબ્બાની ઉલમાઓમાંથી છે. સુન્નતની પૈરવી અને પરહેઝગારી તેમજ તકવામાં તેમની કોઈ મિસાલ નથી વગેરે વગેરે. એક વખત તો ભોપાલ તશરીફ લાવવાની દઅ્વત પેશ કરી, પરંતુ શય્ખે ઉઝ્ર પેશ કર્યો અને પોતાનો ઈમામહ (પાઘડી) હદીયારૂપે આપને આપ્યો. ઉપરાંત બરકત અને હુસ્ને ખાતિમહની (ઈમાન પર મોતની) દુઆ આપતા આપતા ઈસ્તિગફારને કાયમ પઢતા રહેવાની નસીહત ફરમાવી. જેની આ અસર થઈ કે આપે તત્કાળ તસ્બીહ પકડી લીધી. જેથી અલ્લામહના સાહબઝાદહ સય્યિદ નૂરુલ્ હસન ફરમાવે છે કે : જયારે મેં પ્રથમ વખત વાલિદે મુહતરમના હાથમાં તસ્બીહ જોઈ, તો ઘણો આશ્ચર્ય પામ્યો અને એનું કારણ પૂછયું ? તેમણે ફરમાવ્યું કે : મેં પોતાના શય્ખના કહેવા અનુસાર ઈસ્તિગફાર પઢવાને જરૂરી ઠેરવી લીધું છે. 'નુઝ્હતુલ્ ખવાતિર'ના લેખક ફરમાવે છે કે : આ હકીકતમાં તેમના શય્ખની કરામત હતી કે જેમની બરકતથી આપમાં એક પરિવર્તન પેદા થઈ ગયું. ઈસ્તિગફારના અનવારો એવા જાહેર થયા કે અંતિમ ઉંમરમાં અયોગ્ય બાબતોમાં ફેરફાર થઈ ગયો. આપ ફિકહ અને તસવ્વુફના ઈમામોની પરંપરામાં જે ખોટી શંકાના શિકાર થઈ

ગયા હતા તેનાથી તવ્બહ કરી લીધી. આજ કારણ છે કે આપે શય્ખ અબ્દુલ્ કાદિર જીલાની (રહ.)ની કિતાબ "ફુતૂહુલ્ ગય્બ"નો અનુવાદ ફરમાવ્યો, જે કિતાબનું નામ આપે 'મકાલાતુલ્ એહસાન' રાખ્યું અને આજ આપનો અંતિમ ગ્રંથ છે.

આપની વફાતનો બનાવ પણ ઘણો અદ્ભૂત છે કે આપને જલંદરનો રોગ થયો અને આ રોગ એટલા પ્રમાણમાં વધ્યો કે આપ વિસ્મરણ (ભૂલી જવું) અને બેહોશીના શિકાર થયા, પરંતુ તે સમયે પણ લેખન અને સંપાદનમાં તલ્લીન રહેનારી આંગળીઓના ટેરવાઓ હલન–ચલન કરતા રહેતા હતા, અહીં સુધી કે વફાતની રાત્રે શય્ખ ઝૂલ્ફકાર અહમદ માલવી (જે આપના ખાસ સ્વજનોમાંથી હતા)થી પૂછયું કે : 'મકામાતુલ્ એહસાન' પ્રગટ થઈ ગઈ ? તેમણે બતાવ્યું : "છપાવાના નજીક છે. એક–બે દિવસમાં પહોંચી જશે." આ વાત સાંભળતા જ અલ્લાહ તઆલાનો શુક્ર અદા કર્યો. ફરમાવ્યું : "આજે મહીનાની અંતિમ તારીખ છે અને આ મારી અંતિમ કિતાબ..." પછી જયારે અડધી રાત થઈ તો આપની ઝબાન પર : "الرفيق الأعلى"ના કલિમાત જારી થયા. આપે પાણી મંગાવ્યું અને થોડાં જ સમય પછી જાન જાન બનાવનારના હવાલે કરી દીધી. આપની વફાત ૨૯, જમાદિલ્ આખર, ૧૩૦૩ હિજરીસનમાં થઈ. આપની કુલ ઉંમર ૫૯ વર્ષ, ૩ માસ, ૬ દિવસની થઈ. એક મોટા સમૂહે આપની જનાઝહની નમાઝ પઢી, બલ્કે ત્રણ વખત જનાઝહની નમાઝ પઢવામાં આવી. તે સમયની અંગ્રેઝ હુકૂમતે સરકારી આદર–સન્માન સાથે દફન કરવાનો ઈરાદો કર્યો, પરંતુ આપે વસિય્યતનામામાં સુન્નત તરીકા મુજબ દફન કરવાનો આગ્રહ કર્યો હતો, જેથી એના પર જ અમલ થયો.

આપે લખેલ કિતાબોની સંખ્યા : ૨૨૨ છે. નાની–નાની પુસ્તિકાઓને પણ ગણવામાં આવે તો ૩૦૦ થઈ જાય છે. 'ફત્હુલ્

બયાન', 'અવ્નુલ્ બારી', 'અત્તાજુલ્ મુકલ્લલ', 'નુઝુલુલ્ અબરાર', 'અલ્ અરબઈન ફિલ્ અખબારિલ્ મુતવાતિરહ', 'ઈત્તિહાફુન્નુબલાઅ', 'અબ્જદુલ્ ઉલૂમ' વગેરે કિતાબો મશહૂર છે.

('અલ્ અઅ્લામ' : ૮ / ૨૦૨ થી ૨૧૦, 'મુકદમએ અબ્જદુલ્ ઉલૂમ' : ૫ થી ૧૧)

## [૫૨] હઝરત મવ્લાના અહમદ લૂલાત સાહબ (રહ.)

આપનું નામ અહમદ, વાલિદનું નામ ઈબ્રાહીમ અને વાલિદહનું નામ ખદીજા હતું.

આપનો જન્મ ૧૯૪૪ ઈસ્વીસનમાં થયો. ગુજરાત રાજયના ભરૂચ શહેરના રવીદ્રા નામના માનવરત્નોની ખાણ જેવા ગામના રહેવાસી હતા. પ્રાથમિક શિક્ષણ રવીદ્રામાં જ પ્રાપ્ત કર્યું. તે પછી પોતાના મોસાળ હથૂરણમાં કુર્આનેપાક હિફઝ યાદ કર્યું. ત્યાંથી દારુલ્ ઉલૂમ અશરફિય્યહ, રાંદેર અને દારુલ્ ઉલૂમ, આણંદમાં અરબી ચહારુમ (અરબીના ચોથા વર્ષ) સુધી તા'લીમ પ્રાપ્ત ફરમાવીને મઝાહિરે ઉલૂમ, સહારનપૂર તશરીફ લઈ ગયા. તાલિબે ઈલ્મીના સમયમાં નામાંકિત તાલિબે ઈલ્મોમાં આપની ગણના હતી. 'સહીહ બુખારી શરીફ' મુહદ્દિષે કબીર, આરિફ બિલ્લાહ હઝરત શય્ખ યૂનુસ સાહબ દામત્ બરકાતુહુમ પાસે પઢી. તે જ વર્ષે શય્ખુલ્ હદીષ હઝરત મવ્લાના ઝકરિયા સાહબ (રહ.)એ પઢાવવાની પરંપરા સ્થગિત ફરમાવી દીધી હતી. તેમ છતાં પણ હઝરતના ઘરે ઈશાની નમાઝ બા'દ તશરીફ લઈ જતા અને ત્યાં આપની પાસે 'મશારિકુલ્ અન્વાર' કિતાબ પઢતા. એ રીતે આપને હઝરત શય્ખુલ્ હદીષ (રહ.)ના વિદ્યાર્થીપણાંનો શર્ફ (મોભો) પ્રાપ્ત થયો.

હઝરતના જ મુબારક હાથ પર બય્અત ફરમાવીને સુલૂક અને તસવ્વુફના માર્ગને પાર કરીને થોડી જ મુદતમાં ઈજાઝત અને

ખિલાફતથી ગૌરવશીલ થયા. અને હઝરત શયૂખ(રહ.)ના ઘણાંજ ખાંસં ખાદિમોમાં આપની ગણના થવા લાગી, અહીં સુધી કે બયૂઅતના કલિમાત આપ જ તલકીન ફરમાવતા. ફારિગ થવા પછી મકતબ (મદ્રસા)માં પઢાવવાની પરંપરા શરૂ ફરમાવી. ૬ (છ) માસ સુધી નજીકના જ ગામ ‘દીવા’માં મકતબ પઢાવવા પછી વિવિધ સ્થળો (વડાલી, મદ્રાસ, કચ્છ–ભૂજ વગેરે)ના દારુલ્ ઉલૂમમાં જોડાયા. અંતમાં દારુલ્ ઉલૂમ, વડોદરામાં લગભગ ૧૫ (પંદર) વર્ષ સુધી ‘સહીહ બુખારી શરીફ’નો દર્સ (સબક) આપ્યો. આપના જ મુબારક હાથે અહીંયા ‘જામિઅ સહીહ બુખારી શરીફ’ની પરંપરા શરૂ થઈ. આપ ઘણાં જ પરહેઝગાર અને અલ્લાહ તઆલાથી ડરનારા હતા અને સાદગી તેમના સ્વભાવમાં ઓતપ્રોત હતી. જેની વિગતો માટે એક દફતર જરૂરી છે. ટૂંકમાં આ કહીને પૂરું કરી રહ્યો છું :

اعد ذكر نعمان لنا ان ذكره هو المسك ما كررته يتضوع

લગભગ ૫૭ વર્ષની ઉંમરે ૮, ઝીલકદ, ૧૪૨૧ હિજરીસન મુતાબિક ૩, ફેબ્રુઆરી, ૨૦01 ના રોજ વડોદરા સ્થળે અસરના સમયે અલ્લાહ તઆલાને પ્યારા થઈ ગયા.

” نوّر الله مرقده و برد مضجعه “ (آمين)

إنا لله وإنا إليه راجعون

# ઝાલિમ અને ફાસિક હાકિમ

## [૫૩] હજ્જાજ બિન યૂસુફ

હજ્જાજનું આખું નામ હજ્જાજ બિન યૂસુફ બિન અલ્ હકમ બિન અબી અકીલ બિન મસ્ઊદ બિન આમિર બિન મુઅત્તિબ બિન માલિક અષ્ષકફી છે. હજ્જાજની કુનિયત (તે નામ જે માતા–પિતા, બેટા–બેટી વગેરેના સંબંધથી બોલવામાં આવે) અબૂ મુહમ્મદ હતી. હજ્જાજનો જન્મ ૪૦ અથવા ૪૧ હિજરીસનમાં થયો. માતાનું નામ ફારિઅહ બિન્તે હુમામ બિન ઉર્વહ બિન મસ્ઊદ ષકફી હતું. હજ્જાજ સ્વભાવે ચિડિયલ હતો.

પોતાના ઝમાનાનો તે મશહૂર અને જાણીતો ઝાલિમ અને ફાસિક હતો.

જેના વિષે અલ્લામહ ઝહબી (રહ.)એ 'સિયરુ અઅ્લામિન્નુબલાઅ'માં આ કહ્યું :

" كان ظلوماً جباراً، خبيثاً سفاكاً للدّماء، فَنَسُبُّهُ ولا نحبه بل نبغضه فى الله فانَّ ذلك من اوثقِ عُرى الايمان، وله حسنات مغمورة فى بحر ذنوبه، وامره الى الله، وله توحيد فى الجملة ونظراء من ظلمةِ الجبابرة والامراء"

**અર્થાત :** ઘણો જ ઝાલિમ અને અત્યાચારી, ખબીસ (દુષ્ટ) અને ખૂની હતો. અમે તેની નિંદા કરીએ છીએ. તેને પસંદ નથી કરતા, બલ્કે અલ્લાહના માટે તેનાથી નફરત (ઘૃણા) કરીએ છીએ. એવું કરવું ઈમાનના મજબૂત કડાને પકડવું છે. ખરેખર, તેની ઘણી જ નેકીઓ પણ

છે, પરંતુ ગુનાહોના સમુદ્રમાં બધી ડૂબી ગઈ. તેનો મા'મલો અલ્લાહ તઆલાના હવાલે છે. કોઈ પણ રીતે આ તવ્હીદનો હામિલ છે.

'સિયર'ના (ઉપરોકત) આ લખાણની સ્પષ્ટતા ઈમામ ઝહબી (રહ.)ની કિતાબ 'તારીખુલ્ કબીર' ઉપરાંત અન્ય ભાષાંતરિત કિતાબોમાં વિવિધ શબ્દો અને અહેવાલની રોશનીમાં વિસ્તૃત મૌજૂદ છે.

[૧] જયારે મિમ્બર પર ખુત્બહ આપવા માટે ઊભો થતો તો ઈરાદાપૂર્વક ખુત્બહને એટલો લાંબો કરતો કે નમાઝમાં વિલંબ થઈ જતો હતો. અહીં સુધી કે તાકીદ કરવા છતાં પોતાની હરકતથી દૂર રહેતો ન હતો. જેથી એક વખત એવું થયું કે મસ્જિદમાં ખુત્બહ આપતા આપતા સાંજ કરી નાંખી. હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ તેને લલકાર્યો : "ايها الرجل الصلوٰة"

[અરે ! નમાઝનો સમય થઈ ગયો.]

પણ તેણે હઝરત ઈબ્ને ઉમર (રદિ.)ને બેસાડી દીધા. થોડાં સમય પછી હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ બીજી વખત તેને ટોકયો. તો બીજી વખત ફરી બેસાડી દેવામાં આવ્યા. એવું ત્રણ વખત થયું. છેવટે તેણે નમાઝ પઢાવી અને નમાઝથી ફારિગ થતાં જ હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી પૂછપરછ કરવા લાગ્યો કે : આપને ટોકવાની હિમ્મત કેવી રીતે થઈ ? હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ ફરમાવ્યું : "આપણે નમાઝ માટે પહોંચીએ છીએ. જેથી જયારે નમાઝનો સમય થઈ જાય ત્યારે નમાઝ પઢાવ્યા કર. તે પછી દેડકાની જેમ તું પોતાનું ટર ટર કર્યા કર."

હઝરત માલિક બિન દીનાર (રહ.) ફરમાવે છે કે : "જયારે અમે તેની પાછળ નમાઝ પઢતા તો અમારી નઝર બહુધા તડકા પર રહેતી હતી." જયારે તેને ખબર પડી તો કહેવા લાગ્યો કે : "તમે લોકો આમ–તેમ શા માટે જોયા કરો છો ? અલ્લાહ તમારી આંખોને

આંધળી કરે. આપણે કોઈ સૂર્ય, ચંદ્ર, કાંકરી, પથ્થર, ઢેફાં વગેરેને સજદહ નથી કરતા."

[૨] નેક લોકો અહીં સુધી કે સહાબા (રદિ.)ની સાથે પણ ઘણો ઉદ્ધતાઈપૂર્વક વર્તન કરતો હતો. જેથી હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.)ના વિષે તેણે આ બકવાસ કર્યો કે : "અલ્લાહની કસમ ! જો હું હુઝૈલ કબીલાના આ ગુલામને મેળવતે તો તેની ગરદન ઉડાવી દેતે." ઉપરાંત તેણે કહ્યું : "હવે પછી હું કોઈને ઈબ્ને મસ્ઊદ (રદિ.)ની કિરા'ત પઢતા ન સાંભળું. જો કોઈએ અનાદર કર્યો તો ગરદન ઉડાવી દઈશ, બલ્કે કુર્આને મજીદમાંથી ઈબ્ને મસ્ઊદની કિરા'તને ભૂંડની પાંસળીથી મિટાવી દઈશ." (તેનો આ બકવાસ હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ રદિ.ની કુર્આને મજીદની ખિદમત પર ઈર્ષા અને દુશ્મની ઈન્કાર અને રદીયાના હેતુસર હતી. જેનું કારણ આ હતું કે હઝરત ઉસ્માન (રદિ.)એ કુર્આન શરીફની વિવિધ હસ્તપ્રતો ભેગી કરવાનો ઈરાદો ફરમાવ્યો તો હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ રદિ.એ પોતાની હસ્તપ્રત આપવાથી ઈન્કાર કરી દીધો હતો.) એક વખત હજ્જાજ પોતાના બાપ યૂસુફ અને તે સમયના ખલીફા મરવાનની સાથે મિસ્રની એક મસ્જિદમાં પહોંચ્યો. તે સમયે 'સલીમ બિન અતર' નામના વઅઝ કહેનાર પર નઝર પડી, તો બદનસીબ કહેવા લાગ્યો : "જો મસ્જિદની દીવાલ પાછળ તું દેખાતે અને મને એના પર કાબૂ હોતે, તો હું તેની ગરદન ઉડાવી દેતે. કારણ કે આ અને તારા સાથી માલદારોની ફરમાંબરદારીમાં આનાકાની કરો છો." આ વાત સાંભળીને હજ્જાજના વાલિદ યૂસુફે હજ્જાજને બૂરું-ભલું કહ્યું અને બતાવ્યું : "શું તેં લોકોની ઝબાન પર તે લોકોની સારી વાત નથી સાંભળી ? તેમ છતાં પણ તું એવો બકવાસ કરે છે ! અલ્લાહની કસમ ! મારી ધારણા આ છે કે તું ઝાલિમ અને બદનસીબ થઈને મરશે."

" اما والله ان رأيى فيك انك لا تموت الا جباراً شقياً "

બાપની આ બદદુઆ જ તેની દુષ્ટતા અને બદનસીબી પર સ્પષ્ટ દલીલ છે.

'સહીહ બુખારી શરીફ'માં છે કે : હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)ને કાવતરાથી કતલ કર્યા હતા. બલ્કે હઝરત સલ્મહ બિન અલ્ અક્વઅને પણ કોઈ બહાના હેઠળ કતલ કરવા માંગતો હતો. એટલા જ માટે તે બદનસીબે હઝરત સલ્મહ (રદિ.)થી કહ્યું : "એવું લાગે છે કે તમે હિજરતની બયૂઅતથી હાથ ખેંચી લીધો છે અને મદીના મુનવ્વરા છોડીને વણજારા બની ગયા છે."

" يا ابن الاكوع ارتددت على عقيبيك تعربت "

આપે ફરમાવ્યું : "નહીં ! મને તો ખૂદ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે વનવાસની ઈજાઝત ફરમાવી હતી."

['બુખારી શરીફ' : ૧ / ૧૩૨, ૨ / ૧૦૫૦]

[૩] હજ્જાજને લોકોને તકલીફ પહોંચાડવામાં ઘણી મઝા આવતી હતી. એક વખત જુમ્અહની નમાઝ માટે જતાં જતાં અવર્ણનીય દુઃખ અને તકલીફથી પરેશાન કેદીઓની ચીસો અને આક્રંદ સાંભળીને પૂછયું : "આ શું છે ? " બતાવવામાં આવ્યું કે : "તીવ્ર ગરમીના કારણે કેદીઓનો આક્રંદ અને વિલાપ છે." તો તેણે સંદેશાવાહક મારફતે કહેવડાવ્યું : " اخسئوا فيها و لا تكلمون "

[અરે કેદીઓ ! આ કેદખાનામાં પડી રહો અને મારી સાથે વાત ન કરો.]

આ બનાવના થોડાં જ દિવસો પછી હજ્જાજ મૃત્યુ પામ્યો. તેના મૃત્યુ પછી સુલય્માન બિન અબ્દુલ્ મલિકે ૮૧૦૦૦ (એકયાસી હઝાર) કેદીઓને મુકત કર્યા, જેમાં વધુ પ્રમાણમાં નિર્દોષ

અને બેગુનાહ હતા. ઈબ્ને અદી (રહ.) ફરમાવે છે કે : "તેમાં ૩0000 (ત્રીસ હઝાર) સ્ત્રીઓ હતી."

અબ્દુલ્લાહ બિન શૌઝબ (રહ.) ફરમાવે છે કે : "હજ્જાજની જેમ કોઈને નથી જોયો કે જેની લોકોએ પુષ્કળ ફરમાંબરદારી કરી હોય અને પુષ્કળ જેની નાફરમાની કરવામાં આવી હોય."

ઈમામ આસિમ (રહ.) ફરમાવે છે કે : કોઈ પાપ અને ગુનાહ એવો નથી જે તેણે ન કર્યો હોય.

હઝરત સઈદ બિન ઝુબૈર (રહ.)થી કોઈએ પૂછ્યું કે : "આપે હજ્જાજના વિરુધ્ધ શા માટે બળવો કર્યો ?" તેમણે જવાબ આપ્યો : "જનાબ ! અલ્લાહની કસમ ! તેનાથી કાફિર થવાના લક્ષણો દેખાવા પછી જ મેં તેની સાથે બળવો કર્યો છે."

માલિક બિન દીનાર (રહ.) હજ્જાજને અલ્લાહ તઆલાના તરફથી ખુદાવંદી અઝાબ સમજતા હતા. તેઓ ફરમાવે છે : "આ તે પીડા છે જેને અલ્લાહ તઆલાએ આપણા પર ઉતારી છે. તેનો બચાવ તલવારથી ન કરો. અલબત્ત, દુઆ અને રડવા, આંસુ વહાવવા મારફતે તેનાથી બચવાનો પ્રયત્ન કરો."

હઝરત હસન બસરી (રહ.)ને હજ્જાજના મૃત્યુના સમાચાર મળ્યા તો શુક્રનો સજદહ કર્યો.

હઝરત ઈબ્રાહીમ નખ્ઈ (રહ.) તો હજ્જાજના મૃત્યુ થવા પર ખૂશીના જોશમાં રડવા લાગ્યા. ઈબ્ને ખલ્કાનના કથન અનુસાર આ કમનસીબ ૨૭, રમઝાન, ૯૫ હિજરીસનમાં વાસિત સ્થળે મૃત્યુ પામ્યો. અને પાણી વહાવીને કબરની નિશાનીઓને મિટાવી દેવામાં આવી. પરંતુ આ પણ આશ્ચર્યજનક વાત છે કે મૃત્યુના સમયે તેણે અલ્લાહ તઆલાથી દુઆ કરી :

"હે અલ્લાહ ! મને માફ કરી દે. લોકોનો મારા વિષે આ ખ્યાલ છે કે આપ મને કદી માફ ન કરશો."

અસ્મઈ (રહ.) કહે છે કે : મૃત્યુના સમયે હજ્જાજની ઝબાન પર આ અશ્આર (કાવ્યો) હતા :

يا ربي قد حلف الأعداء واجتهدوا بأنني رجل من ساكني النار
أيحلفون على عمياء ويحهم ما علمهم بكثير العفو ستار

હે પરવરદિગાર ! દુશ્મને જોશમાં આવીને આ કસમ ખાઈ લીધી છે કે હું જહન્નમી છું. આ અંધ કસમ છે, તેમનું બૂરું થાય. શું તેમને પુષ્કળ પ્રમાણમાં માફ કરનારા અને લોકોના અયૂબોને છુપાવનારા અલ્લાહનો ઈલ્મ નથી ?

હઝરત હસન બસરી (રહ.)ને જયારે આ અશ્આર (પંકિતઓ)ની જાણ થઈ તો ફરમાવવા લાગ્યા : "જો હજ્જાજને નજાત (આખિરતમાં મુકિત) મળી શકે છે તો કદાચ આ વાણીથી મળી જાય."

તે ઘણો જ છટાદાર વાણીવાળો હતો. અબૂ અમ્ર બિન અલાઅ ફરમાવે છે કે : "મેં હસન બસરી (રહ.) અને હજ્જાજથી મોટો છટાદાર વાણીવાળો કોઈને નથી જોયો. અલબત્ત, હઝરત હસન (રહ.) હજ્જાજથી ચઢિયાતા હતા." 'અબૂ દાઊદ શરીફ'માં તેના ઝેરીલા, જોશીલા ભાષણોની કંઈક ઝલક બાબે શર્હુસ્સુન્નહમાં મૌજૂદ (વર્ણવેલ) છે. જેમાં બનૂ હાશિમ અને બનૂ ઉમય્યહની દુશ્મનીની આગને ભડકાવીને હઝરત ઉસ્માન (રદિ.)ને હઝરત ઈસા (અલૈ.)ની જેમ અને નઊઝુબિલ્લાહ (અલ્લાની પનાહ) હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહૂને યહૂદીઓની ઉપમા આપી. તદઉપરાંત તેના ખુત્બામાં આ છે :

" والله لو اخذت ربيعة بمضر لكان ذالك لى
من الله حلال "

**અર્થાત:** મુઝર કબીલા (અસલ મુજરિમ) (ગુનેહગાર)ને સઝા

આપવાના બદલે રબીઅહ કબીલા (જે નિર્દોષ હતો)ની ધરપકડ કરતે, આ મારા માટે અલ્લાહ તઆલાના તરફથી હલાલ છે. એટલા જ માટે તો 'બઝલ'ના લેખક ફરમાવે છે : "આ તેના કુફ્રના બોલ છે."

આ હિંસક ગુણ, બિનસંસ્કારી અને જાહિલ હરકતો અને હાલતોને જોઈને હઝરત અસ્મા બિન્તે અબૂબક્ર (રદિ.) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ફરમાનને હજ્જાજ પર આરોપણ કરવું "طابق النعل بالنعل" પ્રમાણે મુનાસિબ (ઉચિત) છે. તે હદીષ શરીફ આ છે કે : એક વખત હઝરત અસ્મા (રદિ.)એ હજ્જાજને કહ્યું કે : અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે અમારાથી આ હદીષ શરીફ બયાન ફરમાવી કે : "ષકીફ કબીલામાં એક જૂઠો અને તબાહી મચાવનારો થશે, તો જૂઠાઓના સરદાર (મુખ્તારે ષકફી)ને તો આપણે જોઈ ચુકયા છીએ. અલબત્ત, તબાહી મચાવનાર મારા ખ્યાલ અનુસાર તું જ છે."

['સહીહ મુસ્લિમ શરીફ' : ૨૫૪૫, 'તિરમિઝી શરીફ' : ૨૩૧૭]

આ વાત યાદ રહે કે જે કોઈ સહાબએ કિરામ (રદિ.)ની ઈઝ્ઝત અને આબરૂ, પવિત્રતા અને સન્માન સાથે રમત રમશે, તો તે, "من عادىٰ لي ولياً فقد آذنته بالحرب"

**(અર્થાત્ :** જેણે મારા વલીઓથી દુશ્મની રાખી એનાથી હું જંગનું એ'લાન કરું છું.) નો મિસ્દાક (અનુરૂપ) બને છે અને અલ્લાહ તઆલા : "الجزاء من جنس العمل" ના પ્રમાણે તેને નામોશીની ખાઈમાં ધકેલી દે છે. તેને સમજવા માટે હજ્જાજનો આ દિલચસ્પ બનાવ ધ્યાનપૂર્વક વાંચો.

ઉમ્મે અબાન હિંદહ બિન્તે નુઅ્માન બિન બશીર અલ્ અન્સારિય્યહ નામની એક ઘણી જ ખૂબસૂરત, સુંદર, છટાદાર વાણીવાળી અને ઝમાનાની સાહિત્યકાર સ્ત્રી હતી. તેના પ્રથમ નિકાહ

રૂહ બિન ઝન્બાઅ સાથે થયા હતા. તે પછી ઝબરદસ્તીથી હજ્જાજે તેની સાથે બે લાખ દિરહમ (મહેર)ના બદલે નિકાહ કર્યા. પણ તેના દિલમાં હજ્જાજની નફરત (ઘૃણા) કાયમ રહી. એક વખત આઈના (અરિસા)માં પોતાના સૌંદર્ય અને સુંદરતા અને હજ્જાજની તુલના કરતા બેધડક તત્કાળ તેમની ઝબાન પર આ અશ્આર (પંકિતઓ) જારી થયા :

وهل هند الامهرة عربية سليلة أفراس تحللها بغل

**અર્થાત્** : એ હિંદહ નથી પરંતુ અરબી ઘોડી છે, જે સારા ઘોડાઓની વંશમાંથી છે, જેની સાથે એક ખચ્ચરે નિકાહ કર્યા.

فان ولدت فحلاً فلله درها وان ولدت بغلا فجاء به البغل

**અર્થાત્** : હવે જો ગુણવાન પુત્રને જન્મ આપે, તો કેટલું સરસ છે, અને જો ખચ્ચરને જન્મ આપે તો સમજી લો કે ખચ્ચરથી ખચ્ચર જ પૈદા થાય છે.

જે સમયે આ પંકિતઓ પઢી રહી હતી, તે સમયે હજ્જાજ અચાનક રૂમમાં દાખલ થયો અને તેણે આ પંકિતઓ સાંભળી લીધી, અને ગુસ્સામાં આવીને તેને તલાક આપી દીધી અને મહેર અબ્દુલ્લાહ બિન તાહિરના મારફતે અદા કરી દીધી. પરંતુ ગૌરવવાળી સ્ત્રીએ આ કહીને અબૂ તાહિરને તે મહેરની રકમ પુરસ્કારરૂપે આપી દીધી કે ષકીફના કૂતરાથી મુકિતની ખૂશખબરી સંભળાવવા બદલ હું આ મોટી રકમ તને આપું છું.

તે પછી અબ્દુલ્ મલિક બિન મર્વાનને તેના સૌંદર્ય અને રૂપની ખબર થઈ તો નિકાહનો પૈગામ મોકલાવ્યો.

સ્ત્રીએ જવાબમાં એક લખાણ લખ્યું, જેનો વિષય આ હતો કે અમીરુલ્ મુઅ્મિનીનને ખબર હોવી જોઈએ કે વાસણમાં કૂતરાએ મોંઢું નાંખી દીધું છે.

પત્ર વાંચીને અબ્દુલ્ મલિક ઘણો હસ્યો અને જવાબમાં લખ્યું

" اذا ولغ الكلب فى اناء أحدكم فليغسله سبعاً احداهن

بالتراب فاغسلى الاناء يحل الاستعمال"

**અર્થાત્** : જ્યારે કૂતરો વાસણમાં મોંઢું નાંખી દે તો સાત વખત તે વાસણને ધોવામાં આવે છે, તમે પણ વાસણને ધોઈ લો, વાપરવા લાયક થઈ જશે.]

હિંદહએ અબ્દુલ્ મલિકનો જવાબ વાંચીને તેમને પત્ર લખ્યો કે, અમીરુલ્ મુઅ્મિનીન ! અલ્લાહની કસમ ! હું આ શર્તની સાથે નિકાહ કરવા રાઝી છું કે મારી રુખ્સતી (વિદાય)ના સમયે હજ્જાજ ષકફી મારી સવારીની લગામ પકડીને મઅર્રહ (સોરિયહમાં એક શહેરનું નામ છે)થી લઈને આપના શહેર સુધી મને પહોંચાડી દે. અને તેની દશા આ હોય કે તે ખુલ્લા પગે ચાલતો ચાલી રહ્યો હોય. ઉપરાંત તે પોતાના પૂર્વજોના અસલી ઊંટવાળાઓના પોશાક (ઊંટ ચરાવનારાઓના પોશાક)માં હોય. આ શર્ત સાંભળીને તો અબ્દુલ્ મલિક હસી હસીને લોટપોટ થઈ ગયો અને શર્ત સ્વીકારીને હજ્જાજને તેનો મુકલ્લફ (હુકમ) કર્યો. બાદશાહના હુકમના સામે હજ્જાજ મજબૂર થઈ ગયો અને લાચાર થઈને આજ્ઞાનું પાલન કરવા માટે તૈયાર થવું પડયું. જેથી હજ્જાજ ''હિંદહ''ની રુખ્સતી (વિદાય)ના દિવસે હાજર થયો અને હિંદહની ઊંટણીની લગામ પકડીને ખુલ્લા પગે ઊંટવાળાઓનો પોશાક પહેરીને આગળ આગળ ચાલવા લાગ્યો. હિંદહની સાથે સહેલીઓ અને ખાદિમાઓ હતી. જેથી મોકાનો લાભ ઉઠાવીને હિંદહ પોતાની સહેલીઓ અને ખાદિમાઓની સાથે મળીને કટાક્ષ અને મશ્કરી કરતી રહી, અહીં સુધી કે ખાદિમાઓથી કહ્યું કે, અરે સેવિકા ! જરા ઊંટના કાઠડાનો પરદો હટાવો. તે પછી હજ્જાજને જોઈને જોરથી ખડખડાત હસી.

આ જોઈને હજ્જાજે આ પંકિત કહી :

فان تحضكي منى فيا طول ليلة　　　تركتك فيها كالقباء المفرج

**અર્થાત્** : જો તું મારા પર હસે છે તો મને કોઈ ગમ નથી, કારણ કે મને ઘણી મઝા આવે છે જયારે કે હું તે લાંબી રાત્રીને યાદ કરું છું, જેમાં મેં તને પગ તળે રગદોળીને કોટની જેમ ફેલાવી દીધી હતી.

આ વાત પર હિંદહએ જવાબ આપ્યો :

وما نبالي اذا أرواحنا سلمت　　　بما فقد ناه من مال ومن نشب

**અર્થાત્** : અમોને કોઈ ગમ નથી જો અમારી રૂહો સુરક્ષિત રહે અને ધન અને દૌલત નષ્ટ થઈ જાય.

فالمال مكتسب والعز مرتجع　　　اذا النفوس وقاها الله من عطب

**અર્થાત્** : કારણ કે માલ તો કમાવી શકાય છે અને ઈઝ્ઝત અને સન્માન પાછા આવી શકે છે, જયારે કે અલ્લાહ તઆલા જીવોને હલાકતથી સુરક્ષિત કરી દે.

એ જ પ્રમાણે મશ્કરી અને મઝાક કરતી કરતી જયારે અબ્દુલ્ મલિકના શહેરથી નજીક પહોંચી, તો તે ઝમાનાની સાહિત્યકાર દુલ્હને અનોખી શૈલીથી પોતાની હોશિયારી અને બુદ્ધિનો સ્વીકાર કરાવ્યો કે હજ્જાજે નીચું જોવું પડયું. કદાચ એવું અપમાન અને નામોશી તેને કયારેય ન થઈ હશે. થયું આ કે તેણે ચુપચાપ એક દીનાર કાઢીને જમીન પર નાંખી દીધો અને હજ્જાજને સંબોધન કર્યું :

" يـا جـمّـال " [હે ઊંટવાળા ! અમારો એક દિરહમ નીચે પડી ગયો છે, તે ઉઠાવીને આપ.]

હજ્જાજ જમીન પર દિરહમ શોધવા લાગ્યો, પણ તેને દીનાર જ દેખાયો, તો હજ્જાજ કહેવા લાગ્યો : "અહીંયા દીનાર છે, દિરહમ

નથી.'' હિંદહએ કહ્યું : ''નહીં ! તે તો દિરહમ જ હતો.'' હજ્જાજે બીજી વખત કહ્યું : ''અરે ! દીનાર જ છે.'' હવે મૌકો જોઈને મશ્કરી કરતા કરતા કહેવા લાગી :

" الحمد لله سقط منا درهم فعوضنا الله دينارا "

**અર્થાત્** : હું અલ્લાહનો શુક્ર અદા કરું છું કે નીચે તો મારો દિરહમ પડી ગયો હતો, પણ તેના બદલામાં અલ્લાહએ મને દીનાર અતા કર્યો.

તારા જેવા તુચ્છના બદલે અબ્દુલ્ મલિક બિન મર્વાન જેવા સમયના બાદશાહના સાથે નિકાહનો શર્ફ બખ્શયો. હજ્જાજ આખી વાત સમજી ગયો અને ઘણો શરમિંદા થઈને ચુપ થઈ ગયો. અને તે કોઈ જવાબ આપી ન શકયો. એ રીતે તે અબ્દુલ્ મલિક બિન મર્વાન પાસે પહોંચી ગઈ. ('અઅ્લામુન્નિસાઅ' : ૫ / ૨૫૬ થી ૨૫૯, 'તારીખુલ્ ઈસ્લામિ વ વફિયાતુલ્ મશાહીરિ વલ્ અઅ્લામિ લિઝ્ઝહબી' : ૬ / ૧૭૧, 'અલ્ ઈસાબહ' : ૫ / ૩૦૨, 'સિયરુ અઅ્લામિન્નુબલાઅ' : ૫ / ૩૦૨, 'અલ્ બિદાયહ વન્નિહાયહ' : ૯ / ૧૦૧, 'અલ્ મુન્તઝિમ ફી તારીખિલ્ મુલૂકિ વલ્ ઉમમ્ : ૬ / ૩૩૬)

هذا من فضل ربي

# સંદર્ભગ્રંથો

[૧] તફસીર ઈબ્ને કષીર
[૨] તફસીરે કુર્તુબી
[૩] તફસીરે મઝહરી
[૪] મઆરિફુલ્ કુર્આન
[૫] બુખારી શરીફ
[૬] મુસ્લિમ શરીફ
[૭] અબૂ દાઊદ શરીફ
[૮] તિરમિઝી શરીફ
[૯] નસાઈ શરીફ
[૧૦] ઈબ્ને માજહ શરીફ
[૧૧] મુસ્નદે અહમદ
[૧૨] મુસ્નદે દારમી
[૧૩] મિશ્કાત શરીફ
[૧૪] ફત્હુલ્ બારી
[૧૫] મિરકાત
[૧૬] તહ્ઝીબુત્તહઝીબ
[૧૭] અલ્ ઈસાબહ
[૧૮] ઉસદુલ્ ગાબહ
[૧૯] નુઝુલુલ્ અબરાર
[૨૦] વોહ કોહ કનકી બાત
[૨૧] અઅ્લામુન્નિસાઅ
[૨૨] નુઝ્હતુલ્ ખવાતિર
[૨૩] અઝ્ઝિયાદતુ વલ્ ઈહ્સાન
[૨૪] મદારિજુન્નુબુવ્વત
[૨૫] માએ ઝમઝમ
[૨૬] હયાતુસ્સહાબા
[૨૭] જમ્ઉલ્ જવામિઅ
[૨૮] મિસ્કુદુઆઅ
[૨૯] ગુલ્દસ્તએ મુનાજાત
[૩૦] સીરતે મુસ્તફા
[૩૧] સિયરુ અઅ્લામિન્નુબલાઅ
[૩૨] સુબુલુલ્ હુદા વર્રશાદ
[૩૩] ફયઝુલ્ કદીર લિલ્મનાવી
[૩૪] મવાહિબુર્રહમાન
[૩૫] મુકદમા અબ્જદુલ્ ઉલૂમ
[૩૬] લાલહ વ ગુલ
[૩૭] ઈત્તિહાફુસ્સાદતિલ્ મુત્તકીન
[૩૮] ગાયતુન્નિહાયહ ફી તબકાતિલ્ કુરાઅ
[૩૯] અમલુલ્ યવ્મિ વલ્લય્લતિ લિ ઈબ્નુસ્સુન્ની
[૪૦] તારીખુલ્ ઈસ્લામિ લિઝ્ઝહબી

[૪૧] અલ્ બિદાયતુ વન્નિહાયહ લિ ઈબ્ને કષીર
[૪૨] આબે ઝમઝમ ગિઝા ભી, દવા ભી
[૪૩] અસ્માઉસ્સહાબતિર્રુવાત
[૪૪] ઈકમાલ ફી અસ્માઈર્રિજાલ મુલ્હકહૂ મિશ્કાત
[૪૫] આપકે મસાઈલ ઔર ઉનકા હલ
[૪૬] ઉમ્મહાતુલ્ મુઅ્મિનીન
[૪૭] અલ્ ફત્હુર્રબ્બાની તરતીબ બ મુસ્નદે અહમદ
[૪૮] અન્નિહાયહ લિ ઈબ્ને અષીર
[૪૯] દુઆ કે મુઅ્જિઝાનહ અષરાત વાકિઆત કી રોશની મેં
[૫૦] દારુલ્ ઉલૂમ, દેવબંદ કી પચાસ મિસાલી શખ્સિયાત

“تَمَّتْ بِالْخَيْرِ”

“رَبَّنَا تَقَبَّلْ مِنَّا اِنَّكَ اَنْتَ السَّمِيْعُ الْعَلِيْمُ” (آمين)



# નઅતે પાક

શિમ્લા કે આસપાસ ન ગોવા કે આસપાસ
મિલતા હૈ ચૈન ગુમ્બદે ખિઝરા કે આસપાસ

તુમ ઈશ્ક કયા કરોગે કિસી મહજબીં કે સાથ
ઈશ્કે હકીકી દેખો સહાબા કે આસપાસ

વો હુસ્ન જિસકો દેખ કર શરમાએ ચાંદ ભી
ગ઼ર દેખના હો તો ચલિએ મદીના કે આસપાસ

સિદીક હો, ઉંમર હો કે ઉસ્માન હો યા અલી
યે તારે જગમગાતે હૈં આકા કે આસપાસ

ઝુક ઝુક કે દુરૂદ બજાતી હૈ બાદે સબા વહીં
ચલિએ અદબ કો સીખને તયૂબા કે આસપાસ

મુઝ કો તલાશ ન કરો બાઝારે હિંદ મેં
દિલ મેરા ખો ગયા હૈ મદીના કે આસપાસ

'તાઈર' ને નઅત લિખી હૈ જો અય મેરે ખુદા
ઉસકો સુનાને ભેજ દે રવઝા કે આસપાસ

**અકરમ 'તાઈર' પ્રતાપગઢી**
અરબી–૩,
જામિઅહ ઈશાઅતુલ્ ઉલૂમ, અક્કલકુવા